સને ૧૯૩૦ ની 'સ્કૂલ લીવિંગ સર્ટિફિકેટ' અથવા "મેટ્રિક" ની
પરીક્ષા માટે મુંબાઈ યુનિવર્સિટીએ નિયત કરેલો

# પદ્યસંગ્રહ.

( કવિજીવન, કાવ્યાવલોકન, વિસ્તૃત ટીકા, સાર, વ્યુત્પત્તિ, સમાસ સહિત ).


યોજી પ્રસિદ્ધ કરનાર.

માસ્તર જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ. એમ. એ.

અને

ચીમનલાલ ભોગીલાલ દેસાઈ. બી. એ.



૧૯૨૯ ] [ કિંમત ૧-૨-૦. [ કુલ પાનાં ૩૧૦.

સને ૧૯૩૦ ની ‘ સ્કૂલ લીવીંગ સર્ટિફિકેટ ’ અથવા ‘મેટ્રિક’ ની પરીક્ષા માટે મુંબાઈ યુનિવર્સિટીએ નિયત કરેલો.

# પદ્યસંગ્રહ.

( કવિજીવન, કાવ્યાવલોકન, વિસ્તૃત ટીકા, સાર, સમજૂતિ, વ્યુત્પત્તિ, સમાસ સાથે ).


યોજી પ્રસિદ્ધ કરનાર.

**પ્રૉફેસર જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ. ઍમ. એ.**

કર્વે યુનિવર્સિટીની અમદાવાદ વીમેન્સ કૉલેજના ગુજરાતી ને અંગ્રેજીના પ્રોફેસર, ઍન. ઍમ. પરમાનંદ પ્રાઇઝમૅન ઑફ બૉમ્બે યુનિવર્સિટી, ‘ સુરદાસની કવિતાના અર્થ ’, ‘ રસેશ શ્રી કૃષ્ણ ’, ‘ સુબોધિની ’ ‘અણુભાષ્ય’ વગેરે ગ્રન્થોના લેખક તથા અનુવાદક.

અને

**ચીમનલાલ ભોગીલાલ દેસાઈ. બી. એ.**

જૉઇન્ટ મૅનેજર અને માલીક, ન્યુ હાઇસ્કુલ, અમદાવાદ.





આવૃત્તિ પહેલી. સને ૧૯૨૯ નકલ ૧૦૦૦

કિંમત ૧-૨-૦.

# આમુખ ને ઉપકાર દર્શન.

મુંબાઈ યુનિવર્સિટીએ સને ૧૯૩૦ની "સ્કૂલ લિવિંગ" અથવા "મેટ્રિક્યુલેશન"ની પરીક્ષા માટે નિયત કરેલા ગુજરાતી કવિતાના અભ્યાસક્રમને અનુસરીને જ આ પદ્યસંગ્રહ અમે તૈયાર કર્યો છે. આમાં મૂળ ટેકસ્ટની સાથે દરેક કવિનાં વિસ્તૃત જીવનચરિત્રો, કાવ્ય-શૈલી, કાવ્યના અર્થ, સમજૂતિ, સાર, વિવેચન, વ્યુત્પત્તિ, વ્યાકરણ વગેરે આપવામાં આવેલ છે. એકંદરે વિદ્યાર્થીઓની દૃષ્ટિએજ આ પદ્યસંગ્રહ તૈયાર થયો છે. વિદ્યાર્થીઓ મૂળ કાવ્યનો અર્થ બરાબર સમજી શકે ને તે પછી કાવ્યની ખૂબીમાં સ્વતંત્ર પ્રવેશ કરી શકે તે હેતુજ ખાસ ધ્યાનમાં લઇને અર્થ વિવેચન માટે પ્રયત્ન કરવામાં આવ્યો છે. કોઇ પણ કાવ્યની ખૂબી જાણી તે કવિનાં અન્ય કાવ્યો તથા સાહિત્ય વાંચવાને વિદ્યાર્થી પ્રેરાય એ આશાએ દરેક કવિનાં જીવનચરિત્ર ને સાહિત્યસેવા જરા વિસ્તારપૂર્વક અમે આપેલાં છે. કેવલ અર્થ ગોખાવવાથી ભાષાજ્ઞાન સિદ્ધ થતું નથી એ સૂત્ર ધ્યાનમાં રાખીનેજ ટીકા તૈયાર કરવામાં આવી છે. કેટલેક સ્થળે વિદ્યાર્થીઓની બુદ્ધિનો ઉપયોગ સ્વતંત્ર રીતે કરાવવાને સાધારણ વિવેચન કર્યું છે. પંચદંડની વાર્તામા શામળે અનેક વસ્તુઓ ચર્ચી છે. તેમાંની ઘણીખરી મહત્વની વસ્તુઓ પ્રત્યે અમે વિદ્યાર્થીઓનું ધ્યાન પ્રસ્તાવનામાં ખેંચ્યું છે, પણ તે માર્ગદર્શક જ છે. શામળના જીવન-ચરિત્ર તથા પંચદંડના વિવેચનના લેખ તૈયાર કરવામા અમારા મિત્ર. રા. નટવરલાલ ગોકળદાસ શાહ બી. એ. એ અમને ખાસ મદદ આપી છે. આ પદ્ય સંગ્રહમાંનાં જૂદાં જૂદાં કાવ્યો એક કરતાં અનેક સંગ્રહોમાં જૂદે જૂદે સ્થળે છપાઇ ગયેલાં છે. તેમાંના ઘણાખરા સંગ્રહોને એકઠા કરીને તે ઉપરથી અમે અહિઆં મુદ્રિત કાવ્ય લીધાં છે. પંચદંડની વાર્તા "સિંહાસન બત્રીશી"માં આખી છપાયલી છે તેમજ એક જૂની શિલા પ્રેસમાં છપાયલા પુસ્તકમાં પણ મળી આવે છે.

પણ ગુજરાતી પ્રેસના બૃહત્કાવ્યદોહનમાં જે સ્વરૂપમાં છપાયેલી છે તે અમોને વધુ શુદ્ધ લાગે છે તેથી તેનેજ અમે અહિં અનુસર્યા છીએ, ને પાઠભેદ આપવાનો પ્રયાસ કર્યો નથી. નરસિંહથી દયારામ સુધીનાં કાવ્યો ગુજરાતી પ્રેસ તરફથી છપાયલા બૃહત્કાવ્યદોહનના અનેક ભાગમાં, પ્રાચીન કાવ્યમાળાના અંકો તેમજ તે તે કવિઓના સ્વતંત્ર કાવ્ય સંગ્રહો જેવા કે 'અખેવાણી', 'દયારામ કાવ્યમણિ માલા. ભા. ૩', 'દયારામ કાવ્યસંગ્રહ', વગેરેમાં પ્રસિદ્ધ થયેલા છે તેથી તે તે ગ્રન્થોની પણ અમારે મદદ લેવી પડી છે. દલપતરામ તથા નર્મદાશંકરનાં કાવ્યો દલપત કાવ્ય" તથા "નર્મકવિતા"માથી લીધાં છે. મણિલાલનું 'અમર આશા'નું કાવ્ય ગુજરાત વર્નાક્યુલર સોસાયેટીએ પ્રસિદ્ધ કરેલા 'પદ્ય સંગ્રહ'માંથી લેવામાં આવ્યું છે. બાકીનાં કાવ્યો તે તે કવિઓના સ્વતંત્ર સંગ્રહોમાં જ્યાં પ્રકટ થયેલાં છે ત્યાથી બહુધા લીધેલાં છે અને જે ગ્રંથમાં પ્રકટ ન હોય પણ માસિકાદિમાં પ્રકટ થયા હોય તો .તેવા સ્થળેથી અમોને ઉદ્ધૃત કરવાની જરૂર પડી છે. આવું એક શ્રીયુત ખબરદારનું કાવ્ય અમે 'ગુજરાત' માસિકમાંથી ઉદ્ધૃત કર્યું છે. આ માટે આ સર્વ ગ્રન્થ પ્રકાશકો તથા માસિકાદિના સંચાલકોનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

વિદ્યમાન કવિઓનાં કાવ્ય આ સંગ્રહમાં મુદ્રિત કરવા જે જે કવિઓએ વિના સંકોચે ઉદારતાથી પરવાનગી આપી છે તેમનો અમે ઉપકાર માનીએ છીએ. જેમની પરવાનગી શરતચૂકથી લેવાની રહી ગઇ હોય તેમની વિદ્યાર્થીઆલમની કેળવણીના અમારા આ લઘુ પ્રયાસમાં સહાનુભૂતિ મળશે એવી આશાથી તેમનો પણ ઉપકાર માનીએ છીએ.

કવિજીવન યોજવામાં સાહિત્ય પરિષદ્‌ના રિપોર્ટો, રા. ઝવેરીના માઇલ સ્ટોન્સ ઑફ ગુજરાતી લીટરેચરના બે ભાગ, તથા રા. જીવનલાલ અમરશીની "ગુર્જર સાક્ષર જયન્તીઓ"ની કોઇ કોઈ સ્થળે

મદદ લેવી પડી છે તેમને માટે અમે તે સર્વે લેખકો તથા પ્રકાશકોના ઋણી થયા છીએ.

પ્રુફ સુધારવામાં ઘણીજ કાળજી રાખવા છતાંય મર્યાદિત સમયમાં પુસ્તક પ્રસિદ્ધ કરવાની ઉતાવળને લીધે કોઇ કોઈ સ્થળે અશુદ્ધિ પેસી ગઈ છે તે માટે વાચકવર્ગની ક્ષમા માગીએ છીએ. તેને માટે શુદ્ધિપત્રક પહેલું વાચીને સુધારીને વાંચવાની સર્વેને વિનંતિ છે.

અમદાવાદ.
તા. ૭–૫–૧૯૨૯.

**જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ.**
**ચીમનલાલ ભોગીલાલ દેસાઇ.**



# અનુક્રમણિકા.

## શુદ્ધિપત્રક.

| ટેક્સ્ટ. પૃ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૩ | ૧૭ | કુચભૂષણુ | કચભૂષણુ |
| ,, | ૧૯ | વદન | પદના |
| ,, | ,, | ખટતો યજતો | ખટ તોયજતો |
| ૫૪ | ૧૦ | તો લે | તોલે |
| ૫૫ | ૧૮ | ક્ષુધા | ખુધા |
| ૬૩ | ૨૦ | હૃદય જોઇને | ઉદય જોઇને |
| ૬૭ | ૯ | ઈશિ | ઇશ્ક |
| ૬૮ | ૨ | મારી | મારો |
| ૬૮ | ૩ | મૂડી | મૂઠી |
| ૭૦ | ૨૩ | પિછોડી | વિછોડી |

# કવિ શામળ ભટ.

---

**જીવનકાળ**—શામળ કવિનો જન્મ ઈ. સ. ૧૬૪૦ પહેલાં, અને મરણ ઈ. સ. ૧૭૩૦ પછી થયું હતું. જાતે શ્રીગોડ માળવી બ્રાહ્મણ હતો અને વેગણપુર (હાલના અમદાવાદનું પરગણું ગોમતીપુર) નો રહીશ હતો તેના પિતાનું નામ વિરેશ્વર, માતાનું નામ આણંદી બાઈ અને ગુરૂનું નામ નાનાભટ હતું. ચોક્કસ પુરાવાના અભાવે અત્યારસુધી એમ મનાતું હતું કે શામળ એ સત્તરમી સદીના પ્રેમાનંદ કવિનો હરિફ અને સમકાલિન કવિ હતો! ગુજરાતી સાહિત્યના માર્ગ સૂચક સ્થંભો'ના કર્તા સાક્ષરશ્રી કૃષ્ણલાલ ઝવેરી તેનો જીવનકાળ ૧૬૪૦થી ૧૭૩૦ સુધીનો આંકે છે. પણ ટીપમાં તેઓ રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવનો અભિપ્રાય ટાંકી જણાવે છે કે તેના જીવનકાળની તે સાલ અસંભવિત છે. તેના અને પ્રેમાનંદના સાહિત્ય ગ્રંથોની રચનસંવત્ સરખાવતાં એવા ચોક્કસ પુરાવા સાંપડે છે કે શામળ એ પ્રેમાનંદનો નહિ પણ પ્રેમાનંદના પુત્ર વલ્લભનો સમકાલિન અને હરિફ હતો. વળી પ્રેમાનંદ અને શામળને સાક્ષરવિગ્રહ થયો હતો એમ મનાતું હતું. અને તે વિગ્રહને પ્રેમાનંદ–શામળ વિગ્રહ એ સંબોધન અપાયું હતું. તેના સંબંધમાં અસંબદ્ધ આધાર ઉભા કરી તેને પ્રેમાનંદનો સમકાલિન ગણવામાં આવતો હતો. પણ પ્રેમાનંદ કૃત–'સુભદ્રાહરણ'ના સંપાદક શ્રી અંબાલાલ બુલાખીરામ જાની બી. એ. તે ગ્રંથની પ્રસ્તાવનામાં ચોક્કસ પુરાવા ટાંકી પ્રેમાનંદ–શામળ ઝઘડો અસંભવિત છે અને વલ્લભ–શામળ ઝઘડો સંભવિત છે એમ પોતાનો અભિપ્રાય જાહેર કરે છે. તે વાસ્તવિક અને સંભવિત જણાયાથી અને શામળના જીવનકાળ ઉપર પ્રકાશ પાડનાર હોવાથી અહિં તેનો ઉલ્લેખ કરવો ઉચિત છેઃ—

"કેટલાક જનો પ્રેમાનંદમાં કાવ્યોની ઓજસ્વિતા અને બહુલતામાં શામળ સાથે તેને અને તેના શિષ્યોને ચાલેલો ઝઘડો કારણ ભૂત હોવાનું કહે છે. આ વાદની ઉત્પત્તિ સને ૧૮૬૩થી થયલી કહી શકાય. એની તવારીખ અવલોકવા જેવી છે. વાદના મુદ્દા આદિ, તેમજ સંગતિ વિચારતાં પ્રેમાનન્દનો શામળ સંવત ૧૮૨૧માં તો જીવતો હોવાનું અને તેજ સમયે રસભર "સૂડા બોહોતેરી" સંપૂર્ણ કર્યાનું પ્રમાણ મોજુદ છે. તેમ તેની કાવ્ય પ્રવૃત્તિ ૧૮૭૪થી કંઇક વહેલી શરૂ થયાનું અને સંવત્ ૧૮૦૮ સુધીમાં પૂરપાટ પ્રવર્ત્યાનું આંતર પ્રમાણોથી ચોક્કસ જણાયલું છે. વળી શામળના આખ્યાન અને વાર્ત્તાઓની સ્પર્ધામાં રચાયલાં કહેવાતાં પ્રેમાનન્દ અને તેના શિષ્યોનાં આખ્યાન અને વાર્ત્તાઓની રચનસંવતની અસંગતિ, તેમજ તેનાં વસ્તુની સામ્યાદિ સ્પર્ધાના અંશોનો અભાવ પણ આ મુદ્દાને ખોટો ઠરાવે છે જ. દાખલા તરિકે વીરજીના સુરેખાહરણનો રચન સંવત્ ૧૭૨૦ છે અને કામાવતીનો સં. ૧૭૨૫ છે, ત્યારે તેની સ્પર્ધામાં રચાયલી કહેવાતી શામળની "પદ્માવતી"નો રચનસંવત્ ૧૭૭૪ છે. શામળની વિનેચટની વાર્તાની નાયિકા વિદ્યાવિલાસીનીને ઝાંખી પાડવા અષ્ટાવક્ર આખ્યાનમાં વિદ્યાવિનોદીનું ચિત્ર પ્રેમાનંદે ચિતર્યાનુ કહેવાય છે. પણ પ્રેમાનંદનું અષ્ટાવક્રાખ્યાન સંવત ૧૭૬૬ (કદાચ ૧૭૨૬) માં રચાયું છે, જ્યારે વિનેચટની વાર્તા તે પછીજ રચાઈ છે. વળી શામળની 'ઉદ્યમકર્મ'ની વાર્તાની સ્પર્દ્ધામાં પ્રેમાનન્દે દ્રૌપદીહરણ રચ્યાનું કહેવાય છે. તેમ માનીશું તો તે સંવત્ ૧૭૩૫ ની અગાઉ લખાયલી માનવી પડશે. કે જે સમયે શામળ નાનો બાળક હોવાનો સંભવ છે—પ્રેમાનંદનું માર્કંડેય પુરાણ ૧૭૪૫માં આરંભાઇ સંવત્ ૧૭૬૫માં પૂરૂં થયું; ત્યારે શામળનું શિવપુરાણ (ખરી રીતે તો સ્કંદપુરાણમાં અંતર્ગત શિવપુરાણનું માહાત્મ્ય) સં. ૧૮૦૪માં રચાયું. પ્રેમાનન્દનું મરણ ૧૭૯૨માં થયું તે પહેલાં વલ્લભે જેની સ્પર્ધામાં કૃષ્ણવિષ્ટિ રચી તે અંગદવિષ્ટિ સં. ૧૮૦૮માં રચાયલી

જણાય છે." કાષ્ટના ઘોડાની વાર્તાને ટક્કર મારવા 'કુંતિપ્રસન્નાખ્યાન' વલ્લભે લખેલું કહેવાય છે. પરંતુ કુંતિપ્રસન્નાખ્યાન સંવત્ ૧૭૭૭માં રચાયું છે, ત્યારે કાષ્ટના ઘોડાની વાર્તા (બત્રીસ પુતળીમાંની સોળમી) ૧૭૮૫ પછી રચાયાનું શામળ પોતેજ બે ત્રણ સ્થળે કહે છે:

આમ રચન સંવતોની કેવળ અસંગતિ ઉપરાંત પણ વસ્તુ-સામ્ય, પાત્રવર્ણનનું મળતાપણું, સમસ્યાદિની સ્પર્ધા વગેરે વિષે પણ ઘણું કહેવાયું છે, પરંતુ તે પણ સાવ નિરાધાર છે. એમ આંતર પ્રમાણોથી સિદ્ધ કરી શકાય એમ છે.

આવાં તેમજ બીજાં પ્રમાણોથી શામળનાં કાવ્યોની સ્પર્ધામાં પ્રેમાનન્દે કે વીરજીએ (કદાચ વલ્લભે પણ ?) આખ્યાન વાર્તાઓ બોધ્યાનું કથન અશ્રદ્ધાને પાત્ર ઠરે છે. તેમજ શામળ સાથે પોતાને થયલા ઝઘડામાં (રા. બ. હરગોવિંદદાસ જણાવે છે તેમ) વિજય મળ્યાથી પ્રેમાનન્દે સો મહોરો દક્ષિણામાં આપ્યાનું કથન પણ સબળ, આંતર પુરાવાના અભાવે માનતાં અચકાવું પડે છે. પરંતુ વલ્લભના કેટલાક માર્મિક અને વ્યંગ્યભર્યા ઉલ્લેખ (કુંતિપ્રસન્નાખ્યાન કવિત ૨૦૨, મિત્રધર્માખ્યાન કવિત ૮, યુધિષ્ઠિર વૃકોદર સંવાદાખ્યાન કવિત ૨૪–૨૫) જોતાં તેમ શામળનો કવનકાળ સંવત ૧૭૬૦–૧૮૨૧ નો વિચારતાં વલ્લભ શામળ વચ્ચે વાક્કલહ અથવા સાક્ષરવિગ્રહ ચાલ્યાનો સંભવ સમજાય ખરો, જો કે વલ્લભનાં વ્યંગ્ય વચનો સિવાય કોઈ પ્રમાણભૂત પુરાવો પડછે ધરી શકાય તેમ નથી. કદાચિત્ આ કલહમાં કહેવાય છે તેમ પુત્ર વલ્લભના માન ખાતર પ્રેમાનન્દે ઉત્તરાવસ્થામાં મહોરો ખર્ચી હોય તો તે સંભવિત છે. બાકી તો પ્રેમાનન્દનો હરિગુણ ગાવાનો કાવ્યહેતુ અને તેમાં આખ્યાનોનાં ઐતિહાસિક સાધનો, તેમજ તેની કવનરીતિ, શામળનો હેતુ, વાર્તા સાધનો અને કથનરીતિથી કેવળ ભિન્ન હતાં; ઉપરાંત પ્રેમાનન્દનો શ્રોતૃવર્ગ શામળના શ્રોતૃવર્ગથી જૂદીજ કોટિનો અને ભિન્નરસવૃત્તિવાળો હતો. ઉત્તરમાં શામળ માતર પ્રગણામાં ખેડુતવર્ગ,

રાણાઓ, ઠાકરડાઓ અને ભાટો આગળ અતિશયોક્તિ અને અદ્ભુતનાથી ભરેલી તેમજ સાથે સાથે ખડકેલી વિવિધ માહિતીઓ અને વ્યવહાર દર્શનોથી છલકાતી વાર્તાઓ હાંક્યેજ જતો, ત્યારે પ્રેમાનન્દ દક્ષિણ તરફ નંદરબાર અને સુરતમાં ઉચ્ચવર્ણના શ્રદ્ધાળુ પણ મર્મજ્ઞ શ્રોતૃજનો આગળ ધર્મ, નીતિ અને જીવનના કંઇક ઉંચા આદર્શો વર્ણવનારાં આખ્યાનો લ્હેકારતો હતો. આ મુદ્દો પણ તે સાથે વિચારવા જેવો છે."

ઉપરના ઉલ્લેખમાં જણાવ્યા પ્રમાણે શામળનો પ્રવૃત્તિકાળ સંવત ૧૭૭૪ એટલે ઈ. સ. ૧૭૧૮થી કંઈક વહેલાં શરૂથયાનું અને સંવત્ ૧૮૦૮ એટલે ઈ. સ. ૧૭૫૨ સુધીમાં પૂરપાટ પ્રવર્ત્યાનું આંતર પ્રમાણોથી ચોક્કસ જણાયેલું છે. આ અભિપ્રાય રા. બ. કેશવલાલભાઈના મતને અનુમોદન રૂપ છે તેઓ પણ જણાવે છે કે સંવત ૧૮૦૮માં જેણે કાવ્યો રચ્યાં હોય તે માણસ સંવત ૧૭૦૦ પહેલાં જન્મ્યો હોય તેજ અસંભવિત છે! આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે શામળ એ પ્રેમાનન્દનો (૧૬૩૬-૧૭૩૪) હરિફ નહોતો પણ તેના પુત્ર વલ્લભનો અને શિષ્યવર્ગનો હરિફ અને સમકાલિન કવિ હતો.

**શિક્ષણ અને યુગ**—શામળને ગુજરાતી ભાષાના જ્ઞાન ઉપરાંત સંસ્કૃત, અને હિંદીનું કે વ્રજ ભાષાનું સારૂં જ્ઞાન હતું. વળી તેણે રચેલા સાહિત્યમાં ફારસી ભાષાના મિશ્રણથી તેને ફારસી ભાષાનું પણ જ્ઞાન હોય એમ જણાય છે. તે સમયના શિક્ષિતવર્ગમાં તેની ગણના હતી. અત્યારના યુગની માફક તે વખતના યુગનું શિક્ષણ-ધોરણ ઉંચા પ્રકારનું નહોતું. જનસમાજનો બહુજ મોટો ભાગ નિરક્ષર, અજ્ઞાન અને વહેમી હતો. રાજ્યભાષા ફારસી હોવાથી, ફારસી ભાષાનો વ્યવહારપૂરતો અભ્યાસ કોઈ કોઇ કરતો. સંસ્કૃત ભાષાનો અભ્યાસ પણ કોઇ કોઈ કરતા અને તેમાં રચાવેલાં પુરાણાદિ સાહિ-

ત્યમાંથી વસ્તુ સૂચન મેળવી, આખ્યાનો રૂપે ગુજરાતી ભાષામાં ઉતારતા. કવિ પ્રેમાનન્દે આવાં ઘણાં આખ્યાનો કર્યાં છે. તેણે રચેલું ઘણું ખરૂં સાહિત્ય પૌરાણિક વિષયક છે. શરૂઆતમાં શામળ કવિએ પણ પૌરાણિક વિષય ગુજરાતી પદ્યમાં ઉતારી જનસમાજ સમક્ષ ગાઈ બતાવવાના પ્રયાસ કરેલા, પણ તેમાં તે ગામેગામે બીજા માણભટોની ઇર્ષ્યાથી અને અદેખાઈને લીધે નિષ્ફળ થયેલો. તેથી તેણે સ્વતંત્ર-વસ્તુ મેળવી, સ્વતંત્ર રીતે કાવ્યો, વાર્તાઓ આદિ રચી, જનસમાજને આકર્ષવાના પ્રયાસ આરંભ્યા. તેના શ્રોતૃવર્ગ મુખ્યત્વે કરીને કાઠી, ઠાકરડાઓ, રાણાઓ, ખેડૂતવર્ગ અને ભાટોનો બનેલો હતો તેથી તેણે તેની વાર્તાઓમાં અદ્‌ભૂતતત્વના મિશ્રણથી જનસમાજની વહેમી માન્યતાઓ પોષવાના અને તેમને ચમત્કૃતિ ઉપજાવી રસમુગ્ધ કરવાના પ્રયાસો કર્યા, અને તેમા તેની ફત્તેહ થઈ. દિનચર્યાના શ્રમથી કંટાળેલા મગજને જ્ઞાન સાથે આરામરૂપે તેની વાર્તાઓ અને કાવ્યો નીવડયાં. ન વાંચી શકે તેવાંઓને અને વાંચી શકે છતાં વાંચન પ્રતિ કંટાળો હોય તેવી પ્રજાને રાતના સમયમાં ગમ્મત સાથે જ્ઞાન આપનારી તેની વાર્તાઓએ આકર્ષી લીધા, "સાદીભાષા, સાદીકડી, સાદી વાત વિવેક" એ દલપતરામ કવિની કાવ્યપંક્તિ શામળની વાર્તાઓ અને કાવ્યોનું ખાસ લક્ષણ છે. આવી સાદી ભાષા અને સાદી કાવ્ય-વસ્તુએ નિરક્ષર પ્રજાને મોહમુગ્ધ કીધાં. તેના પરિણામ રૂપે ખેડા જીલ્લાના માતર તાલુકાના સુંજ ગામના એક રખીદાસ નામના શ્રીમંત પાટીદારે કવિ શામળને આશ્રય આપ્યો. તેના જીવનનિર્વાહ માટે રખીદાસે થોડીં જમીન કાઢી આપી અને આવા આશ્રયદાતાને તેણે પોતાના કાવ્યોમાં ભોજરાજા જેવા દાનેશ્વરીની હરોળમાં આણી અમર કરી દીધો છે.

**તેણે રચેલું સાહિત્ય**—તેણે બધા મળી ૨૬ ગ્રંથો રચ્યા છે. તેમાં 'નંદબત્રીશી, મદનમોહના, વિદ્યા વિનોદિની, પદ્માવતી, અંગદ વિષ્ટિ, રાવણ મંદોદરી સંવાદ એ મુખ્ય છે, તે ઉપરાંત તેણે ઘણા

છપ્પા પણ રચ્યા છે. તેની કવિત્વ શક્તિની ખરી પ્રતીતિ તેણે રચેલા છપ્પાઓ ઉપરથીજ થઇ શકે તેમ છે. *

તેનું સ્થાન સત્તરમી સદીના સાહિત્યકારોના પદ્યમાં વાર્તાઓ કરનાર તરિકે છે પણ તેની ખરી મહત્તા તો સમસ્યાઓ અને છપ્પાઓમાં જણાય છે.

તેણે લોકકથાનું ક્ષેત્ર ઠીક ખેડયું છે. શામળની પહેલાં વીરજીએ કામાવતી અને કાકુરાજની કથાઓ લખી છે પણ જે ચમત્કૃતિ શામળની વાર્તાઓમા છે તે તે કથાઓમા નથી. વળી શામળની વાર્તાઓમાં આવતાં પ્રસંગોપાત સમસ્યાઓ અને છપ્પાઓ જેવાં નૈતિક અને બૌધિક તત્ત્વવાળા છે તેવાં વીરજીની વાર્તાઓના નથી. શામળમાં જેટલી સરળતા છે તેટલી વીરજીમાં નથી. શામળની બધી વાર્તાઓમા 'મદનમોહના' એ શ્રેષ્ઠ છે, વધારે રસમય છે. પદ્માવતીની વાર્તા તેના કવિજીવનની શરૂઆતની લાગે છે. મદન મોહનાની ભાષા જેવી ઉત્કૃષ્ટ છે તેવી પદ્માવતીની વાર્તાની નથી. તેની સમસ્યાઓ પણ મદન મોહનાની સમસ્યાઓ જેવી બુદ્ધિયુક્ત અને ચાતુર્યવાળી નથી.

મદન મોહનની વસ્તુસંકલના સરખામણીમાં ઉંચા પ્રકારની જણાઇ આવે છે વળી તેમાં નૈતિકતત્ત્વો પણ સારી રીતે જળવાયાં છે. પ્રસંગોની ખીલવણી ઘણી વિચાર પૂર્વક કરવામા આવી છે. મદન

---

* પેટ કરાવે વેઠ, પેટ વાજાં વજડાવે
પેટ ઉપડાવે ભાર, પેટ ગુણ સાના આવે.
પેટ ભમે પરદેશ, પેટથી પાપ કરે છે
પેટ કરે છે જાર, પેટથી સત્ય હરે છે.
વળી સંચ પ્રપંચ અધિક કરે, પેટ કાજ નરકે પડે,
સામળ કહે સાચું માનજો, પેટ પાપ નરને નડે.

પ્રશ્ન—શીંગ સહિત જે જનમીઓ, જોબનમાં શીંગ જાય;
જોબન ફીટી વૃદ્ધ થયો, શીંગ ફરીને થાય.

ઉત્તરઃ—વાત ગમી વનિતા કરે; અગન (અન્ન ?) તાણું તું ઇંદ્ર;
શીંગ સહિતે જનમીઓ ચતુર ચન્દ્રનો બીજ.

અને મોહના એ બેજ પાત્રો ધ્યાનમાં રાખી શામળે હિતોપદેશની માફક એ વાર્તામાં બીજી વાર્તાઓ જોડતાં રંગ સારો જમાવ્યો છે.

મોહના એ રાજકન્યા હતી અને તેને તેના શિક્ષક પાસે તેમની વચ્ચે પડદો રાખી શિક્ષણ આપવાની જોગવાઇ કરી આપી હતી. શિક્ષક અને તેને એક વખત સમસ્યાના જવાબ નિમિત્તે વાંધો ઉઠતાં વણિક પ્રધાનપુત્ર મદનને કોણ ખરૂં છે અને કોણ ખોટું છે એનો નિર્ણય આપવા આમંત્રે છે. મદન બન્નેને ખરાં ઠરાવે છે. મોહના પડદો કાઢી નાખે છે અને મદનને જોતાંજ તેના પ્રેમમાં પડે છે. મોહના મદનને તેની સાથે લગ્ન કરવાનું કહે છે, મદન ના પાડે છે. પોતે મોહના જેવી રાજકન્યાને પરણવા યોગ્ય નથી. એના સમર્થનમાં અરેબીયન નાઇટ્સની માફક ઘણી વાર્તાઓ કહે છે. મોહના તેને આખી વાર્તાઓ રૂપેજ જવાબ વાળે છે. અંતે તેઓ શિક્ષકને સાક્ષી રાખી ગુપ્ત રીતે લગ્ન કરે છે. રાજાને કાને થોડા દિવસ પછી વાત પહોંચે છે. તે ત્રણેને મારી નાખવાનો હુકમ કરે છે પ્રધાન પોતાનો પુત્ર મદન એકલોજ દોષિત છે એમ કહીને રાજાને મોહના જેવી સ્ત્રી અને શિક્ષક જેવા બ્રાહ્મણને ન મારી નાખવાનું સમજાવે છે. રાજા પ્રધાનના નિસ્વાર્થપણાથી ખુશ થાય છે અને મારી નાખવાની સજા દેશવટામાં ફેરવી નાખે છે. મદન દેશવટે જાય છે, મોહના પણ પુરૂષ વેષે દેશવટે નીકળી જાય છે. દેશવટા દરમિયાન તે ઘણા રાજાઓની કન્યાને પરણે છે પણ પોતે પોતાની જાતિ યુક્તિ પ્રયુક્તિ વડે છુપાવી રાખે છે. અને તેની જાતિનો ભેદ ખુલ્લા પડવાના સંકટ સમયે જાત્રાનું બહાનું કાઢી ત્યાંથી નીકળી જાય છે. મદન પણ ઘણાં પરાક્રમો કરી અનેક રાજકુંવરીઓને પરણે છે. પણ મોહના મળતાં સુધી સંસારસુખ ન ભોગવવું એવી પ્રતિજ્ઞા કરે છે. મોહના પણ મદનની શોધમાંજ રહે છે. સદાવ્રતના નિમિત્તે તેને શોધી કાઢે છે. બન્ને એક બીજાને ઓળખે છે અને ભેગાં મળે છે. તેઓ પોતાને વતન જવા પ્રયાણ કરે છે. મદન અને મોહના તેમની પરણેલી બધી સ્ત્રીઓને રસ્તામાંથી

સાથે લે છે. મોહના પોતાની બધી સ્ત્રીઓને મદન સાથે પરણાવે છે. મોહનાનો બાપ તેમને સત્કારે છે અને મોહનાનાં લગ્ન મદન સાથે કરવાને સંમત થાય છે. મદન આવી રીતે પોતાના પિતાને અને રાજાને ખાત્રી કરી આપે છે કે તે મોહના જેવી અનેક રાજકન્યાઓને પરણવા યોગ્ય છે.

આ મદનમોહનાની વાર્તાનો સારાંશ છે પણ શામળની ઘણી ખરી વાર્તાઓનાં આવાંજ વિષય અને ઢબ છે. તેની વાર્તાઓમાં તે ઠેકાણે ઠેકાણે ઉપદેશાત્મક પ્રાસંગિક નિરૂપણો કરે છે. આવાં પ્રાસંગિક અને છપ્પાઓમાંજ શામળની ખરી મહત્તા છે. દૃષ્ટાંત નિરૂપણો તરિકે, મદન મોહનાને તેના સમાન રાજકન્યા સાથે લગ્ન કરવાનું સહસા કામ કરવાથી પરિણામ કેવું ભયંકર નીવડે તેના સંબંધમાં કહે છે:—

સહસા કામ કરનાર, કોઇ દિન શીશ કટાવે;
સહસા કામ કરનાર, માન મરજાદ મટાવે;
સહસા કામ કરનાર, જર જોતામાં ખોએ;
સહસા કામ કરનાર, સુખ તેને નવ હોએ;
વળી સહસા કામ કરનારને, દુઃખ દાવાનળ આવી અડે,
સામળ કહે સહસા કર્મ કર્યા થકી, વિમાસણ પિંડમાં પડે.

વળી મદનનો પિતા રાજાને પોતાના પુત્ર મદનની અવણિક્ વૃત્તિ સંબંધી કહે છે કે:—

વરજો તેહ વણિક, જેહ અકારૂં બોલે,
વરજો તેહ વણિક, જેહ પેટ પેટાંતર ખોલે.
વરજો તેહ વણિક, જેહ ઉતાવળો થાયે.
વરજો તેહ વણિક, જેહ વનિતા વાહે.

તેની સિંહાસન બત્રીશી અથવા બત્રીશ પુતળીની વાર્તા પણ જન સમાજને સારૂં આકર્ષી શકી છે. વાર્તાના છેડે મડાપચ્ચીશી અથવા વૈતાળ પચ્ચીશીની વાર્તા આવે છે. પંચદંડ, રાવણ મંદોદરી સંવાદ, અંગદવિષ્ટિ વિ. માં નૈતિક છપ્પાઓ કે સમસ્યાઓ નથી.

રાવણ મંદોદરી સંવાદ અને અંગદવિષ્ટિમાં ઠેકાણે ઠેકાણે વ્રજ ભાષા વપરાયલી દેખાય છે, સરળતા વિશેષ છે અને કેટલેક સ્થળે નકામો વિસ્તાર કરાયો છે, પણ તેની શૈલી એવી ઉછળતી છે કે રસમાં ત્રુટિ થતી નથી. મંદોદરીસંવાદમાં વિસ્તાર કરતાં શામળે અઢાર વર્ણને બોલાવી સીતાને પાછી રામને સોંપવી કે યુદ્ધ કરવું તે વિષે તેમના મત પૂછ્યા છે. તેમાં કવિએ જુદી જુદી વર્ણનું માનસ-દર્શન ઠીક કર્યું છે. દૃષ્ટાંત તરિકે.

વૈશ ( વૈશ્ય ) કહે છેઃ—

વૈશ કહે વેવાર એ પાખી છે, આપને લાજ છે પરિયામા,
અથડાવો દહાડા દશ વિશેક, હાલક બુકાલેક કરિયામાં.
રાડ જુઓ એ રીંછડાં ( વાનર ) કેરી, કણ એક ભાજન ભરિયામા,
કાયર કેમ થઇએ આગળથી, શું વહાણ મુકયું છે દરિયામાં.

વળી એક વિધવાને પૂછતાં વિધવા કહે છે કેઃ—

એક વિધવા કહે વિખાણે છે શું, તારો બોલ ગમે નહિ ગાંડા,
વાર્યું નહિ કરે તે હાર્યું કરશે, કહિયે સુખે રાડજ માંડો,
ઘડી બે ચારેક લંક લૂંટાશે, જેને ગમે તે ગામજ છાંડો,
સુખે રાજ કયમ રાવણ કરશે, શું જીતવી છે રાંડી રાંડો.

આવી રીતે તેણે દરેક જાતિનું માનસદર્શન કર્યું છે. વળી પ્રચલિત જાતિ પરત્વે કહેવતોનો પણ તેણે તેમાં ઠીક ઉપયોગ કર્યો છે. દાખલા તરિકે બ્રાહ્મણઃ—ભીખ તેને પછી ભૂખ શાની! સઇઃ–'ગજે તસુ તો માફ છે રે, કુંભારઃ–'શું ઘડો કે ઘેડ ઉતરશે, ચાક ઉપર હજુ પૈડો છે. લવારઃ–લુહાર અને લોઢું આફણિયે ફૂટે.' ઘાંચીઃ–'હડબડવું નહી હિંમત રાખવી, તેલ જો તેલની ધાર જોરે વિ.

**કવિતા લક્ષણ**—તેનાં કાવ્યો બે પ્રકારમાં વહેંચી શકાય તેમ છે. (૧) વર્ણનાત્મક (Narrative) અને ઉપદેશાત્મક અગર બોધાત્મક (Didactic). પણ વર્ણનાત્મક કાવ્યોમાં પણ કેટલીક

વખત બોધ હોય છે. અને તે પ્રસંગોચિત છપ્પાઓ રૂપે જ. તેનાં મોટાં કાવ્યો એ વર્ણનાત્મક કાવ્યના પ્રકારના છે. તેના છપ્પાઓ, ઉદ્યમ કર્મ સંવાદ વિ. કાવ્યો. એ ઉપદેશાત્મક પ્રકારના છે. મદન-મોહના એ તેના વર્ણનાત્મક કાવ્યના અને 'શામળ રત્નમાળા' એ બોધાત્મક કાવ્યના નમૂના છે. તેનાં વર્ણનાત્મક કાવ્યો કાલ્પનિક છે, (Romantic), કવિની કલ્પનાસૃષ્ટિનાં છે.

**તેની વાર્તાઓનું લક્ષણ; કાલ્પનિક નહિ પણ તાર્કિક—** શામળની વાર્તાઓ કાલ્પનિક નહિ, પણ તાર્કિક છે. તેમાં તર્ક સિવાય બીજું કશું જોવામાં આવતું નથી, શામળની વાર્તાઓનો વિષય પ્રેમાનંદની માફક ઐતિહાસિક કે પૌરાણિક નથી પણ સ્વતંત્ર છે. અને તેથી તે તેના તરંગને અનુકુળ રીતે ઘડી શકે છે. 'કહ્યું કથે તે શાનો કવિ?' પુરાણોમાંથી વિષય લઇ કાવ્યો રચે તે શાનો કવિ? એમ શામળ પ્રેમાનંદ ઉપર આક્ષેપ કરે છે પણ પ્રેમાનંદનું સ્થાન કવિ શામળ કરતાં ઘણું ઉંચું છે, કવિ તરીકે પ્રેમાનંદની હરોળમાં તે આવી શકે તેમ નથી. વાર્તાઓમાં તે સમાજ સુધારક તરિકે ઝળકે છે પણ ખરી રીતે તેનું દૃષ્ટિબિંદુ જેટલું વિધ વિધ તરંગોથી વાર્તાના રસમાં લોકસમાજને ગરક કરી દેવા તરફ છે તેટલું સમાજસુધારા તરફ નથીજ. તે સમાજ સુધારાને પોતાના લોક સમાજને આકર્ષવાના ધ્યેયના માત્ર એક સાધન તરિકે વાપરે છે. સાધારણ રીતે કાલ્પનિક વસ્તુઓ વ્યવહારમાં મૂકાયેલી વસ્તુઓ કરતા વધારે આકર્ષક હોય છે તેમ શામળની કપોલકલ્પિત વાર્તાઓમા આવતા સમાજ સુધારાના વિષયો જેવા કે જાતિભેદ, ત્યાગ, સ્ત્રી સ્વાતંત્ર્ય. સ્વયંલગ્ન, વિ. તે સમયના લોક સમાજને આકર્ષક નીવડે તે સ્વાભાવિક છે. પણ તે સુધારા તેનું દૃષ્ટિબિન્દુ નથી. તેનું દૃષ્ટિબિંદુ વાર્તાઓના આનંદનું જ છે. અને તેમ કરવા જતાં કવિ ઉપર કલ્પનાના વિષયમાં મૂકાયેલા અંકુશોને તે ગણુતો નથી. તેનામાં કલ્પનાશક્તિ નથી. પણ તરંગશક્તિ છે. કલ્પનામાં સંયમ છે, તરંગમાં તેનો અભાવ છે.

**વસ્તુ સંકલના** (Plot)—પ્રેમાનંદની વસ્તુસંકલના અને પાત્રાલેખન આગળ શામળની વસ્તુસંકલના શિથિલ અને પાત્રા-લેખન જેવું કશું જ નથી. પ્રેમાનન્દની વસ્તુસંકલના રચના યુક્ત છે, શામળના જેવી શિથિલ નથી. શામળની વસ્તુ સંકલના એટલી બધી શિથિલ છે કે તેની વાર્તામાં આવતી પેટા વાતો આખી યે ઉડાડી દઇએ તોયે વસ્તુવિષય સમજવામાં ખલેલ પડે નહિ. પ્રેમા-નન્દમાં તેવી છૂટ લઇ શકાય તેમ નથી. દષ્ટાન્ત તરિકે નળાખ્યા-નમાં હંસનું પાત્ર જો કે એટલો બધો અગત્યનો ભાગ ભજવતું નથી છતા પણ તેને કાઢી નાખીએ તો વસ્તુ વિષય સમજવો કઠિન પડે અને કાવ્ય અપૂર્ણ જેવું લાગે, કંઇક ખૂટે છે એવું તરત ભાન થાય. તેના પાત્રોની અને બનાવોની સાંકળની અકેક ગ્રંથીની માફક યોગ્યતા જાળવવી પડે છે. શામળની વાર્તાઓમા આવી રચના યુક્ત (Organic) વસ્તુ સંકલના નથી પણ શિથિલ (Loose) છે.

**પાત્રાલેખન**—શામળની વાર્તાઓમાં પાત્રાલેખન જેવું કશું નથી. પાત્રાલેખનના વિષયમાં પાત્રનું ચારિત્ર્ય આલેખન કરતાં—આદર્શ ચારિત્ર્યશીલ માણસનું ચારિત્ર્ય કેવું હોવું જોઇએ તેની જાણે નોંધ કરતો હોય એવું શામળનું પાત્રાલેખન છે. પ્રેમાનંદ તેના નળાખ્યાનમાંના દેવો જેવા અમાનુષિક પાત્રોને પણ તેની પાત્રા-લેખનની શક્તિ દ્વારા મનુષ્ય–દેવો બનાવી શકે છે. એના પ્રસંગો ઉભા કરી, તેમની કર્તવ્ય વૃત્તિમાં દેવ છતાં તેમનામાં એક સાધારણ દુન્યવી મનુષ્યના જેવા ગુણદોષોનું નિરૂપણ કરે છે. આમ પ્રેમાનંદ માનસ શાસ્ત્રનો અભ્યાસી છે, મનુષ્ય સ્વભાવથી પરિચિત છે અને તેની પાત્રાલેખનની શક્તિદ્વારા તેને તેનાં કાવ્યોમાં ઉતારે છે. શામ-ળનો મનુષ્યસ્વભાવનો અભ્યાસ મર્યાદિત છે. 'રાવણ મંદોદરી સંવાદ' જેવાં કાવ્યમાં તેણે કેટલેક ઠેકાણે મનુષ્ય સ્વભાવ અવલો-કવાનો અને આલેખવાનો પ્રયત્ન કર્યો છે પણ તેમાં તેનો પ્રયાસ પ્રેમાનંદના જેટલો સફળ થયો નથી. વળી શામળની માફક પ્રેમા-

નંદનાં કાવ્યોમાં પણ અદ્દભૂત તત્ત્વો આવે છે પણ પ્રેમાનંદ તેને અદ્દભૂત ન રહેવા દેતાં માનુષિક કરી મૂકે છે. અદ્દભુત રસની ચમત્કૃતિ ઉપજતી નથી પણ કાવ્યમાં સ્વાભાવિકતા (realism) આવે છે. જાણે વસ્તુતઃ બન્યું જ હોય એમ વાંચકને કે શ્રોતાને અનુભવાય છે. શામળની વાર્તાઓનાં અદ્દભૂત તત્ત્વો વૈતાળ, જોગણી વિ. અમાનુષિક છે. મનુષ્યથી જે કાર્ય ન થઈ શકે તે કાર્ય કરવા તેઓ યોજાયાં હોય છે. વિષય પરત્વે તેવાં કાર્યો કરાવાની જરૂર પડે છે તેથી જ તે વાર્તાપ્રસંગમાં યોજાયેલા હોય છે. પણ તેવી અદ્દભૂત વ્યક્તિઓ મનુષ્ય લાગણીને આકર્ષી શકતી નથી; તે મનુષ્યથી ભિન્ન છે અને ભિન્ન તરિકેજ રહે છે.

**વર્ણન શક્તિ**—શામળની વર્ણન શક્તિ ઉચ્ચા પ્રકારની નથી. વર્ણન તે આકર્ષક બનાવી શકતો નથી કારણ કે તેની કલ્પના શક્તિ અને રસવૃત્તિ મર્યાદિત છે. પ્રકૃતિસૌન્દર્ય તરફ તે બેદરકાર છે. પ્રકૃતિસૌન્દર્ય જેવું તેની વાર્તાના વિસ્તારમાંથી મળી શકે તેમ નથી. પ્રકૃતિસૌન્દર્ય તેની રસવૃતિને જગાડી–શકતું નથી. પ્રકૃતિની વસ્તુઓને જેવાં કે સુરજ ચંદ્ર વિ. ને તે કેટલીક વખત ઉપમાન તરિકે વાપરે છે પણ તેમાંયે કલ્પનાનો અભાવ છે. તેની વર્ણન શૈલી બહુ જ ઉતાવળી છે. તેમાં વાર્ત્તાના વિસ્તાર સિવાય બીજી બાબતોને સ્થાન મળે તેવું નથી. વળી જેમ તેનામાં પાત્રાલેખનની શક્તિ નથી તેમ સૌન્દર્ય વર્ણનની પણ નથી. સૌન્દર્ય વર્ણન તરફ તે નિરપેક્ષ છે. તેના નાયક કે નાયિકાનું સૌન્દર્ય વર્ણન તે સૌન્દર્યના લાક્ષણિક અંગોની યાદી જેવું છે. દષ્ટાંત તરિકે પંચદંડમાં દમનીની પુત્રીના સૌન્દર્યની તારિફ કરતાં શામળ લખે છે કેઃ—

હામ કામ મૃગલોચની, સિંહ લંકી સુજાણ;
વનિતા સોળજ વરસની, ભ્રગુટી કામનું બાણ;
દેવદમનીની દીકરી, નિર્મળ દમની નામ;
શશિવદની મૃગલોચની, રૂપતણું કંઇ ધામ;

ત્યારે તેવે જ પ્રસંગે પ્રેમાનન્દ રસ વહેવરાવે છે. અલંકારોથી ભરપુર એવું તેનું સૌન્દર્યવર્ણન અતિશયોક્તિ વાળું થાય છે પણ તેથી તે પાત્રો અમાનુષિક બની જતાં નથી. તે અલંકારોનો એક જ ઠેકાણે ખીચડો કરી નાખે છે, બધોયે રસ ઠાલવી દે છે તેના વિસ્તારથી રસક્ષતિ થાય છે પણ સૌન્દય આકર્ષક બને છે જ. દષ્ટાંત તરિકે નળાખ્યાનમાં દમયંતીનું નારદ મુખે રૂપવર્ણન કરતાં પ્રેમાનન્દ લખે છે કેઃ—

'ગુણચાલ ને ચાતુરી, અદ્દભુત સુંદર વેશ;
તેહને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ.

× × × ×

દમયંતીનો ચોટલો, દેખી અતી સોહાગ;
અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠા નાગ.
ભીમકસુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય.
સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિયે ઘડયું દમયંતીનું ગાત્ર.
વિગેરે. વિગેરે.

કેટલીક વખત શામળ વાર્તાના રસમાં સૌન્દર્ય તરફ અંગુલિ માત્ર કરીને જ ચાલતી પકડે છે. નાયક માટે 'જાણે ઉગ્યો ભાણ' અને નાયિકા માટે 'શશિવદની', 'મૃગલોચની' વિ. આલંકારિક શબ્દો માત્રથી પતાવટ કરી દે છે. આમ સૌન્દર્યવર્ણનની તેની શક્તિ મર્યાદિત છે.

વળી તેનાં વસ્તુ વર્ણનમાં કવિઉચિત કલ્પનાનો અભાવ છે. તેથી વસ્તુવર્ણન નિરસ બની જાય છે, બીન ઉપયોગી થઇ જાય છે. દષ્ટાન્ત તરિકે પંચદંડમાં વિક્રમ રાજાનાં વખાણ કરતાં તે લખે છે કેઃ—

"નગર ઉજ્જેણી અતિ અનૂપ, રાજ કરે વિક્રમ નરભૂપ,
અતિ પવિત્ર અષ્ટાદશ વર્ણ, કૃષ્ણકથા સૂણે નિત્ય કર્ણ.
વિપ્રસહૂકો પ્રશ્નોતરી, વેદપાઠી ને અગનોતરી,
ક્ષત્રી રણવટ કુદી પડે, ગૌબ્રાહ્મણની વ્હારે ચડે.
વૈશ્ય કરે વેપારી હાટ, ધર્મતણી ચલાવે વાટ,
શીળવત સહુ લોકજ અતિ, પતિવ્રતા ધર્મ પાળે સતી;
એવો રાજા ચતુર સુજાણ, કોઈ કોઈની નવ લોપે આણ."

પ્રેમાનંદ તેવા જ પ્રસંગે નળરાજાની પ્રશંસા કરતા લખે છે કેઃ—

"જીત્યા દેશ વધારી ખ્યાત. શત્રુ માત્ર પમાડયો શાંત.
ભૂપતી સર્વ નૈષધને ભજે, નળપુષ્કરે કીધો દિગવજે.
પ્રજા સુખે ઉઘાડે બાર, ન કરે ચોરી ચોર ચખાર,
સત્યે યમવતિ કીધો સાધ, પુરમાંહે કોને નહીં વ્યાધ,
કનક ભરીઆ છે કોઠાર, જેહવાં ધન તેવાં દાતાર.

× × × ×

ઘેર ઘેર થાયે હરિકીર્તન, એકાદશી વ્રત કરે હરિજન,
ચારે વરણ પાળે નિજધર્મ, ધ્યાયે દેવ વ્યાપક પરિબ્રહ્મ,
નળે લીધો એટલો નેમ, માગ્યું દાન આપે કરી પ્રેમ,
જો આવે મસ્તક માગનાર, તો આપતાં ન લગાડે વાર.

આવાં પ્રેમાનન્દ અને શામળની વર્ણનશક્તિની તુલના કરવાનાં અનેક દૃષ્ટાન્તો મળી શકે તેમ છે. તે ઉપરથી જણાય છે કે શામળની વર્ણન શક્તિ ઉંચા પ્રકારની નથી. કલ્પનાની ખામીને લીધે અને વાર્તાના વિસ્તાર સિવાયની બીજી રસવૃત્તિને અભાવે તે વર્ણન આકર્ષક બનાવી શકતો નથી. તેની ભાષાશૈલી એવી ઉછળતી વેગવાળી છે કે તેમાં બીજી રસવૃત્તિઓ હોય છતાં પણ દબાઈ જાય.

**ભાષાની અસંસ્કારિતા**—તેની ભાષા પણ સંસ્કારી નથી. પ્રેમાનન્દની ભાષા જેવી ગંભીર, **અર્થસૂચક** અને ઠરેલ છે તેવી શામળની નથી. શામળની ભાષા ઉતાવળી, ઠેકડા ભરતી છે. વાર્તાના રસમાં ભાષા તરફ તેનું દુર્લક્ષ છે. જો ભાષાની સરળતા એજ કવિતાનો પ્રાસાદિક ગુણ ગણાતો હોય તોજ શામળની ભાષામાં પ્રાસાદિક ગુણ છે એમ ગણાય, પણ પ્રેમાનન્દની ભાષા જેવી અર્થસૂચક અને અર્થ ગાંભીર્યવાળી છતાં પ્રાસાદિક છે તેવી શામળની નથીજ. તેની ભાષા સાધારણ સમાજમાં હમેશના ઉપયોગમાં લેવાય છે તેવી છે કેટલીક વખત શિષ્ટ સમાજને અશ્લિલ લાગે તેવા શબ્દ–પ્રયોગો હોય છે. દૃષ્ટાન્ત તરિકે રાંડો, ડોકરી ઇત્યાદિ, આમ તેની ભાષા શિષ્ટ નથી. ગુજરાતી ભાષાની સુધારણાના વિષયમાં પ્રેમાનંદ જેવી તેનામાં ધગશ નથી. તેણે ગુજરાતી ભાષામાં રચેલા ગ્રંથોમાં, હિંદીનો તેમજ વ્રજ ભાષાનો અને કોઈ કોઈ વખત ફારસીનો બહુજ છૂટથી ઉપયોગ કર્યો છે.*

પ્રેમાનંદને ગુજરાતી સિવાયની બીજી ભાષા વર્જ્ય છે. તેને તો ગુર્જર ગિરાનું ગૌરવ વધારવું હતું.—શામળને તેવું કશું નથી. તેને તો સાધારણ, અશિક્ષિત સમાજને વાર્તાના રસમાં મોહમુગ્ધ કરવાં હતાં, અને માણભટો તરફ સળગતા તેના ક્રોધાગ્નિને આવી

---

* "કહા જાને મૂરખ, તું દશરથ કે નંદનકું;
સનકાદિ જોગી જેસેં, પીર ધ્યાન ધરત હે.
પતિતકો પાવન એ, ખાવન હે ખલકકો,
ભકતનકો બચ્છલ, કામ કરના કરત હે.
શશિ શેષ શારદ જુ, નારદ બશિષ્ટ બર,
ભૂપર જીવા જોનવાકું, ભરતસુર ભરત હે.
સામળ જ્યુ કે સ્વામીકી, પ્રતિત તું પર્ખ દેખ;
ગિરિવર ગંભીર ધીર, નીરપર તરત હે.

અંગદવિષ્ટિ.

રીતે શાંત પાડવો હતો*.

સ્થાને અસ્થાને સમસ્યાઓ ગોઠવી શ્રોતાઓને ચમત્કૃતિ ઉપજાવી ચમકાવવાં હતાં અને તેમ કરીને લોકોને આકર્ષવાં હતાં.

**સ્ત્રીભાવના**—તેનામાં અનૌચિત્ય-(In Constancy) જેવું ઘણું જ છે. એક જ વસ્તુ પર જુદી જુદી વખતે, જુદા જુદા અભિપ્રાયને રજુ કરે છે. દૃષ્ટાન્ત તરીકે તેના છપ્પાઓમાં અને વાર્તાઓમાં સ્ત્રીને ઘણી વખત એવી મહાન શક્તિ સંપન્ના, સર્વ ગુણભૂષિતા ઠરાવી દે છે કે કવિને જાણે સ્ત્રી સમાજ તરફ પક્ષપાત હોય એમ જણાય.+

ત્યારે બીજી જ પળે સ્ત્રીને માટે એવું લખે છે કે જેથી સ્ત્રીએ નરકાગારનું દ્વાર છે. દુઃખનો દરિયો છે, ઉપાધિનો ઉદધિ છે એવો કવિનો અભિપ્રાય છે એમ વાંચકને સમજાય.×

---

* "ભણ્યો નથી કોઇ પુરાણ હું, ભણ્યો નથી કોઇ વેદ.
રસાલંકાર ન આવડે, મન ન પામે ખેદ.
ઘર ઘર રાગ તણું નહિ, પુત્ર ન મુજ ગુણગાય.
રાજદરબારે રઝળવું, મેળવી નથી પસાય.
ભાટ, બ્રાહ્મણને ભાંડવા, લાંબી મૂકે પોક
રીઝી ભલા ભલા કહે, તેથી થાયે શોક. શામળ—

\+ જોબનમાં દે રંગ, સંગસુખ, ટાઢક તનની,
વ્હાલપણે કરી વાત, મટાડે પીડા મનની,
સુખ દુઃખમાં સમભાગ, રાગરૂડે ગુણગાતી
ચતુરા ચિત્ત હરનાર, સાર ઉરમાં મદમાતી
વળી વૃધ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલ દુઃખટળે,
એ અન્તકાળે અળગી નહિ, બહુ સ્નેહ સાથે બળે.

× કેંકે માર્યાં કંથ, કેંકે પરણ્યા પરહરિયા
કેકે ઉચ્ચ અમીર તજી કિંકર વર કરિયા.
કેક કુટુંબ પરિવાર, તજી ચિત્ત બીજે ચાલી
કેં મહિપતિને મેલી, માનની ગમતે મહાલી

આમ સ્ત્રી વિષેનો તેનો વસ્તુતઃ કેવો અભિપ્રાય હતો તે તેણે તેમને માટે શું લખ્યું છે તે ઉપરથી સમજી શકાય તેમ નથી પણ તે સમજવા માટે સ્ત્રીને તેની વાર્તાઓમાં શું સ્થાન મળેલું છે તે જાણવાની જરૂર છે. અને ત્યારે જ સ્ત્રી સમાજ ઉપરનો તેનો અભિપ્રાય યથાર્થ સ્વરૂપમાં સમજી શકાય તેમ છે. તેની વાર્તાઓમાં સ્ત્રીનું પદ પુરૂષ કરતાં ઉચ્ચતર છે. તે પુરૂષને કાર્ય કરવામાં પ્રેરણા કરે છે, તેને દોરે છે, તેને મદદ કરે છે અને તેનાથી પ્રસન્ન થઇ તેને વરે છે. તેની વાર્તાના નાયક નાયકપદને લાયક નથી. તે સ્વતંત્ર રીતે કાર્યો કરી, પોતાની નાયકનેયોગ્ય લાયકાત પુરવાર કરી શકતા નથી. ફક્ત કવિના પ્રશંસાત્મક શબ્દો અને નાયકના લાભના પરિણામ ઉપરથી જ તેને જો નાયક કહી શકાતો હોય તો જ તે નાયક પદને યોગ્ય ગણાશે. તેને અદ્‌ભૂત શક્તિની સાહાય્ય મળે છે. તેથી પરિણામ તેના લાભમા ઉતરે છે. પોતાની સ્વતંત્ર બુદ્ધિનો ઉપયોગ કરવાની તેને તક બહુ જ થોડી મળે છે. કોઈ તરફથી તેને પ્રેરણા થાય છે અને કોઇ વેતાળ કે જોગણી આદિ અદ્‌ભૂત શક્તિઓની રહેમ મેળવી કાર્યનો અંત લાભકારક તે લાવી શકે છે. તે ફક્ત એક નિમિત્ત માત્ર જ બને છે. પણ શામળની વાર્તાઓનો સ્ત્રીસમાજ, બહુજ ચપળ, ગુણયુક્ત, હિંમતવાન, કાર્યકુશળ અને શક્તિસંપન્ન હોય છે: અત્યારના કે તે વખતના સ્ત્રી સમાજ જેવો નરમ, શરમાળ અને બ્હીકણુ નથી. હાલના જમાનાની માફક ફક્ત પડદામાં રહેવું અને ઘડી એ ઘડી પતિના આનંદનું સાધન બનવું ત્યાંજ સ્ત્રીઓની ફરજનો અંત આવે છે, એમ શામળની વાર્તાઓનો સ્ત્રી ગણ માનતો હોતો નથી. પતિને દરેક કાર્યમાં

---

કેકે સાસુ નણંદ સંહારિયાં, માતપિતા મર્દન કર્યા,
એ જીવતી જાત છે જક્ષણી, જોર જોરાવરનાં હર્યાં.

વળી

ઘડી એકમાં કહે વીર, કંથ ઘડીમાં કરી થાપે વિગેરે.

મદદ કરતી, તેની પાછળ વખત આવે દેશવટો ભોગવતી, અને પતિ આપત્તિમાં આવી પડે ત્યારે તેનું યુક્તિ, પ્રયુક્તિથી, અંગબળથી કે શૌર્યથી રક્ષણ કરતી, એવી શામળની વાર્તાઓની સ્ત્રીઓ છે. વળી શામળની વાર્તાઓની સ્ત્રીઓ પોતાનાં માતપિતાની માનમર્યાદા લોપીને, કેટલીકવાર યુક્તિપ્રયુક્તિથી કે તોછડાઈ વાપરીને પણ પોતાના મનપસંદ વરને વરતી. તેઓ જાતિભેદ કે વર્ણભેદને ગણતી નહિ. દરેક સમાજમાં પુરૂષ પ્રથમ પ્રેમ કરે છે અને સ્ત્રીઓની તેમાં ફક્ત ઇચ્છા જ પૂછાય છે. આમ પ્રેમનું ઉત્પાદન કારણ પુરૂષવર્ગ છે. પણ શામળની વાર્તાઓનો સ્ત્રીવર્ગ તેજ પ્રેમનું ઉત્પાદન કારણ બને છે. તે ગુણ જોઈ પ્રેમ કરે છે, કેટલીક વખત સમસ્યાઓ પૂછી, બુદ્ધિચપળતા તપાસી વરે છે, જોકે સમસ્યાઓથી બુદ્ધિ ચપળતા તપાસી વરવાની પ્રથા એ પ્રેમની પરિક્ષા કરવાની યોગ્ય પ્રથા નથી જ. છતાં પણ પ્રેમના વિષયમાં તેઓ અગ્રભાગ ભજવે છે. આ ઉપરથી સ્હેજે સમજાશે કે સ્ત્રીઓ માટે શામળને પક્ષપાત છે. તેમને માટે તેને સારો અભિપ્રાય છે. છપ્પાઓમાં કરેલું નિંદાત્મક લખાણ ફક્ત તેની કાળી બાજુ બતાવવા પુરતું જ કરવામાં આવ્યું હોય એમ સમજાય છે. સ્ત્રીઓ જેમ ગુણયુક્ત છે તેમ અવગુણવાળી પણ છે એમ બતાવવાનો આશય હોય છે.*

છતાં પણ સ્ત્રીઓ તરફ કવિને પક્ષપાત છે એમ તેની વાર્તાઓમા સ્ત્રીઓને અપાયેલા સ્થાન ઉપરથી અનુમાન કરી શકાય તેમ છે; પણ કવિ ઉપર સમાજમાં સ્ત્રીઓનું શું સ્થાન છે તેના નિર્ણય સંબંધી એક આક્ષેપ છે અને તે ખરો છે. સ્ત્રીઓ એ પુરૂષોના ઉપભોગની એક વસ્તુ માત્ર હોય એમ તેની વાર્તાઓ ઉપરથી સૂચિત થાય છે. તે પુરૂષોના આનંદનું, સુખનું સાધન માત્ર તરિકે ગણવામાં આવી છે; સંસારભાર હલકો કરનાર તરિકે તેમની ગણના થઇ નથી. આમ પુરૂપ વર્ગની પ્રધાનતા અને સ્ત્રી-

---

* 'છે નીચ કોઈજ નારિયો, સ્વભાવે સહુ નહિ સરખી.

વર્ગની ગૌણતાથી સ્ત્રી પુરૂષની સમાનતા જળવાઈ નથી. વળી તેની વાર્તાઓમાંથી તરી આવતો અનેક પત્નીવ્રત ( Polygamy ) નો રિવાજ આ કથનની સાખ પુરે છે.

**તેના કલ્પેલા સમાજનાં તરી આવતાં વિચાર તત્ત્વો—** તેની વાર્તાઓમાંથી નવીન વિચાર તત્ત્વો ઘણાં જડી આવે છે. તેમાંથી કેટલાં સત્ય ઠરશે અને કેટલાં અસત્ય થશે તે અત્યારે કહી શકાય તેમ નથી. પણ તેની વાર્તામાંથી અનેકપત્નીવ્રતની કલ્પના સ્ત્રી-સ્વાતંત્ર્યની ભાવનાની કલ્પનાથી વિરૂદ્ધ છે. સ્ત્રીસ્વાતંત્ર્યના જમાનામા અનેકપત્નીવ્રતની પ્રથા અમલમાં આવે તે અસંભવિત છે. તેની વાર્તાઓમાં જ્ઞાતિબંધનોની શિથિલતા તરી આવે છે. જ્ઞાતિ-સંસ્થાઓની સહિષ્ણુતા અગર વર્ણભેદ કે જાતિભેદનો ત્યાગ અને સ્વયંલગ્ન (લગ્નના વિષયમાં માબાપની સંમતિની બીનજરૂરિયાત) જેવા સુધારક વિચારો આજના સમાજની સમક્ષ વિચારણા માટે આવી શકયા છે. તેમના ભાવી સ્વરૂપની આછી પણ ન ભુંસાય તેવી રૂપરેખા આજના સમાજમાં દોરાઈ રહી છે. તેની વાર્તાની નાયિકાઓ સ્ત્રીસ્વાતંત્ર્યની હીમાયતી છે. તે માટેની તેમની યોગ્યતાના પુરાવા રૂપે છે, સંસાર સુખી બનાવવા, પુરૂષવર્ગને સ્ત્રીવર્ગના સાહાય્યની જરૂર છે; સ્ત્રી વગરનું પુરૂષજીવન તે નિરસ સંસાર છે. સ્ત્રીઓજ સંસારનાં સુખ અને આનંદ છે; તે ધારે તો સંસારમાં સ્વર્ગ સુખ સાંપડે, વિ. સત્યોના વિધાન રૂપે તેની વાર્તાઓની નાયિકાઓ છે.

**સમાજબંધનો સામે બળવો ?**—તેની વાર્તાઓના સમયનું સમાજજીવન કલ્પિત છતાં ભવિષ્યનું એક મહાન સત્ય છે. તેની વાર્તાઓનાં પાત્રો તે તેના યુગના સમાજનાં પાત્રો નથી. તે પાત્રો ભવિષ્યના સ્ત્રીયુગના સમયના છે. તે પાત્રો જે યુગમાં વર્ણ-ભેદ કે જાતિભેદ જેવું નહિ રહે તેવા યુગનાં છે. તે પાત્રો શામળના યુગ કરતાં કેટલી સદીઓ આગળ છે તે અત્યારે પણ કહી શકાય તેમ નથી. છેલ્લી ત્રણ સદીઓમાં આર્યપ્રજાએ બહુ પ્રગતિ કરી

જણાતી નથી. પણ અત્યારની પરિસ્થિતિ જોતાં શામળની વાર્તાનાં પાત્રો ભવિષ્યમાં અસ્તિત્વ ભોગવશે, એમ માનવાને સબળ કારણો આજના સમાજમાંથી મળી આવે છે. જાતિભેદત્યાગ કે સ્ત્રીસ્વાતંત્ર્ય-ના તેના સુધારક વિચારો ભવિષ્યમાં મોડા વહેલા પણ અમલમાં મૂકાશે. નજીકના ભવિષ્યમા કે દૂરના ભવિષ્યમા તે કહી શકાય નહિ. તે પ્રજાની પ્રગતિના વેગ ઉપર આધાર રાખે છે. પણ શામળની વાર્તાના પાત્રો અસ્તિત્ત્વમાં આવશે એ વાત નિર્વિવાદ છે. શામળનાં જાણે અજાણે કરેલાં એ વિધાનો સત્ય ઠરશે અને એ વિષયમાં શામળની કલ્પના પ્રશંસાપાત્ર છે. પણ એ સમાજસુધારક વિચારો તે તેના સમયના સમાજ સામે બળવા રૂપે નથી જ. તેમજ પ્રજાની વિચારણા માટે પણ મૂકાયા નથી. કારણ કે તેને સમાજના તે સમયના પ્રચલિત રિતરિવાજોથી સોસવું પડયું હોય, તેનો કડવો અનુભવ થયો હોય તેવું તેના જાહેર કે ખાનગી જીવન ઉપરથી જણાતું નથી. તેથી તે સુધારક વિચારો બળવા રૂપે નજ હોઇ શકે પણ ફક્ત તે તેની કલ્પનાની નવીનતા રૂપે જ છે. અને તેથી જ તે પ્રજાને આકર્ષી શક્યો છે.

---

## ૨૧

# મીરાંબાઈ.

---

( ઈ. સ. ૧૪૦૩ થી ૧૪૭૦ )

---

**જન્મ કુળ**—મીરાંબાઈનો જીવનકાળ ચોક્કસ નિર્ણિત થયો નથી. તેનો ઇતિહાસ બધો સંશયગ્રસ્ત છે. પરંતુ સામાન્ય મત ઈ. સ. ૧૪૦૩ થી ૧૪૭૦ સુધીનો માને છે.

જો કે મીરાંબાઇનો ઇતિહાસ ચોક્કસ લખાયો નથી છતાં એટલી બાબતો ચોક્કસ કહી શકાય કે મીરાંનો જન્મ મેડતાના રાઠોડવંશમા થયો હતો. ચીતોડ ગઢના સૂર્યવંશમાં તેનું લગ્ન થયુ હતું. મીરાંને પતિ પ્રત્યેનું સુખ મૂળથીજ નહોતું. તેના સાસરીયા તરફથી વૈષ્ણવધર્મનો ત્યાગ કરાવવા મીરાંને વારંવાર પજવણી કરવામાં આવી હતી. અને વૃંદાવન ને દ્વારિકાની યાત્રા મીરાંએ લાંબા સમય સુધી કરી હતી.

> " જયમલ રાઠોડની દીકરીરે, સુણો મીડતા એનું ધામ:
> રૂપગુણ કોઇ સમોવડ નહીં, રૂડું ધર્યું મીરાંબાઈ નામ.
> મીરાં મન મોહનશું લાગ્યું.

"રાઠોડવંશી રાવ જોધાજીને ત્રણ પુત્રો હતા. સૂજાજી, વીકાજી ને દુદાજી. સૂજાજીએ જોધપુર વસાવ્યું, વીકાજીએ બીકાનેર ને દુદાજીએ મેડતા વસાવ્યું. દુદાજીને બે પુત્રો હતા. વીરમજી ને રત્નસિંહ. વીરમજીનો પુત્ર જયમલ ને રત્નસિંહની પુત્રી મીરાં." આ પ્રમાણે નવીન ઇતિહાસ લખાયો છે એ પ્રમાણે મીરાં જયમલ રાઠોડની દીકરી નહિ, પણ રત્નસિંહ રાઠોડની દીકરી થાય છે.

**તેના જીવનવિષે દંતકથાઓ**—મીરાંબાઇનો જન્મ કુકડી ગામમાં થયેલો. નાનપણથીજ મીરાંનાં માબાપ દેવલોક પામ્યાં હતાં.

મીરાંબાઇનું લગ્ન ચિતોડગઢના રાણાજી કુંભા સાથે થયું હતું એવી દન્તકથા છે. લગ્ન પછી મીરાં સાસરે ગયાં ત્યારથીજ તેમનાં સાસરીયાં સાથે ન બન્યું. પ્રસંગ એવો બન્યો કે કુળદેવીને વધામણાં દેવા વરકન્યાએ જવું જોઇએ તે રિવાજ પ્રમાણે કુભો રાણો ને મીરાં દેવીને વધામણાં દેવા ગયાં. કુંભાજીએ માતાને નમન કર્યું પણ મીરાંએ દેવીને નમન ન કર્યું.

"સાસુ કહેઃ સૌભાગ્ય વધે, વહૂ ! નમો શક્તિને પાય,
મીરાં કહેઃ મસ્તક નહિં નમે વિના શ્રી ગિરિધર રાય.

ત્યારથીજ પતિપત્નીના સંબંધમાં વિષનાં બીજ રોપાયા. મીરાંને અલગ વાસમાં રાખવામાં આવી. મીરાંને તો મનભાવતું જ મળ્યું. તેણે તો શ્રીકૃષ્ણ ભગવાન-શ્રી ગિરિધર નાગરની ભક્તિમાં જ તલ્લીન થવા માંડયું.

એક પ્રસંગે મીરાં કોઈ પુરુષની સોબતમાં છે એવી વાત રાણાને કાને પડી. તેથી રાણો ગુસ્સો કરીને તલવાર લઇને આવ્યો ને જેવી તલવાર ઉગામે છે કે તરતજ એક મીરાંની ચાર મીરાં રાણાએ જોઈ. રાણો આશ્ચર્યચકિત થયો. દિનપ્રતિદિન ભક્તિના રંગ મીરાંના હૃદયપર વધુ ને વધુ ગાઢા રંગાતા ગયા. મીરાંને મારી નાખવાના આશયથી એક પ્રસંગે શાલીગ્રામની પેટીમાં સાપ મોકલવામાં આવ્યો પણ મીરાને તો શાલીગ્રામજ દેખાયા. ત્યારબાદ વળી એક પ્રસંગે ઝેરનો પ્યાલો રાણાજીએ મીરાં માટે મોકલ્યો. મીરાંને તો તે ઝેર અમૃતસમાન લાગ્યું. આ કનડગતનું એક કારણ એ મનાય છે કે મીરા વૈષ્ણવમાર્ગી હતી જ્યારે તેનાં સાસરીયાં શિવમાર્ગી હતાં. તે ધર્મ નો વિરોધ આનું મૂળ હોવું જોઇએ.

જ્યારે બહુજ કનડગત થવા માંડી ત્યારે મીરાંએ પ્રભુભક્તિ કરવાને માટે મેવાડ છોડયું ને દ્વારિકાં ગયાં અને ત્યાં કાયમ રહી શ્રી કૃષ્ણ ભગવાનની સેવા કરવા માંડી. "મણિમાળાઓ મેવાડમાં ઉતારી સાચું શામળાનું ઘરેણું મીરાંબાઇએ પહેર્યું."

**મીરાંનો ધર્મ**—મીરાંબાઈનો ધર્મ કૃષ્ણભક્તિનો શ્રી વલ્લભાચાર્યજીના પુષ્ટિ સંપ્રદાયને મળતો હતો. કૃષ્ણ ભક્તિ ને ઈરાનના કવિ હાફિઝ ના સુફીવાદ વચ્ચે ઘણે અંશે સામ્ય છે. જેવી રીતે વૈષ્ણવ ધર્મમાં પ્રેમ ભક્તિ છે તેવીજ રીતે સુફીવાદમાં પણ પ્રેમભક્તિ છે. પણ સુફીવાદમાં પ્રભુને પત્ની માની ભક્ત પતિભાવે તેની ભક્તિ કરે છે, જ્યારે વલ્લભ સંપ્રદાયમા ભક્ત પત્ની છે ને શ્રી કૃષ્ણ એકજ પતિ છે એવી માન્યતા છે. અને પ્રભુની ભક્તિ ભક્ત પત્નીભાવેજ કરે છે આ સિદ્ધાન્તમાં વલ્લભ સંપ્રદાયથી સુફીવાદ જુદો પડે છે. દયારામે પણ પોતે ગોપી છે એમ માનીનેજ પ્રેમથી મસ્ત બનીને ગરબીદ્વારા પ્રભુની ભક્તિ કરી છે.

**મીરાંની કવિતા**—મીરાંની કવિતા ભક્તિપ્રચુર છે. સ્ત્રીહૃદયનો સ્વાભાવિક પ્રેમ, માધુર્ય ને રસ તેમાં સર્વત્ર માલમ પડે છે. મીરાંની કેટલીક કવિતા શ્રૃંગારિક છે પણ નરસિંહ મહેતાની માફક તેણે હદ વટાવી નાખી નથી. મીરાંનાં પદ ને ગરબીઓ પ્રખ્યાત છે. તેની ભાષા લલિત ને ભાવભીની છે, તેમાં માધુર્ય, પ્રેમ ને વૈરાગ્ય છે. સ્ત્રી સમાજમાં મીરાંબાઇનાં પદ ઘેર ઘેર ગવાતાં આપણે સાંભળીએ છીએ.

---

૨૪

# નરસિંહ મહેતો.

( ઇ. સ. ૧૪૧૫ થી ૧૪૮૧ )

નરસિંહ મહેતા જુનાગઢ પાસે તળાજા ગામના નાગર બ્રાહ્મણ હતા. નાનપણથી જ તેમના માતપિતા દેવલોક પામ્યાં હતા. માબાપના સુખ વિનાના નરસિંહ મહેતા પોતાના પિત્રાઇ ભાઇ બંસીધરને ત્યા ઉછર્યા.

**બાલ્યાવસ્થા**—જે ન્યાતમા નરસિંહ મહેતા જન્મ પામ્યા તે નાગર બ્રાહ્મણની ન્યાત મુખ્યત્વે શિવમાર્ગી હતી પણ નરસિંહ મહેતા તો શ્રી કૃષ્ણના ભક્ત હતા. નાનપણથી જ તેમનો પન્થ ન્યારો હતો. ગમાર ગંજેરીની માફક જુનાગઢની ભાગોળે ધર્મશાળામા તે આખો દિવસ બેઠા રહેતા ને જે કોઇ સાધુ સન્યાસી આવે તેમની સાથે ભજન કિર્તનની ધૂન લગાડવા બેસી જાય. મુખે ભજનની ધૂન ને હાથમા કરતાલ લઇ તે નાચવા કુદવા મંડી પડે. આ પ્રમાણે નરસિંહ મહેતાએ ભજનનો અખાડો જમાવ્યો. એકતો પોતે વૈષ્ણવ અને તેમાંય વળી નિસ્પૃહી બનીને આખો દિવસ ભજનનો વેપાર–એટલે ગામમા ને ન્યાતજાતમા નરસિંહ મહેતા માટે વાતો ચાલવા માડી. પરિણામે તેનો વિવાહ પ્રથમવાર જ્યાં થયો હતો ત્યાંથી તુટયો.

**કવિ ને ભકત કેમ થયો ?**—નરસિંહ મહેતો એક દિવસ બહારથી ઘેર આવ્યો. તૃષા લાગવાથી પોતાની ભાભી પાસે જળ માગ્યું. ભાભીએ બહુજ કઠોર શબ્દોમાં મ્હેણું માર્યું ને કહ્યું કે "તમારા કરતાં ધોબીઘાટનો પત્થર પણ બહુ કામનો છે." અને તેને પાણી આપ્યું નહિં. પછી વર્તા એવી આવે છે કે આવા કઠોર શબ્દો સહન નહિં થવાથી નરસિંહ મહેતા ત્યાંથી ગામ બહાર ચાલી નીકળ્યા. અને એકાન્ત નિર્જન સ્થળમાં એક ગોપનાથ મહાદેવનું

અપૂજ્ય શિવલિંગ હતું ત્યા આવીને બેઠા, ને સાત દિવસ સુધી અનશન વ્રત ધારણ કરીને એકાગ્રતા ને પ્રેમ પૂર્વક મહાદેવની ભક્તિ કરી એટલે શંકર પ્રસન્ન થયા અને "તું વર માગ, જે માગું તે આપુ" એ પ્રમાણે તેને સાક્ષાત દર્શન દઇને કહ્યું. નરસિંહ મહેતાએ કહ્યું, "હું આપનાં દર્શનતો પામ્યો; હવે મને વિષ્ણુંભગવાનના દર્શનની લાલસા છે." શંકર ભગવાન નરસિંહનો હાથ પકડીને વૈકુંઠમાં તેને લઇ ગયા. ત્યાં તો શ્રી કૃષ્ણ ને ગોપીનો અખંડ રાસ ચાલી રહ્યા હતો. નરસિંહ મહેતો મારો ભક્ત છે એ પ્રમાણે કૃષ્ણ ભગવાને કબૂલ કરી રાસલીલાનાં અનેક રીતે દર્શન કરાવ્યા. અને અંતે તેને ભેટયા અને આશિર્વાદ આપ્યો કેઃ—

"કિર્તનભક્તિ કરજે મ્હારી, તરીશ ભવસંસાર."

ત્યાથી જ નિરક્ષર નરસિંહ મહેતાનાં જ્ઞાનચક્ષુ ખુલી ગયા, ને "ગાનતાન કરતાં ને તાલ વા'તા" ગામમા આવ્યા. અને હવે દૃઢ રીતે અનન્ય ભાવથી શ્રી કૃષ્ણ ભગવાનની પ્રેમભક્તિમાં નરસિંહ મહેતા તલ્લીન થયા. આવી રીતે ભક્તિ ને કવિશકિત બન્ને દિવ્યપ્રેરણાથી નરસિંહમા પૂરવામાં આવ્યાં,

**નરસિંહનો ગૃહસ્થાશ્રમ**—ત્યારબાદ નરસિંહ મહેતા ગૃહસ્થાશ્રમી બન્યા પરંતુ ભકત કવિની સ્થિતિતો કંગાલ હતી. તેમનું માત્ર એકજ લક્ષ્ય હતું. પ્રભુનું અખંડ કિર્તન કર્યા કરવું એજ મહેતાનું તો ધ્યેય હતું. પોતાના ઘરમાં વચ્ચે ચોક હતો ત્યાં મોટું તુળસીનું વન હતું તેમા બધાને ભેગા કરીને ભજન કરવા બેસતા, અને રાતદિવસ એજ ધૂન લગાવતા. નરસિંહ મહેતાની સ્ત્રી માણેકબાઇ તો કંટાળી અને ઘણી વાર ગુસ્સે થઇને ને પોતાને પિયર ચાલી જતી. આવી રીતે નરસિંહને સુધારવા તેમની સ્ત્રીએ ઘણા પ્રયાસ કર્યા પણ વ્યર્થ. તે તો એમજ કહેતા કે "એવારે અમે એવારે, તમે કહોછો વળી તેવારે". નરસિંહ મહેતાને શામળશા નામનો પુત્ર ને કુંવરબાઇ નામની પુત્રી હતી. સંસારવ્યવહાર નરસિંહે બધો પોતાના પ્રભુને જ સોંપી દીધો હતો.

નરસૈયાચ્યા સ્વામી "નેજ નરસિંહના કામકાજની બધી ચિંતા પડી હતી. પોતાના પુત્ર શામળશાનો વિવાહ કરવાનો તેમજ કુંવરબાઇનું લગ્ન તેમજ મામેરું કરવાના સર્વ પ્રસંગો કૃષ્ણ ભગવાને સાચવી લીધા.

થોડાક સમય બાદ નરસિંહની પત્ની મરણપામી. ને ત્યાર બાદ શામળશા દેવલોક પામ્યો. તેની પુત્રી તો કુંવરબાઇ તે વખતે સાસરે હતી. તે દુઃખદ પ્રસંગે કવિએ " ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ " એવા શબ્દોમાં સંસારની અનાસક્તિનો ચિતાર આપેલો છે. પ્રેમાનંદના કથેલા આ શબ્દો ગુજરાતી ભાષામાં ભકતની અનાસક્તિ દર્શાવવા સાર્વત્રિક થયા છે.

**નરસિંહ મહેતાના જીવનના કેટલાક ચમત્કારિક પ્રસંગો.**

(૧) નરસિંહ મહેતા ઢેડવાડામાં ભજન કરવા વારંવાર જતા. તેમનો ઢેડ સાથેનો સંસર્ગ જાણી તેમની ન્યાતના નાગરોએ નરસિંહ મહેતાને " ન્યાતબહાર " મૂકયા. નરસિંહને મન તો ન્યાતજાતનાં વિઘ્નો કંઈ વિશાતમાં નહોતા. કેટલાક સમય પછી શ્રી કૃષ્ણ ભગવાને નરસિંહને રાત્રીના સમયે નિદ્રામાં દર્શન દીધાં ને તેને જ્ઞાતિભોજનમાં હાજરી આપવાની આજ્ઞા આપી. નરસિંહ મહેતા તો પોતાના "સ્વામિ"ની આજ્ઞાનું પાલન કરી ન્યાતમાં પંક્તિ બેઠેલી ત્યં જમવા ગયા. તેમને આવતા જોઇને નાગરો ક્રોધાયમાન થયા ને તેમને બેસવા ન દીધા. પ્રભુએ ત્યાં નાગરોને એવો ચમત્કાર બતલાવ્યો કે જ્યાં નાગરોની પંકિત જમવા બેઠેલી ત્યાં બબે નાગરો વચ્ચે એકેક ઢેડને તેમની સાથે જમવા બેઠેલો જોયો. આ જોઇ નાગરો આશ્ચર્યચકિત થઇ ગયા. નરસિંહ મહેતાને પંકિતમાં નહિં બેસાડવાનું જ આ પરિણામ હશે એમ સમજ્યા ને પછી તેમને સાથે લઈ જમવા બેઠા. આ પ્રસંગનો ઉલ્લેખ કરતાં નરસિંહ મહેતાએ ગાયું કે " પક્ષાપક્ષી ત્યાં નહિં પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વ સમાન."

(૨) બીજો પ્રસંગ "હારમાળા"નો છે. જુનાગઢનો રા'માંડલિક રાજા મહાદેવનો ભકત હતો ને તે રાજાની માતા વૈષ્ણવ હતી. એક

પ્રસંગે પ્રજાજનોએ નરસિંહની વિરૂદ્ધ સખત ફરીઆદ કરી કે "નરસિંહ મહેતો તો ઢોંગી, દુરાચારી ને પાપી" છે. અન્ય લોકોની સ્ત્રીઓની સાથે નાચે છે ને કુદે છે અને ભકત હોવાનો ડોળ કરે છે. આ ફરીઆદ સાંભળી રાજાએ મહેતાને દરબારમાં બોલાવ્યા અને નરસિંહ મહેતાને "તારા કૃષ્ણભગવાન કયાં છે? હોય તો મને બતાવ!" એ પ્રમાણે હુકમ કર્યો. નરસિંહ મહેતાએ રાતદિવસ પ્રભુની સ્તુતિ કરી અને.

"દુઃખ સમે સંભાળજે, હું ધાઈ આવીશ તત્કાળ."

આ નરસિંહને આપેલું વચન કૃષ્ણ ભગવાને પાળ્યું. તે દરબારમા આવ્યા ને નરસિંહને હાર પહેરાવ્યો. આ વાર્તાનો વિગતવાર ઉલ્લેખ નરસિંહ મહેતાએ હારમાળામાં કર્યો છે. (૩) કેટલાક યાત્રાળુને નરસિંહ મહેતાએ દ્વારકાંની રૂ. ૭૦૦) ની એક હુંડી શ્રી દામોદર શેઠ ઉપર આપેલી તે હુંડી પ્રભુએ દામોદર શેઠનું સ્વરૂપ ધારણ કરીને સ્વીકારેલી ને નરસિંહ મહેતાની આબરૂ સાચવેલી. એ પ્રસંગ પણ નરસિંહ મહેતાએ પોતાના "હુંડી" નામક કાવ્યમાં ગાયો છે. (૪) કુંવરબાઇનું મામેરું પણ પ્રભુએ પૂર્યું હતું, અને તેનાં સાસરીયાંને ભાત ભાતનાં વસ્ત્રો, અલંકારો, નાળીયેર, સોપારી, રેજા વગેરે એક લખપતિથી પણ પુરી ન પડી શકે તેટલી બધી વસ્તુઓ છુટે હાથે વ્હેંચી હતી. આજ પ્રમાણે શામળશાનો વિવાહ ને નરસિંહના બાપના શ્રાદ્ધ વખતે પણ પ્રભુએ તેને બધી મદદ કરેલી.

**નરસિંહ મહેતાની સાહિત્ય સેવા.** ગુર્જરી ગિરાનો આદ્ય કવિ, ગુજરાતી સાહિત્યનો ચૉસર (Chaucer) નરસિંહ મહેતો યુગ કવિ મનાય છે. તેનો યુગ ભક્તિયુગ કહેવાય છે. નરસિંહ, મીરાં, ભાલણ, ભીમ, વગેરેએ કૃષ્ણ, હરિ કે રામની અનેક પ્રકારે ભક્તિજ ગાયાં કરી છે. નરસિંહનાં કાવ્યો તથા પદ તથા પ્રભાતિયાં પુષ્કળ છે. હારમાળા, ચાતુરી ષોડશી, ચાતુરી છત્રીશી, શામળદાસનો વિવાહ, દાણલીલા, ગોવિંદ ગમન, સુરત સંગ્રામ—આ કાવ્યો તેનાં મૂખ્ય છે. તે

'ઉપરાંત ભક્તિને શ્રૃંગાર ઉપર આશરે એક હજાર પદો તેમણે યોજેલાં છે. નરસિંહે ગુજરાતી ભાષામાં ધર્મ, ને ભક્તિના પવિત્ર તત્વગ્રાહિ સંસ્કારો દાખલ કર્યા છે ને ભાષામાં અનેરું ઓજસ ને સૌરભ ઉમેર્યું છે. "પ્રભાતીયાં તો નરસિંહનાજ" એ કથન ગુજરાતી સાક્ષર સમાજમાં મશહૂર છે. જેવી રીતે તુકારામના અભંગ, મીરાં ને દયારામની ગરબી, ધીરાની કાફી, ભોજાના ચાબખા, શામળના છપ્પા, ચંદ બારોટના છંદ, બિહારીદાસના દુહા, ને કલાપીના ગઝલ પ્રખ્યાતિ પામ્યા છે તેવીજ રીતે નરસિંહ મહેતાના પ્રભાતીયાં પ્રાતઃકાલે કોમળ સૂરથી લલકારાતા સાંભળી ગુજરાતી પ્રજાના મનમાં ઉત્તમ પ્રકારની ચમત્કારિક છાપ પડે છે. નિદ્રામાંથી જાગતા વેંતજ પ્રભુનું નામ ગાવું, ને ભક્તિનાં વચનો ઉચ્ચારવા એના કરતા આત્માને વધુ શ્રેયસ્કર શું હોઈ શકે? નરસિંહે પ્રભાતીયા યોજી ગુજરાતી કવિતામાં ધર્મ ને ભક્તિ ગુંથી કાઢયાં છે ને તેવી રીતે કવિતાને લોકપ્રીય બનાવી છે. વળી ગુજરાતી સમાજ ઉપર પણ કવિતા દ્વારા અનન્ય ને સંપૂર્ણ પ્રભુભક્તિ ગાઇ અવનવા ધર્મના સંસ્કારો પાડયા છે. આવી રીતે નરસિંહે ગુજરાતી સાહિત્યની તેમજ પ્રજાની અમૂલ્ય સેવા કરી છે. નરસિંહ મહેતાએ શ્રૃંગારિક કવિતા પણ પુષ્કળ યોજી છે. તેમા પોતાની જાતને એક ગોપી કલ્પીને ને કૃષ્ણને પોતાના પ્રિયતમ કલ્પીને આત્મા ને પરમાત્માની પ્રેમદ્વારા અભેદની સ્થિતિ નરસિંહે દર્શાવી છે. આ અલંકારિક ને તત્ત્વગ્રાહિ કાવ્યો નહિં સમજવામા આવવાથી "ઉઘાડો શ્રૃંગાર" કવિએ ગાયો છે એમ કહી કેટલાક નરસિંહના ઉપર કટાક્ષો કરે છે. પરંતુ નરસિંહનું નીચેનું પદ પોતાની મહા પવિત્રતા ને અભેદજ્ઞાનની સાક્ષી પૂરે છેઃ—

"સુણો તમો નારી, અમે બ્રહ્મચારી, અમને તે કોઇ એક જાણે રે,
વેદ ભેદ લહે નહિં મારો, સનકાદિક નારદ વખાણે રે;
એક જાણે છે વ્રજની ગોપી, કે રસ જયદેવે પીધોરે.

એ પ્રમાણે નરસિંહ મહેતાએ તાદાત્મ્ય અનુભવ્યું હતું ને તે

પ્રેમભક્તિ રસનું પાન કરવાથીજ થઇ શકે છે એ પ્રમાણે ગાઇ આધુનિક "પુષ્ટિમાર્ગ"નાં બીજ તેમણે રોપ્યાં હતાં. નરસિંહનાં કાવ્યોમાં અભેદમાર્ગનું જ્ઞાન અને આ જગતની માયાના મિથ્યાત્વનો ઉપદેશ પણ ઠેક ઠેકાણે ઉભરાય છે. "ધ્યાન ધર હરિ તણું" એ કાવ્યમાં "માયા દેખાડીને મૃત્યુ વહાયે," "પટક માયા પરી, અટક ચરણે હરિ," "આશનું ભવન આકાશ સુધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી" એ પ્રમાણે માયા મિથ્યા છે, માયામાં મોહ પામીને જીવનારની આશા વ્યર્થ છે ને પ્રભુની ભક્તિજ એક સાચી છે એ પ્રમાણેનો ઉપદેશ તેણે આપેલો છે.

**નરસિંહ મહેતાની કાવ્યશૈલી.** નરસિંહ મહેતાની ભાષા સરળ ને સાદી છે. તેમાં પ્રેમ ને ભક્તિનાં સૌરભ વહી રહ્યાં છે. તે ભાવવાહી તેમજ તત્ત્વગ્રાહી છે. તેનાં નીતિનાં કાવ્યોમાં માધુર્ય છે. જો કે પ્રાણીના દોષ માટે ઠેક ઠેકાણે ઠોક મારી છે છતાંય અખાની માફક કટુતાને પ્રવેશ કરવા દીધી નથી. તેની ભાષા બહુજ ઓજસ્‌વાળી ને આગ્રહી છે છતાંય મનોહર ને મધુર લાગે છે. તેનાં પ્રભાતીયાં તો નાનાં નાનાં ગામડાંમાં પ્રાતઃકાલે મુક્ત કંઠે ગવાતા ઠેર ઠેર આપણે સાભળીએ છીએ. તે તેની કવિતાની લોકપ્રિયતા દર્શાવે છે. આવી રીતે નરસિંહ મહેતાએ ગુજરાતી કવિતા થોકબંધ લખી કવિતા પ્રદેશ ખેડયો છે, ગુજરાતના જીવન સાથે ધર્મ ને નીતિ ગુંથીકાઢી કવિતાપ્રિયતાના સંસ્કારો ગુજરાતના હૃદયમાં જગાડયા છે. ને પ્રેમભક્તિનો નવો પંથ સ્થાપી ગુજરાતી પ્રજાને મોક્ષ માટે સરળ ને સરસ રસ્તો દર્શાવ્યો છે.

---

# ભાલણ.

( ઈ. સ. ૧૪૩૯ થી ૧૫૩૯ )

એમ કહેવાય છે કે હિંદુસ્તાનમાં કવિતા ને ધર્મનો નિકટનો સંબંધ છે. આ કથન ગુજરાતી કવિતાને બરાબર લાગુ પડે છે. આર્ય ધર્મની પ્રાચીન સંસ્કૃતિના ઉત્પાદકો મહાન ઋષિ મુનિઓના વેદ, બ્રાહ્મણ, ઉપનિષદ, રામાયણ, ભાગવત, મહાભારત ને પુરાણ એ સર્વે પદ્યમાંજ લખાયેલા. ગુજરાતી ભાષા ને સાહિત્યકાળના ત્રણ વિભાગ છે. ઇ. સ. ૧૦ મા સૈકાથી ૧૪ મા સૈકા સુધી અપભ્રંશ અથવા પ્રાચીન ગુજરાતી ભાષા, ઈ. સ. ૧૫મા સૈકાથી ઈ. સ. ૧૬મા સૈકા સુધી મધ્યકાલીન ગુજરાતી, અને ઇ. સ. ૧૭મા સૈકાથી માંડીને હાલ સુધી અર્વાચીન અથવા નવી ગુજરાતી.

મધ્યકાલીન ગુજરાતી યુગના આદ્ય કવિ નરસિંહ મહેતા મનાય છે. નરસિંહ ને મીરાંએ કૃષ્ણની ભક્તિ ગાઈ. જ્યારે સૌરાષ્ટ્ર અને મેવાડમાં કૃષ્ણભક્તિના દિવ્ય સૂર સંભળાવા માંડયા ત્યારે ગુજરાતના પ્રાચીન પાટનગર પાટણમાં પ્રાચીન જૈન કવિઓને બાજુએ હઠાવી ભાલણનાં વાર્તા ને આખ્યાનોએ પોતાનો વિજયડંકો વગાડયો. જે સમયે સર્વે કવિતા ને સાહિત્ય અપભ્રંશમાંજ રચવાની પ્રથા સર્વ માન્ય થઇ પડી હતી તે સમયે "ગુર્જર" ગિરાને અમૂલ્ય સાહિત્યથી અલંકૃત કરી જુની જૈન પ્રણાલિકાને તોડવાની હિંમત ધરનાર માત્ર એક ભાલણજ હતો.

ભાલણ કવિ પાટણનો હતો. ન્યાતે ત્રિવેદી મોઢ બ્રાહ્મણ હતો. તેનો જન્મકાલ અચોક્કસ છે. પણ ઇ. સ. ૧૪૩૯ ના અરસામાં તે જન્મ્યો હશે એમ મનાય છે. તેના સમયમાં ગુજરાતનું રાજ્ય મહમ્મદ બેગડો ચલાવતો હતો. કવિને ઉદ્ધવ ને વિષ્ણુદાસ નામના બે પુત્રો હતા. તે બન્ને પુત્રરત્નોએ પણ વિદ્વાન પિતાની માફક ગુર્જરગિરાને સુંદર

શોભાવી છે. ઉદ્ધવે યુદ્ધકાંડ સુધીનું રામાયણ અને બભ્રુવાહન આખ્યાન લખ્યાં હતાં; ને વિષ્ણુદાસે રામાયણનો ઉત્તરકાંડ લખ્યો હતો. કવિએ સુખી ગૃહસ્થાશ્રમ ભોગવી વૃદ્ધાવસ્થામાં સંન્યસ્તાશ્રમ ગ્રહણ કર્યો હતો અને શ્રી રામચંદ્રને પોતાના ઇષ્ટદેવ તરિકે સ્થાપી તેમની અનન્ય ભક્તિ કરી હતી. ઈ. સ. ૧૫૩૯ ની આસપાસમાં તેમનું અવસાન થયું હતું.

ભાલણ સંસ્કૃત ભાષાનો પંડિત મનાતો હતો. રામાયણ, મહાભારત ને પુરાણોમાં એ પારંગત હતો. રામચંદ્રજી સંબંધી ઘણાં કાવ્યો ને નાટકોનો તેમણે અભ્યાસ કર્યો હતો. नैषध चरित અને कादम्बरी એ બે સંસ્કૃત ગ્રન્થો તેમને વિશેષ પ્રિય હતા. વ્યાકરણનું પણ તેમને સારૂ જ્ઞાન હતું. વ્રજ ભાષામાં પણ તેમણે કેટલાંક પદ ભાગવત દશમ સ્કંધમાં યોજ્યાં છે તે ઉપરથી માનવાને કારણ રહે છે કે તેમને વ્રજ ભાષાનું પણ સારૂ જ્ઞાન હોવું જોઇએ.

ભાલણે ગુજરાતી ભાષામાં ઘણાં કાવ્યો લખ્યાં છે. "શિવ ભીલડી સંવાદ, સપ્તશતી, જાળંધર આખ્યાન, નળાખ્યાન, દુર્વાસા આખ્યાન, રામ વિવાહ, ધ્રુવાખ્યાન, મૃગી આખ્યાન, કૃષ્ણ વિષ્ટિ, કાદંબરી, દશમ સ્કંધ, અને રામ બાળચરિત."

ભાલણની કવિતા રસિક ને પ્રાસાદિક છે. ભાષા સરળ પણ ભાવવાહિ છે. સંસ્કૃત ભાષાનો પંડિત હોવા છતાય સરળ ને સાદા રૂઢ શબ્દોનોજ તેણે ઉપયોગ કર્યો છે. તેથી તેની કવિતા બહુ મનોહર ને મધુર લાગે છે. તેમાં લાલિત્ય ને અર્થગાંભીર્ય સમાયાં છે. રસની જમાવટ પણ તેણે ઠીક કરી છે. તેની શ્રૃંગારરસ ને કરૂણરસની જમાવટ ઉત્તમ રીતે થઇ છે. તેને લાંબાં વર્ણનો પસંદ નહોતાં. કહેવાનું ટુંકમાં કહેતો પણ સચોટ ને અસરકારક રીતે કહેતો. એની શૈલી મિતાક્ષરી હતી.

નળાખ્યાનની મૂળ કથા મહાભારતમાં હોવાથી ઘણા સંસ્કૃત લેખકોએ પણ નળાખ્યાન લખ્યાં છે. કેટલાંક નામમાત્રનો ફેરફાર કરીને જૈન કવિઓએ પણ નળાખ્યાન લખ્યું છે. પરંતુ સૌથી ઉચ્ચ

પ્રતિનાં નળાખ્યાન તો ભાલણ ને પ્રેમાનંદનાંજ મનાય છે. કારણકે જેવી રીતે પ્રેમાનંદની ભાષા શુદ્ધ, સરળ, ભાવવાહિ, ને ઓજસવાળી હતી તેવીજ રીતે ભાલણની ભાષા પ્રસાદવાળી, પ્રતાપી ને રૂઢ હતી. તેની શૈલીમાં સ્વાભાવિકતા હતી. સંસ્કૃત મૂળકાવ્યનો રસ ઝીલી તેણે પોતાના કાવ્યમાં છૂટથી વ્હેવડાવ્યો હતો. ભાલણના કાવ્યની કેટલીક છાયા પ્રેમાનંદના નળાખ્યાનમા દૃષ્ટિગોચર થાય છે. ભાવ–આલેખનમાં અને પાત્રાલેખનમાં ભાલણની મહાન શક્તિ સ્પષ્ટ દેખાઈ આવે છે.

આવી રીતે જૈન સાધુઓના કબ્જામા રહેલો ગુજરાતી સાહિત્યનો કિલ્લો વશ કરનાર, ને અપભ્રંશ ભાષામાં લખનારા કવિઓથી નિરાળો પન્થ કાઢી "ગુર્જર" નામ આપી ગુજરાતી સાહિત્યનો ગુજરાતમાં ડંકો વગાડનાર ભાલણ હતો.



# અખો

(ઇ. સ. ૧૬૧૫થી ૧૬૭૫)

**અખાનું સ્થાન.**

ગુજરાતી કવિતાના ઐતિહાસિક દૃષ્ટિએ ત્રણ મુખ્ય વિભાગ પાડવામાં આવે છે. (૧) પ્રાચીન ગુજરાતી. (૨) મધ્યકાલીન ગુજ-રાતી. (૩) અર્વાચીન ગુજરાતી. આ ત્રણ મહાયુગમાંથી મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના નભોમંડળમાં અખો એક મહાન્ તેજસ્વી તારો હતો. જેવી રીતે મનોરંજક કથારસમાં પ્રવીણ શામળભટ હતો, સર્વ રસમાં વિહરનાર પ્રેમાનંદ હતો, શૃંગાર રસિકતા ને સંગીતમાં પ્રવીણ ભક્ત કવિ દયારામ હતો તેવીજ રીતે અદ્વૈતમાર્ગી તત્ત્વવિચારમાં ને માર્મિકતામાં કુશળ અખો ભગત હતો. અખાની ભાષામાં જે અર્થ-ગાંભીર્ય ને ચમત્કૃતિ જોવામાં આવે છે તે સ્વાતંત્ર્યપ્રેમી મધ્યકાલીન કવિઓમાંથી અન્યમાં ભાગ્યેજ દેખાશે.

**જન્મ, કુલ, બાલ્યાવસ્થા.**

અમદાવાદમાં ખાડીયામાં સોનીની વ્યવહાર કુશળ ગણાતી કોમમાં અખાનો જન્મ આશરે ઈ. સ. ૧૬૧૫માં થયો હતો. તેને હાલના જેવી શાળાની કેળવણી મળી ન હતી. પરંતુ બાલ્યાવસ્થામાંથીજ તેના મન ઉપર સારા સંસ્કારો પડેલા. તેની બેનના અકાળ મૃત્યુએ પહેલ વહેલા તેના મનમાં વૈરાગ્યનાં બીજ રોપ્યાં. અમદાવાદની ટંકશાળમાં સરકારી નોકરોનો તે ઉપરી હતો તે વખતે તેની ન્યાત જાતના લોકોએ તેના ઉપર આક્ષેપો મૂકી તેને બહુજ કનડયો હતો. ગુજરાતના નવાબે તેને કેદમાં પૂર્યો હતો પણ પાછળથી નિર્દોષ માલમ પડતાં છૂટી ગયો હતો. ત્યારથી સોનીનાં ઓજારો તેણે કુવામાં નાખી દીધાં, તેની બધી માલમીલ્કત વેચી નાખી, અને સત્યનો પન્થ દર્શાવે એવા ગુરુની શોધમાં તે નીકળી પડયો. અખાને કાશીમાં મણિકર્ણિકાના ઘાટ ઉપર

એક નાની મંડળીમાં ઉપદેશ આપનાર એક સન્યાસીનાં દર્શન થયાં. તેના જ્ઞાન, ને વૈરાગ્યના પ્રભાવની છાપ અખાના હૃદય ઉપર સારી રીતે પડી. તેના એકાકી વિદ્યાર્થીને અપાતા જ્ઞાનમાર્ગના ઉપદેશ મંડળીની પાછળ બેસીને અખાએ ગુપ્ત રીતે બાર મહિના સુધી સાંભળ્યા ને ત્યાર બાદ તેની તેના ઉપર શ્રદ્ધા ચોંટી ને તે સન્યાસીને પોતાના ગુરુ તરિકે માન્યો. અખો ત્રણ વર્ષ સુધી ત્યાં ગુરુની સાથે રહ્યો અને હિંદુશાસ્ત્ર ને તત્ત્વજ્ઞાનનાં મહાન પુસ્તકો જેવાં કે પંચદશી અધ્યાત્મ રામાયણ, ભગવદ્‌ગીતા, યોગ વાસીષ્ઠ, રામાયણ ને દુર્બોધ વેદાન્તના તત્ત્વજ્ઞાનપ્રચુર ગ્રન્થોનો અખાએ ગુરુ પાસેથી બહુજ સુંદર અભ્યાસ કર્યો. અખાના સંબંધમાં એક એવી વાર્તા છે કે એક વખતે અખો વૈષ્ણવ આચાર્ય શ્રી ગોકુળનાથ મહારાજ પાસે ગયેલો ત્યારે અખો અમદાવાદનો શ્રીમંત સોની છે એમ જાણી મહારાજે તેને સારો આદર આપ્યો ને વિવિધ પ્રસાદી આપી તેને પ્રસન્ન કર્યો, પણ યાત્રાએથી પાછા આવતાં ફરીથી પાછો અખો ત્યાં આવ્યો પણ તે તો એક વેરાગીનું રુપાન્તર પામેલો, એટલે મહારાજે તેને ઓળખ્યો તો ખરો પણ મંદિરમાં પેસવાજ દીધો નહિ. ત્યારથી વૈષ્ણવ ધર્મ પ્રત્યે ને ઢોંગી ગુરુ પ્રત્યે અખાને તિરસ્કાર ઉપજ્યાનું મનાય છે. આવા ઢોંગી ગુરુઓના ઢોંગ ઉઘાડા પાડવા અખાએ પોતાનાં "વેષનિંદા, પ્રપંચ અંગ, ખળજ્ઞાની અંગ, જડભક્તિ અંગ, અને ફુટકળ અંગ "નામના કાવ્યોમાં ઘણો પ્રયાસ કર્યો છે. સાથે સાથે આદર્શ ગુરુ ને જ્ઞાનીનાં લક્ષણ પણ કવિએ સ્પષ્ટ રીતે "ભકિત અંગ, અને સંત અંગ" માં આપેલા છે.

## અખાનો તત્ત્વવિચાર ને સાહિત્યપ્રચાર.

અખો શંકરાચાર્યના સિદ્ધાન્તોનો અનુયાયી હતો. બોધ પ્રધાન અખાની કવિતાનો મોટો ભાગ સાતસો છેંતાલીસ છપ્પામાં છે. આ છપ્પા ઉપરાંત અખેગીતા, અનુભવબિંદુ, કૈવલ્યગીતા, ચિત્ત વિચાર-સંવાદ, પંચીકરણ, ગુરુશિષ્ય સંવાદ, એ મૂખ્ય ગ્રન્થો છે. અખો

જ્ઞાની હતો, સાથે અનુભવી પણ હતો. એનો નિર્મલ બ્રહ્મત્વનો અનુભવ એની ગંભીર કવિતાની પ્રત્યેક પંક્તિમાં માલમ પડે છે. તેથી અભ્યાસકને આ સંસારની અસારતાનું ને પરબ્રહ્મની યથાર્થતાનું પોતાના અંતરપટમાં ભાન થાય છે.

"સંતોરે વનસ્પતિ ફુલી, માયા કેરા ધામમાં;
ઘર ગયો છે ભુલી, સંતોરે વનસ્પતિ ફુલી. સંતોરે૦
પગવિના પગ કાઢવો, વણવાટે દીવો બાળો;
જે ઘર જાવું મુઆ પછી, તે ઘર જીવતાં નિહાળો. સંતોરે૦
અનેક પદવી ઉપરે, અક્ષર એક સૂઝે;
અક્ષરે અક્ષર ઉતરે, અખો એ અક્ષર બુઝે. સંતોરે૦

આવી રીતે અખો બ્રહ્મરસથી ભરપૂર થઇ ગયો હતો. તેની નસેનસમાં ને રોમેરોમમાં બ્રહ્મજ્ઞાન વહી રહ્યું હતું, અખાનાં કાવ્યોમાં તાત્પર્ય મુખ્ય વસ્તુ છે. શબ્દ ને અર્થચમત્કૃતિ કરતાં વિચારચમત્કૃતિ વિશેષ છે. તેથી જ તેમાં પદલાલિત્યાદિ ગુણો માલમ પડતા નથી. અખાની વાણી બહુ માર્મિક છે:—

"ગુરુ થઇ બેઠો હોંસે કરી. કંકે પહાણ શકે કેમ તરી?
હરિ પામવા સૌ તપ કરે, અખો હરિમાં મોજે ફરે.

સગુણભક્તિ કરતાં નિર્ગુણ ભક્તિ વધારે સારી છે એવી અખાની માન્યતા હતી. તેણે સગુણભક્તિ અંગમા કહ્યું છે કે "મનની કીધી સર્વ ઉપાધ્ય, મનાતીત અખા આરાધ્ય." આંખોમીંચીને વગર સમજ્યે દેખા દેખી ધર્માચાર કરનારા પ્રત્યે અખાને બહુ ક્રોધ હતો. મનનીશુદ્ધિ એજ મૂખ્ય વસ્તુ છે. એમ અખાનો સિદ્ધાન્ત હતો:—

"ઇશ્વર જાણે તે આચાર, એ તો છે ઉપલો ઉપચાર.
"મીઠાં મૌડાં માન્યાં દ્રાખ, અન્ન તોય અનમાંની રાખ,

"સોનામુખી સોનું નવ થાય, અખા આંધળીને પાથરતાં વાણું વાય.
દાંભિક ને પાંડિત્યના અભિમાની પુરુષો પ્રત્યે અખો સખત કટાક્ષો

કરે છે. તત્વ વિચારકે તો બાળકના જેવું શુદ્ધ, સરળ ને નિષ્કપટી મન રાખવું જોઇએ, એવો અખાનો અભિપ્રાય છે. આ દોઢડાહ્યા પંડિતોના હૃદયમાં જ્ઞાનનો પ્રવેશ થતો નથી. ને તેવા જનોનો ઉપહાસ કરતાં અખો "છુટકળ અંગ"માં કહે છે કેઃ—

" જ્યાં જોઈએ ત્યા કૂડે કૂડ, સામે સામાં બેઠાં ધૂડ,
" કોઇ આવી વાત સુરજની કરે, તે આગળ જઇ ચાંચજ ધરે;
"અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા કયાંથી થયા,
" અખા મોટાની તો એવી જાણુ, મૂકી હીરો ઉપાડયો પાણ.

આ પ્રમાણે અખાના વિચાર પ્રમાણે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં વિઘ્ન નાખનાર મુખ્ય દોષો ચાર છે [૧] વગર વિચારે બાહ્યાચારને વળગી રહેવું તે. [૨] ઢોંગી વર્તન. [૩] ખોટી પંડિતાઇ. [૪] ખરા મહાત્મા પ્રત્યે અલક્ષ. આ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનું મુખ્ય સાધન નિર્ગુણભકિત છે એમ અખો કહે છે.

" સદ્‌વિચાર તે સાચી ભક્તિ, જેણે જીવ શિવની લહીએ વ્યક્તિ."

આ પ્રમાણે અભેદનું જ્ઞાન કરાવે તે ખરી ભક્તિ. જ્યા સેવ્ય સેવકના ભેદભાવથી ભક્તિ થાય છે તે સાચી ભક્તિ નથી. તેમાં પ્રેમ સમર્યાદ છે.

આવી નિર્ગુણ ભક્તિ વડે ઈન્દ્રિયાતીત પરબ્રહ્મ સ્વરૂપનું જ્ઞાન થાય છે.

" ઈન્દ્રિયગ્રાહ્ય પરમેશ્વર નથી, ભરમે કોઈ ન મરશો મથી,"
" પુતળીને કેમ જુએ ચક્ષ, દેખણહાર પુતળી છે મુખ્ય.
" શ્વાન શ્વપચ ગૌબ્રાહ્મણ જોય, રામ થકી અળગો નહિં કોય,
" તત્ત્વ એક ને ચેતન એક, નામ રુપગુણ કર્મ અનેક.
" અખા એ મોટો ઉત્પાત, ઘણા પરમેશ્વર ક્યાંની વાત.

બ્રહ્મ ને જીવ એક છે, સર્વત્ર અભેદ છે, એ અખાનો અભેદ માર્ગનો, કૈવલ્યનો મૂખ્ય સિદ્ધાન્ત હતો.

" ગવરાવ્યા જશ હરિના ગાઓ, હરિના છો ને હરિના થાઓ;
" અહંતે અણછતા ન થયા, છના ધણીથી છેટા રહ્યા.

## અખો કવિ કે ભક્ત?

અખાને કવિ ગણવો કે ભક્ત ગણવો એ પ્રશ્નને સાક્ષર સમૂહે વિવાદગ્રસ્ત કર્યો છે. જો શબ્દ ને અર્થનો ચમત્કાર, અલંકાર ને સાંસારિક રસાસ્વાદ આપનારનેજ કાવ્ય કહેવાતું હોય તો અખાની કવિતા એ કવિતા નથી. પરંતુ બોધ એ જો કાવ્યનો આત્મા મનાતો હોય ને कान्तासंमिततयोपदेशयुजे એમ ઉપદેશપ્રધાન કાવ્ય છે એ મમ્મટાચાર્યનો સિદ્ધાંત કબૂલ રાખીએ તો તત્વજ્ઞાનનો માર્મિક, અર્થ-ગંભીર ને વિલક્ષણ ભાષામાં બોધ આપનાર અખો કવિજ મનાય. "કવિતા કોને કહેવાય" એ વિષે અખાના વિચારો પણ તેવાજ છે. તે કહે છે કેઃ—

અખો શું કવિતાપણું કરે, જે વાત કશી ન પોંચે શરે;
કે લેવું કે મુકવું કહે, તે તો ત્યા આઘેરૂં રહે.
એવું કવતાં આવે લાજ, સમજ્યા સરખો છે મહારાજ;
ઉકેલ પડે તે જોડયું ખરૂં, જેણે જીવપણું જાયે પરૂં.
બાકી સઘળો મોહ જોડાય, મનનું ગમતું સૌકો ગાય;
જ્ઞાનીને કવિમાં ન ગણીશ, કિરણ સૂર્યનાં કયમ વરણીશ.

## અખાની કાવ્યશૈલી.

અખો મૂળથી બહુ સંસ્કારી નહતો. તેથી તેની ભાષા પ્રેમાનંદ જેવી શિષ્ટ ને સંસ્કારી નથી. તેની ભાષા કઠોર ને કંઇક અંશે કર્કશ છે. પરંતુ અખો બ્રહ્મના અનુભવો ગાવા ને ઉપદેશ ગળે ઉતારવા માટે એ ભાષા વાપરે એ ક્ષંતવ્ય ગણી શકાય. કટાક્ષ, મર્મવચન, ઝીણવટ-ભરી ચર્ચા, ઠોક, અને ઢોંગીના ઢોંગને ખુલ્લા પાડવાની નિડરતા એ અખાની કવિતાનાં મૂખ્ય લક્ષણ છે. અખો ગુજરાતી કવિઓમાં કટાક્ષ, ટીકા, માર્મિક વાણીમાં સર્વોપરિ છે. તેના ચાબખા સખત

છે પણ મર્યાદિત છે, તેની કવિતામાં કેટલાંક વાક્યો ને શબ્દો અપ્રચલિત ને કઠણ છે, તેની ઉપમાઓ વેદાન્તના માનસશાસ્ત્રવાળા ગહન ગ્રન્થોમાંથી તે લે છે. આવાં કારણોને લીધે અખો ગુર્જરી ગિરાનો લોકપ્રીય કવિ મનાતો નથી. તેને વાચનારા ને સમજનારા બહુ થોડા છે. તેની કવિતામાં હાસ્યરસનો તો અભાવજ છે. બહુજ ટુંકી મિતાક્ષરી શૈલીમાં કાવ્યો લખનાર તો અખોજ છે, છંદઃ શાસ્ત્રનો તેને અભ્યાસ નહોતો એમ લાગે છે. તેના છપ્પા કાવ્યશાસ્ત્રના નિયમાનુસાર નથી પણ છ લીટીવાળા ચોપાઈ જેવાજ લાગે છે. અખાની કવિતા રચનાત્મક કરતાં નાશાત્મક વધારે છે. અખાએ ગુજરાતી સાહિત્યને નવો ઓપ આપ્યો છે. કૃષ્ણની ભક્તિનો પ્રચાર કરતી કવિતા અત્યારસુધી રચાયા કરતી હતી તેનાથી જૂદા પડી અખાએ બ્રહ્મજ્ઞાનની કવિતા રચવાનો નવીન પન્થ કાઢયો. આ સત્તરમા સૈકામાં વિધવિધ દિશાના કવિઓ થયા ને દરેકે પોતાના પન્થ સ્થાપ્યા. પ્રેમાનંદે રસ, વર્ણનશક્તિ, અર્થચમત્કૃતિ ને અલંકારથી અલંકૃત કવિતા રચી; શામળ ભટે વાર્તાઓની અવિરત રસધારા ચલાવી; ત્યારે અખાએ બ્રહ્મજ્ઞાન ને મોક્ષ, આત્મા ને નિર્ગુણ ભક્તિ ગાયાં. સાક્ષરશ્રી નર્મદાશંકર મહેતા કહે છે તેમ ધીરાના જેવું બહુશ્રુતપણું મીરાં, નરસિંહ, પ્રીતમ, ને ભોજામાં નથી. શાસ્ત્રના સિદ્ધાન્તો જે સરળ ભાષામાં એ ઉતારવા સમર્થ થયો છે તેમાં અન્ય કવિઓ હાર ખાઈ ગયા છે." પણ અખામાં "ધીરાની કલ્પનાશક્તિ નથી યોગમાર્ગના અણસારા નથી. નરસિંહ મહેતામાં અનુભવબલ અખા કરતાં વધારે છે. નિર્દોષ ભક્તિથી રસબસ કરવા એ આદિ કવિ જેવી કુશળતા અખામાં નથી."

---

# પ્રેમાનંદ.

( ઈ. સ. ૧૬૩૬ થી ૧૭૩૪. )

**જન્મ**—પ્રેમાનંદ કવિનો જન્મ વડોદરામાં થયો હતો. જાતે નાન્દેરા ચાતુર્વેશી બ્રાહ્મણ હતા. તેમના પિતા તેમને ન્હાના મૂકીનેજ દેવલોક પામ્યા હતા. થોડા સમય બાદ તેમની માતા ગુજરી ગઇ એટલે પ્રેમાનંદ પોતાની માશીને ત્યાં ઉછર્યા હતા. પંદરેક વર્ષ સુધી કવિ નિરક્ષર ને જડભરત જેવા રહ્યા હતા. તે પછી ભાગ્યવશાત નરસિંહ મહેતાને તથા ભક્ત કવિ દયારામને જેવી દિવ્યકૃપાથી કવિત્વ ને ભક્તિ પ્રાપ્ત થયાં હતાં તેવીજ રીતે પ્રેમાનંદને પણ કોઇ અલૌકિક શક્તિએ કવિત્વની પ્રેરણા કરી. તેને માટે જુદી જુદી વાર્તાઓ છે.

**કવિત્વ શક્તિ કેવી રીતે પ્રાપ્ત કરી ?**—એક વાર્તા એવી છે કે જ્યારે પ્રેમાનંદ બાલ્યાવસ્થામાં હતા ત્યારે વડોદરા શહેરની બહાર કામનાથ મહાદેવમાં જે કોઈ સન્યાસી કે સાધુ આવતા તેમની તે સેવા કરતા. એક પ્રસંગે એક સાધુ ત્યાં આવીને રહેલા. પ્રેમાનંદે તે સાધુની બહુજ પરિચર્યા કરી. સાધુ પ્રેમાનંદ ઉપર પ્રસન્ન થયા. તે સન્યાસી બીજે સ્થળે જવાના હતા તે અગાઉ તેમણે સંધ્યાકાલે પ્રેમાનંદને કહ્યું કે " કાલ સવારે હું અહિંથી જવાનો છું માટે તું સવારે વહેલો આવજે." પ્રેમાનંદને જરા મોડું થઈ ગયું. મહાદેવના દેવાલયમાં જઇને જુએ છે તો સાધુ ત્યાં મળે નહિં. પ્રેમાનંદ દોડતા દોડતા તેમને જવાને રસ્તે ગયા. થોડેક દૂર ગયા એટલે પેલા સાધુનાં દર્શન થયાં. સાધુએ પ્રેમાનંદને આશિર્વાદ આપ્યો કે " જા બચ્ચા, તને પ્રાકૃતમાં કવિતા કરતાં આવડશે. જરા જો વહેલો આવ્યો હત તો સંસ્કૃતમાં કવિતા કરવાની શક્તિ આપત." આ આશિશ આપીને સન્યાસી ચાલ્યા ગયા.

બીજી વાર્તા—પ્રેમાનંદના પુત્ર ને શિષ્ય વલ્લભના કાવ્યમાંથી જે વાતને સમર્થન મળ્યું છે તે એવી છે કે એક વખતે કામનાથ મહાદેવમાં રામચરણ હરિહર નામના એક સમર્થ સન્યાસી આવી રહ્યા હતા.

"એવે મળી આવ્યા સિદ્ધ, પૃથ્વીમાં પ્રસિદ્ધ પૂરા,
"નમી પૂછ્યું તેમને મેં, ભલો ત્યારે ભાવિયો.

તેમની પ્રેમાનંદે ખરા હૃદયના ભાવથી સેવા કરી. બાલકવિ ઉપર રામચરણ મહારાજ પ્રસન્ન થયા. જ્યારે રામચરણ હરિહર દેશ-પરદેશ પર્યટણ કરવા નીકળ્યા ત્યારે બાલ પ્રેમાનંદને તેમણે પોતાની સાથે લીધો. અને તેમને સંસ્કૃત, પ્રાકૃત, હિંદી સર્વે ભાષાનું સારૂં જ્ઞાન આપ્યું. પ્રેમાનંદ સંસ્કૃત સાહિત્ય ઉપરાંત રામાયણ, મહાભારત, શ્રીમદ્ ભાગવત, હરિવંશ, તથા અન્ય પુરાણોથી પરિચિત થયા. જેવી રીતે "પંજાબમાં ગુરુગોવિન્દે લડાયક શિષ્યભક્તિ પ્રેરી, રામદાસ સ્વામીએ મહારાષ્ટ્રમાં રાષ્ટ્રભક્તિનો મહામંત્ર ભણાવ્યો" તેવીજ રીતે ગુરૂ રામચરણે પ્રેમાનન્દદ્વારા ભાષાભક્તિનાં બીજ ગુર્જરીભુમિમાં વાવ્યાં. તે સમયની સ્થિતિઅનુસાર પ્રેમાનંદે પહેલામાં પહેલું એક કાવ્ય હિંદી ભાષામાં રચ્યું ને જ્યારે તેમના ગુરુને તેમણે તે કાવ્ય બતાવ્યું ત્યારે રામચરણ ક્રોધાયમાન થયા અને પોતાની માતૃભાષા ગુજરાતીને છોડીને હિંદીનું સેવન કરવા માટે તેને ઠપકો આપ્યો. "ઉમર મૂકીને તું ડુંગરને પૂજે કેમ ?" તે ઉપરથી "अबे तबे के सोळ हि आने, अठे कठे के बार; इकडं तिकडं आठ हि आने, शुं क्षां पेसे चार" એ પ્રમાણે તુચ્છકારાતી ગુજરાતી ભાષા જેમાં વલ્લભના કાવ્ય મુજબ:

કોમળતા કમળથી અધિક દેખાય એમાં,
મધુસુધા મિષ્ટપણે હારી હારી જાય છે.
અમલતા એના જેવી નથી કોઇ ભાષા મધ્ય;
પ્રાચીનપણું તો એનું મોટેરું મનાય છે.

નવરસની નાયકા સુખદાયકા છે સિદ્ધ;
જાણે નહિં તેહ એના ખોટા ગુણ ગાય છે.

એ ગુજરાતી ભાષા જ્યાં સુધી "સાંગોપાંગ સુરંગ વ્યંગ અતીશે" વાળી "સર્વ સખીઓની ઉપરી" શ્રેષ્ટ ભાષા ન બને ત્યાં સુધી માથે પાઘડી નહિં પહેરવાનું 'પણ' પ્રેમાનંદે લીધું. નૈષ્ટિક ગુરૂભક્તિવાળા પ્રેમાનંદે આ પ્રતિજ્ઞા અણિશુદ્ધ પાળી.

"ગુર્જરગિરાની તુલ્ય ઉપમા ઉર્વીમાં નથી."

એ વલ્લભનું કથન પ્રેમાનંદે અક્ષરશઃ સત્ય પાડયું.

**ઉદર નિમિત્ત પરદેશનું સેવન**—વડોદરામાં જન્મેલા કવિ પ્રેમાનંદ ઉત્તરાવસ્થામાં સુરત અને પ્રસંગોપાત નંદરબારમાં જઈ રહેલા અને અનેક આખ્યાનો ગાઇ રસની છોળો ઉડાડી હતી.

**પુરાણી સાથે વિરોધ**—કવિ પ્રેમાનંદ જાતે ભટ હતા. ને માણભટનો ધંધો કરતા હતા. પરંતુ તે સમયે સંસ્કૃત શાસ્ત્રો ને પુરાણોમાંથી કથા કરનારા પુરાણીઓની ખોટ નહોતી. તેથી કવિએ પોતાને માટે નવીન પન્થ કાઢયો. તેને લાગ્યું કે પ્રાકૃત અભણ જનસમાજને સંસ્કૃત કથાના નીરસ કુચા આપવા કરતાં પોતાની માતૃભાષામાં ધર્મનાં આખ્યાનો શ્રવણ કરાવવાં એ વધારે શ્રેયસ્કર છે ને તેથી તેમણે બહુજ સુંદર, સરસ ને કોમળ બાનીમાં ઠેઠ ઠેકાણે કથાઓ કરવા માંડી. સંસ્કૃત આખ્યાનોના ઇજારદાર પુરાણીઓના ગુસ્સાનો પાર ન રહ્યો. પુરાણી સાથે વિરોધ વધ્યો. કવિ પ્રેમાનંદે પોતાની માતૃભાષાની ભક્તિ કરવાના અર્થે વંશપરંપરાની જ્ઞાતિમાં પ્રતિષ્ટા આપનારી પૌરાણિક વૃત્તિનો ત્યાગ કર્યો, અને એવી રીતે "જનસમાજના હૃદયકિલ્લા સર કર્યા."

**સાહિત્યપોષક કવિમંડળ**—આ સત્તરમા સૈકાનો ગુજરાતી સાહિત્યનો ભાનુ પ્રગટયો તેની સાથે તેના તેજથી અનેક ઉપકવિઓ રૂપી ઉડુગણો તેના તરફ આકર્ષાયા. પ્રેમાનંદ તે એક યુગકવિ મનાય

છે. તેનો યુગ તે પ્રેમાનંદયુગ ગણાય છે. કારણકે તેની આસપાસ અનેક સાહિત્યરસિક ને સંસ્કારી સ્ત્રી પુરુષોની મંડળી જામી હતી. ગુર્જરગિરાનો વિજયધ્વજ જે પ્રેમાનંદે ફરકાવ્યો હતો તે ધ્વજને ઉપાડી લેનારા આશરે સોએક માણસો હતા. તેમાંના બાવન માણસો તો તે ક્ષેત્રમાં કાર્ય કરી રહ્યા હતા. તે પૈકી બાર સ્ત્રીઓ હતી. વલ્લભે તેનો આ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે:—

"છે નવ દાસ અને ભઇ ચારજ, રત્ન ભલાં દ્વયશિષ્ય કહાવે;
"છે ભવરાશ અને બઇ બારજ. રત્ન મળાં ક્રય વિશ્વ કહાવે.
"છે વિર પચજ, જી ગણિયે ત્રણ, નંદ ચતુરનું નામ સુહાવે;
"છે વીર વલ્લભ, શે ભણિયે ગણ, એકજ પ્રેમનું નામ પુહાવે.

તેમાંના મૂખ્ય શિષ્યો વીરજી, હરિદાસ, દ્વારકાદાસ, રત્નેશ્વર, વલ્લભ ને સુંદર હતા. એ પ્રમાણે મહાન શિષ્યમંડળ દ્વારા કવિ પ્રેમાનંદે ગુજરાતી સાહિત્યોદ્યાનને વસંતઋતુના પુરબહારથી ખીલાવીને તેનો પરિમલ સમસ્ત ગુજરાતમાં પ્રસરાવ્યો.

**પ્રેમાનંદની સાહિત્ય સંપત્તિ**—પ્રેમાનંદના સમયમાં "**अबे तबे के सोळही आणे**" એ કથનમાંથી માલમ પડતી હિંદી ભાષાની શ્રેષ્ટતા જે હતી તેવીજ શ્રેષ્ટતા પોતાની "ગુર્જરગિરા"માં આણવા પ્રેમાનંદે ભગીરથ પ્રયત્ન કર્યો અને ગંગા ને સિંધુ નદીનાં આર્યભૂમિમાં જેવાં પૂર આવે છે તેવા ધોધમાર સાહિત્યનાં પૂર પોતાની ગુર્જરી ભાષામાં પ્રેમાનંદે વહેવડાવ્યાં. "લક્ષ્મણાહરણ, ઓખાહરણ, ચંદ્રહાસાખ્યાન, અભિમન્યુ આખ્યાન, મદાલસાખ્યાન, ઋષ્યશૃંગાખ્યાન, હુંડી, હારમાળા, દ્રૌપદી સ્વયંવર, શ્રાદ્ધ, સુદામાચરિત, મામેરું, સુધન્વાખ્યાન, રણયજ્ઞ, નળાખ્યાન, દ્રૌપદીહરણ, હરિશ્ચંદ્રાખ્યાન, દેવીચરિત્ર, સુભદ્રાહરણ, માર્કંડેયપુરાણ, અષ્ટાવક્રાખ્યાન, વિવેકવણઝારો, સપ્તમસ્કંધ, દશમસ્કંધ, સામળશાહનો વિવાહ, વગેરે ત્રીશેક સુંદર કાવ્યો યોજનાર કવિ પ્રેમાનંદજ હતો. પ્રેમાનંદનો પાક સૌંદર્ય ને

સૌરભથી યુક્ત હતો. તેની કૃતિઓ મોટી તેમજ સુંદર હતી. નરસિંહ-મહેતા, ભાલણ ને ભીમ કવિઓ જે ઇસવીસનના પંદરમા સૈકામાં થયા ત્યારબાદ ગુજરાતી સાહિત્યોદ્યાન શુષ્ક થઈ ગયો હતો. તેમાં ફરીથી નવે રસોનું ને સર્વે ઉત્તમ ગુણોનું સિંચન કરી તે ઉદ્યાનને ફરીથી સુંદર રીતે શોભાવવાનું માન કવિ શિરોમણિ પ્રેમાનંદનેજ ઘટે છે. આવી રીતે કવિ પ્રેમાનંદે "એકલે હાથે જીવનભર રચેલી કાવ્યસંપત્તિ બીજો કોઇ પણ ગુજરાતી લેખક હાલમાં બતાવી શકે તેમ નથી." આ કવિએ કેટલાંક નાટકો જેવાં કે સત્યભામા રોષ-દર્પિકાખ્યાન, પાંચાલી પ્રસન્નાખ્યાન અને તપત્યાખ્યાન–રચ્યાં છે એમ કહેવામાં આવે છે. પરંતુ નાટકોની ભાષા, છંદ, વૃત્તો મરાઠી કહેવતો તથા ફારસી શબ્દોના કેટલેક પ્રસંગે થયેલા ઉપયોગ જોઇને કેટલાક વિદ્વાનો એ નાટકો પ્રેમાનંદનાં ન હોય એમ માને છે. આ પ્રશ્ન હજી વિવાદગ્રસ્ત છે અને તેનો છેવટનો નિર્ણય આવી ગયો નથી.

**પ્રેમાનંદ અને શામળ**—પ્રેમાનંદ અને શામળભટ કવિને ઝઘડો થયો હતો એમ પણ કેટલાક માને છે. "કહ્યું કથે તે શાનો કવિ ?" એવું કહી શામળે પ્રેમાનંદને ઉતારી પાડવાની અને

"શામલક્ષણા વળી કો રાય રંક સેવતા,
"અજાચકવ્રત તજી માગણની રીત ભજી
"યજવાનું તે ન યજી બને મોટા દેવતા.

એ પ્રમાણે "ભોજ સમોવડ ભૂપ" વગેરે ઉપનામથી સિંહુજના પાટીદાર રખીદાસની ભાટાઇ કરનાર કવિ શામળભટ્ટને ઉતારી પાડવાની વાત બધા જાણે છે. પરંતુ એટલું તો હવે નિર્વિવાદ રીતે પુરવાર થયું છે કે શામળ તે પ્રેમાનંદનો સમકાલીન ન હતો પરંતુ પ્રેમાનંદની ઉત્તરાવસ્થામાંજ તે કવિ તરિકે પ્રકાશમાં આવ્યો હતો ને તેથી પ્રેમાનંદ પુત્ર વલ્લભ ને શામળભટ સમકાલીન હતા.

**પ્રેમાનંદના વ્યક્તિગુણો**—પ્રેમાનંદ એક મહાન, પ્રભાવશાળી કવિ હતો પરંતુ તે નિરભિમાની હતો. "કવિ" નું ઉપનામ તે પોતાની

કવિતામાં કોઇ પણ સ્થળે લગાડતો ન હતો. તે નમ્ર ને સાદો હતો. તેના જે શિષ્યોએ "કવિ" ઉપનામ લગાડીને કવિતા લખેલી એવા વલ્લભ, રત્નેશ્વર ને વિરજીની દશમસ્કંધ વિષેની કવિતા તેણે વખોડી કાઢેલી જ્યારે સુંદરે તે ઉપનામ વિના કાવ્ય રચેલાં ત્યારે તેની કવિતાથી તે પ્રસન્ન થયો હતો. ધર્મ ઉપર તેની બહુજ પ્રીતિ હતી. તેણે ધર્મનું પાન કર્યું ને અખિલ ગુજરાતી પ્રજાને કરાવ્યું. આવી રીતે સાહિત્યની સાથે ધર્મની પણ પ્રેમાનંદે અમૂલ્ય સેવા કરી છે. વળી તે સ્વાતંત્ર્ય પ્રિય હતો. પોતાની દૈવી સંપત્તિનો ઉપયોગ માનવી શક્તિને પ્રસન્ન રાખવામાં તેણે કર્યો નથી. તે વિનયભર્યા ને કોમળ ઉદ્ગારોમાં પામરતાનો અંશ પણ આવવા દીધો નથી. તેથીજ તેણે દેવોનાં આખ્યાન પ્રધાનપણે પસંદ કરેલાં. "રખીયલ રૂડો રાજવી, ભોજ સમોવડ ભૂપ" કહી પોતાના આશ્રયદાતા રખીદાસની ભાટાઈ કરનાર શામળભટથી પ્રેમાનંદ આ બાબતમાં ભિન્ન સ્વભાવનો હતો.

**પ્રેમાનંદ કવિ તરિકે**—પ્રેમાનંદ સર્વાનુભવરસિક (Objective) તેમજ સ્વાનુભવરસિક (Subjective) કવિ હતો. પરંતુ મૂખ્યત્વે આખ્યાનોમાં દ્દષ્ટીગોચર થતી તેની સર્વાનુભવરસિકતાને લીધેજ તે વિશેષ લોકપ્રિય નીવડયો. તેની ભાષા સરળ, શુદ્ધ છતાં ભાવવાહી હતી. શબ્દાર્થ કરતાં વ્યઁગ્યાર્થ અથવા ધ્વનિનો ચમત્કાર તેનાં સર્વે કાવ્યોમાં જોવામાં આવે છે. પૌરાણિક આખ્યાયિકા રૂપી નિષ્પ્રાણ હાડપિંજરમાં પ્રેમાનંદે પ્રાણ પૂર્યો છે. તેણે કલાને સત્યનો અનિવાર્ય સંબંધ પોતાનાં કાવ્યોમાં જાળવી રાખ્યો છે. તે રસનો રાજા હતો. નવેરસમાં તે સ્વચ્છંદે વિહરતો હતો. એક રસમાંથી બીજા રસમાં તે અદ્દશ્યરીતે ને ચપળતાથી પ્રવેશ કરી શકતો. તેનાં પાત્રો જીવતાં જાગતાં, હાલતાં ચાલતાં ચિત્રપટનાં ચિત્રો છે. પોતાનાં પાત્રોનું આલેખન કરવામાં તેણે ઔચિત્ય ને સત્ય જાળવ્યાં છે. તેનાં કાવ્યો પુરાણનાં માત્ર નામ લઈ ગુજરાતના અલંકારોથી સુશોભિત, ગુજરાતની ભાવના, વિચાર, વ્યવહાર ને આચાર ધારણ કરનાર ને ગુજ-

રાતનો પહેરવેશ પણ પહેરનાર ગુજરાતીઓ અને ગુજરાતણોથી ભરપૂર છે. આવી રીતે પ્રેમાનંદે પોતાની ગૌરવશાળી કલ્પના વડે પોતાનાં કાવ્યોમાં નવીન ગુજરાત સર્જાવ્યું છે. **रसो वै आत्मा** કાવ્યનો આત્મા રસ છે એ વ્યાખ્યા ઉત્તમ કાવ્યની આપણે માનીએ તો કવિ પ્રેમાનંદનાં રસથી છલકાતાં કાવ્યો ઉત્તમ છે એ નિર્વિવાદ છે. કવિને કાવ્યશાસ્ત્ર તેમજ અલંકારશાસ્ત્રનું પણ સારૂં જ્ઞાન હતું. અને તે અલંકારો ઠેકઠેકાણે સુવર્ણાલંકારમાં જડેલાં રત્નોની માફક શોભી રહેલા તેનાં કાવ્યોમાં આપણે જોઇએ છીએ. નળાખ્યાનમાં "વેલ જાણે હેમની, અવેવ ફુલે ફુલી" એ કાવ્યમાં અલંકાર ઉપર અલંકાર ખડકાયેલા આપણે જોઇએ. પ્રેમાનંદે રાગમાં પણ દેશી રાગ—ને ઢાળનીજ પસંદગી કરેલી છે. રા૦ મજમુંદારના શબ્દોમાં કહીએ તો "કવિની વર્ણન કરવાની છટા, અલંકાર ગોઠવવાની કળા, શ્રોતાઓને એકતાન કરવાનું કવિત્વ, અને કથા વિસ્તારવાની ખૂબી સર્વોપરી છે. એમનાં "જનસ્વભાવનાં વર્ણનો તલસ્પર્શી ને ઝીણવટથી ઘટાવેલાં છે." "શ્રૃંગાર, વીર, કરુણ અને હાસ્ય એ રસો તો પ્રેમાનંદનાજ." રા. નવલરામભાઈ કહે છે તેમ "રસની બાબતમાં કોઇ પણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે એવો નથી. તાકયું તીર મારનાર તો પ્રેમાનંદજ."



# વલ્લભ.

વલ્લભ તે મહાકવિ પ્રેમાનંદનો પુત્ર ને શિષ્ય હતો. તેને જીવણરામ નામે એક ભાઇ હતો. પ્રેમાનંદના સર્વે શિષ્યોમાં અગ્રસ્થાન વલ્લભનું હતું. હિંદીની ધાટીની કવિતા યોજવાનું પિતાએ વલ્લભને સોંપેલું તે ઉપરાંત પિતાએ પુત્રને ઉપદેશ આપેલો કે કોઇપણ જીવન્ત રાજાની ખુશામત ન કરવી. એ ઉપદેશનો વલ્લભે અક્ષરશઃ અમલ કર્યો એટલુંજ નહિં એ ઉપદેશના ઉદ્દેશને પણ વટાવી ગયો. શામળભટની તેમજ તેના સમકાલીન હિંદી કવિ ચંદ બરદાઇની તેણે ઘણી નિંદા કરી છે અને તેનાં કાવ્યો તેવા કટાક્ષોથી ભરપુર છે. તેનો સ્વભાવ ઉગ્ર હતો અને તેની રીતભાત અને વાતચીતની રીત એવી ઉચ્છૃંખલ અને વિવેકહીન હતી કે લોકો તેને "વલ્લભ ફાંકડો" કહીને બોલાવતા. હજી પણ સાક્ષરવર્ગે એ ઉપનામ કાયમ રાખ્યું છે. વલ્લભ ફાંકડાના ઉગ્ર, સ્વતંત્ર ને નિઃસ્પૃહી સ્વભાવને લીધે તેને રાજકવિની પદવી મળી શકી નહોતી.

**વલ્લભ ઝઘડો**—વલ્લભના સમકાલીન ને પ્રેમાનંદની ઉત્તરાવસ્થામાં ખ્યાતિમાં આવેલા શામળભટ કવિની સાથે વલ્લભને બહુ ઝઘડો થયેલો હતો. "કહ્યું કથે તે શાનો કવિ" એ પ્રમાણે શામળભટે પ્રેમાનંદનાં ધર્માખ્યાનો સામે કટાક્ષ વચન કહેલું. કવિતાનો હેતુ ઉપદેશ આપવાનો છે કે રંજન કરવાનો છે? એ પ્રશ્ન ઉપર વાદવિવાદ ઉપસ્થિત થયો હતો ને તેમાંથી વલ્લભે ઝઘડો ઉભો કર્યો હતો, અને શામળભટની સખત ઝાટકણી પોતાની કવિતામાં કાઢી હતી.

**તેનાં કાવ્યો**—વલ્લભનાં કાવ્યો ભિન્ન ભિન્ન રસથી જામેલાં છે. દરેક રસનો દષ્ટાંત આપવા તેણે જૂદાં જૂદાં કાવ્ય યોજેલાં હતાં. સને ૧૭૨૪ માં દુઃશાસનરૂધિરપાન રચ્યું, તે વીરરસનો જ્વલંત

દૃષ્ટાંત હતો. સને ૧૭૨૧ માં "કુન્તીપ્રસન્નાખ્યાન" અદ્‌ભૂત રસથી ભરપૂર કાવ્ય યોજ્યું. સને ૧૭૨૫ માં "યક્ષપ્રશ્નોત્તર" કરૂણરસ વાળુ કાવ્ય રચ્યું. તે ઉપરાંત વલ્લભે શામળભટની "અંગદવિષ્ટિ કાવ્યની વિરૂદ્ધમાં "કૃષ્ણવિષ્ટિ" કાવ્ય રચ્યું, પોતાના પિતા પ્રત્યેના અગાધ પ્રેમને લીધે તેણે તેમનું જીવન "પ્રેમાનંદકથા" યોજી આપેલું છે. વલ્લભ ઝઘડો, મિત્ર ધર્માખ્યાન, યુધિષ્ઠિર વૃકોદરાખ્યાન વગેરે બીજાં કાવ્યો પણ તેણે લખ્યાં છે. આમાંથી હિંદી કવિતાની પદ્ધતિસર "કૃષ્ણવિષ્ટિ"નું કાવ્ય વલ્લભે એટલી સરસ રીતે લખેલું કે પ્રેમાનંદ તેના ઉપર બહુજ પ્રસન્ન થયા અને વરદાન માગવા તેને કહ્યું. તે ઉપરથી તેણે માગ્યું કે "હવે ગુજરાતી સાહિત્ય સુશોભિત કરવાની તમારી પ્રતિજ્ઞા પરિપૂર્ણ થઈ છે માટે તમે પાઘડી પહેરો" એ ઉપરથી પ્રેમાનંદે તેને સંતોષ આપવા પાઘડી પહેરી એમ વાર્તા છે. પ્રેમાનંદ વલ્લભને "ગાંડો" કહીને બોલાવતા કારણ કે તે ગમે તેની સાથે લઢી પડતો હતો.



# રત્નેશ્વર.

**પૂર્વ ઈતિહાસ**—વલ્લભની માફક રત્નેશ્વર પણ પ્રેમાનંદનો શિષ્ય હતો. પણ તેનો શિષ્ય બનવાનો પ્રસંગ જૂદી રીતે ઉપસ્થિત થયો હતો. રત્નેશ્વર ડભોઇનો મેવાડો બ્રાહ્મણ હતો. તેણે બાલ્યાવસ્થામાંજ કાશી જઈ સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો હતો ને સંસ્કૃતશાસ્ત્રોનો વ્યુત્પન્ન પંડિત થયો હતો. જ્યારે તે ડભોઇમાં આવીને રહ્યો ત્યારે પુરાણીઓ તેની ઈર્ષ્યા કરવા લાગ્યા ને તેને બહુ પજવવા લાગ્યા. કેટલીક વાર તો તેને શારીરિક ઈજા પણ કરેલી, આથી કંટાળીને આખરે રત્નેશ્વર નર્મદા નદી ઉપર કૈનેત ગામમાં આવીને રહ્યો ને ત્યાથી પ્રેમાનંદની ખ્યાતિ સાંભળીને તેના તરફ આકર્ષાયો.

**તેનો ધર્મ ને કવિતા**—રત્નેશ્વર વૈષ્ણવ ધર્મનો હતો. રાધાકૃષ્ણની તે સેવા કરતો હતો. શ્રી વલ્લભાચાર્યજી મહારાજ તેની વિદ્વતાને લીધે પ્રસન્ન થયા હતા અને તેને કલિયુગના "વેદવ્યાસમુનિ" ની ઉપમા આપી હતી. સ્વભાવે બહુજ શાંત, ગંભીર ને ધૈર્યવાન રત્નેશ્વરે પોતાના ગુરુ પ્રેમાનંદની આજ્ઞાને આધીન થઇ સંસ્કૃતમાંથી ગુજરાતી કવિતાઓ તૈયાર કરી હતી. શ્રીમદ્ ભગવદ્ગીતા, મૂખ લક્ષણાવલી, મહિમન્ સ્તોત્ર. શિશુપાલવધ, ગંગાલહરી, શ્રીમદ્ ભાગવત, કામવિલાસ, શ્રી રાધાકૃષ્ણના મહિના, વૈરાગ્યલતા, અશ્વમેધ, લંકાકાંડ રામાયણ, આત્મવિચારચંદ્રોદય તેમજ કેટલાંક ભક્તિનાં છુટાં પદ, આટલાં કાવ્યો તેણે લખેલાં છે. તેની કવિતાનો પ્રધાન સૂર ભક્તિનો છે. આત્મવિચાર ચંદ્રોદય ને વૈરાગ્યલતા એ તેનાં તત્ત્વજ્ઞાનથી ભરપુર કાવ્યો છે. તેનું શ્રીમદ્ભાગવત દશમ સ્કન્ધ જ્યારે રચીને તેણે ડભોઇમાં ગાઈ બતાવ્યું ત્યારે ગામના લોકો તેના ઉપર પ્રસન્ન થયા ને તેની વિદ્વતાની કદર તરિકે એક ઘર તેને બક્ષિસમાં આપ્યું.

**તેની મીલ્કતની વ્હેંચણીનો કિસ્સો:**—એમ કહેવાય છે કે રત્નેશ્વરે પોતાના પુત્રોને દરેકને ભાગે પડતાં થોડાં થોડાં પુસ્તકો આપેલાં. એકપુત્રને ભાગમાં ભાગવતના પહેલા ત્રણ ને છેલ્લા ત્રણ સ્કંધ આવ્યા ને બીજા પુત્રને બાકીના સ્કંધ આવ્યા પછી રત્નેશ્વરના મરણ બાદ પુરાણીઓએ તેના ઉપર વૈર લેવા માટે પહેલો પુત્ર જે ગાંડા જેવો હતો તેને સમજાવ્યું કે "તારા બાપ ને ભાગવતના આ સ્કંધ બહુજ પ્રિય હતા માટે તેમને સ્વર્ગમાં તે મોકલી આપ" આ સલાહ ને માન્ય રાખી પેલો ગાંડોપુત્ર તો તે ચોપડી સ્વર્ગમાં મોકલવા માટે બાળવા તૈયાર થઈ ગયો. પછી બીજાએ કહ્યું કે "નદીમાં નાખીશ તો ચાલશે" એટલે તે પુસ્તક તેણે નદીમાં પધરાવ્યું. આવી રીતે કેટલાંક સારાં કાવ્યો નાશ પામ્યાં.

---

# કાલિદાસ.

---

(ઈ. સ. ૧૭૩૦ થી)

---

કાલિદાસ કાઠીયાવાડમાં આવેલા વસાવડ ગામનો એક નાગર બ્રાહ્મણ હતો. એના જીવનવૃત્તાંતની ખાસ માહિતી મળી નથી. પણ એનાં કાવ્યો વાંચતાં એટલું તો ચોક્કસ લાગે છે કે પ્રભુનો તે ભક્ત હોવો જોઇએ. તેનું પ્રેમાળ ને શ્રધ્ધાળુ હૃદય તેનાં કાવ્યોમાં માલમ પડે છે. તેનાં કાવ્યોમાં મુખ્ય "પ્રલ્હાદાખ્યાન, સીતા સ્વયંવર, ધ્રુવાખ્યાન, ને ઇશ્વર વિવાહ" છે ને તે ઉપરાંત શક્તિ (દેવી) ની સ્તુતિ અર્થે કેટલાંક પદ પણ યોજ્યાં છે. એમનું ધ્રુવાખ્યાન ઘરે ઘરે ગવાતું આપણે સાંભળીએ છીએ. તેની ભાષા સરળ ને

સાદી છે, છતાંય ભાવવાહી છે. સુરતિ ને ધ્રુવના વિયોગ સમયનો હૃદયદ્રાવક સંવાદ કવિએ બહુ સુંદર ને પ્રાસાદિક બાનીમાં આપ્યો છે. તેનાં ધર્મનાં સૂત્રો વૈષ્ણવ ધર્મનેજ લગતાં છે. મહાન્ સત્યાગ્રહી વીર ધ્રુવનું ચારિત્ર્ય પણ ઉત્તમ રીતે આલેખ્યું છે. વ્યવહારના માનીતી ને અળખામણી સ્ત્રીના દૃષ્ટાંતો પણ આપીને કવિએ સંસારનું અચ્છુ ચિત્ર દોર્યું છે. આ કાવ્ય જાણે સ્ત્રીવર્ગને માટેજ કવિએ લખ્યું હોય એમ લાગે છે. ખાસ કરીને ગુજરાતમાં આ કાવ્યો શ્રાવણ માસમાં ઘણી જગાએ ગવાય છે.

---

# ધીરો.

---

( ઇ. સ. ૧૭૫૩ થી ૧૮૨૫ )

---

ભક્ત ઉપનામ ધારણ કરનારા ઘણા કવિઓ છે. ધીરો પણ ભક્ત મનાય છે. અઢારમા સૈકાનો આ કવિ એક પ્રખ્યાત કવિ મનાય છે. તેનો જન્મ વડોદરા રાજ્યમાં સાવલી પાસે ગોઠડા ગામમાં થયેલો. તે જાતે બ્રહ્મભટ અથવા બારોટ હતો. તેની સ્ત્રીનું નામ જતનબા હતુ. ધીરાએ નાનપણમાં યુવાનીના દોર પ્રમાણે શૃંગારી કવિતા કરેલી પણ તેવી કવિતાથી તેને સંતોષ વળ્યો નહિ. તે જીજ્ઞાસુ હોઈ જ્ઞાનની પ્રાપ્તિને અર્થે અનેક સ્થળોએ રખડયો, અનેક વિપત્તિઓ વેઠી અને આખરે પોતાના આત્માની તૃપ્તિને માટે ગુરૂ મેળવ્યા. એ ગુરૂના, એ સાચા સંતના પ્રસાદથી ધીરો હીરો બન્યો. તેથી ધીરાએ ગુરૂ કેવા હોવા જોઇએ એ વિષય ઉપર બહુ સુંદર કવિતા લખી છે. એ કવિતા બનાવવાના પ્રયાસ દ્વારા ધીરાએ નિરા-

કાર બ્રહ્મની ઓળખ કરી, અને જ્ઞાની બન્યો. એના જ્ઞાનની કીર્તિ સર્વત્ર ફેલાઇ રહી.* આથી એની આસપાસ મોટું શિષ્યમંડળ જામ્યું. તેમાંના મુખ્ય શિષ્ય તો બાપુ સાહેબ ગાયકવાડ હતા. ધીરાને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નહોતું; સાધારણ હીન્દી આવડતી. પણ તેથી જ્ઞાનને યોગનાં કાવ્યો રચવામાં તેનું સંસ્કૃતનું અજ્ઞાન અંતરાય રૂપે ન હતું. જ્ઞાનમાર્ગ ને યોગમાર્ગનાં સૂત્રો એ શાસ્ત્રી પાસેથી શિખ્યો હતો. યોગમાર્ગ ઉપર તેણે ઘણું લખ્યું છે પણ યોગ કરતાં જ્ઞાનપ્રત્યે તેનો વિશેષ પક્ષપાત હતો. યોગ કરતાં જ્ઞાનને વધુ સબળ તે માનતો હતો.

ધીરાએ યોગ ને જ્ઞાનનાં ઘણાં પદો લખ્યાં છે, તે ઉપરાંત સળંગ ગ્રન્થો પણ લખેલા છે, જેવા કે રણયજ્ઞ, સ્વરુપની કાફીઓ, મતવાદી, આત્મબોધ, જ્ઞાન કક્કો, યોગમાર્ગ, પ્રશ્નોત્તર માલિકાને અવલવાણી. તેણે ભજનની ગરબીઓ અને ધોળ પણ ઘણાં લખ્યાં છે.

જેવી રીતે પ્રભાતીઆં નરસિંહ મહેતાના, છપ્પા શામળના, ચાબખા ભોજા ભગતના, ગરબી મીરાંની, દોહરા દલપતરામના. ને ગઝલ કલાપીના, તેવી રીતે કાફી ધીરાભગતની જ. તેની કાફીઓમાં મહાગહન તત્ત્વજ્ઞાન તથા અમૂલ્ય બોધ ઉભરાઇ રહયો છે. ધીરાએ જે જે લખ્યું છે તે ગુરૂની ધૂનમાં જ લખ્યું છે. તેનું જીવન ગુરૂમય થઇ ગયાનું આપણને સ્પષ્ટ ભાન થાય છે, અને તેના અતિ આવેશવાળા પરંતુ મૃદુને સુંદર ઉદ્દગારો વાચતાં આપણે પણ તે રંગથી થોડાઘણા રંગાઇએ છીએ. ધીરાએ પોતાનાં કાવ્યમાં વેદાન્તનું જીવનમુક્તનું લક્ષણ પણ બહુ અચ્છી રીતે સમજાવ્યું છે. વેદાન્તના

* પોતાનાં કાવ્યનો ફેલાવો કરવા સંબંધી અનેક વાર્તાઓ લોકમાં પ્રચલિત છે. એમ કહેવાય છે કે ધીરો મહી નદીએ વારંવાર ન્હાવા જતો ત્યાં વાંસની ભૂંગળીમાં કે તુબડામાં કાવ્યવાળો કાગળ મુકી તેનું મોં કે છેડા બંધ કરી તે નદીમાં તરતાં મૂકતો. આવી રીતે તે ભૂંગળીઓ જેના હાથમાં તરતી તરતી આવે તે ઉઘાડી તેનું કાવ્ય વાંચે. આવી રીતે ઘણા શિષ્યોને ધીરો આકર્ષી શકયો હતો.

મુખ્ય અંગ વૈરાગ્યની ખીલવણીમાં પણ ધીરાની કવિત્વશક્તિને પૂર્ણ અવકાશ મળ્યો છે. મોહમાયાની વ્યર્થતા વિષે, શરીરનો મોહ દૂર કરવા વિષે, જુવાનીમાં ભજન કરવા વિષે ધીરાએ બહુ મીઠી અને ઠસાવનારી શૈલીમાં પદ યોજ્યાં છે.

ધીરાની કવિતા સરલ, સ્વાભાવિક અને બોધાત્મક છે. સ્વાતંત્ર્ય અને વીરત્વથી તે ઉભરાય છે. તે કરડી ને કટાક્ષમય પણ મૃદુત્વ અને માધુર્યથી ભરપુર છે. તેથી અખા ભગતની કવિતા કરતાં ધીરાની કવિતાને સમાજે ઉચ્ચતર સ્થાન આપ્યું છે. તેની કવિતા ઝડઝમક તથા અનેક અર્થાલંકારથી અલંકૃત છે છતાં ટાપ ટીપિયા નથી. તેની કવિતા હૃદયનો ઉભરો છે, જ્ઞાનનો ધોધ છે, સેવાભાવની મૂર્તિ છે; ઉદરનિર્વાહ, ખ્યાતિ કે પ્રતિષ્ટા માટે નથી. તેથી "ભિંગડમલ" ધીરાની વાણી ગુર્જર સાહિત્યમાં અમર રહેશે.

---

## દયારામ.

---

( ઈ. સ. ૧૭૬૭ થી ૧૮૫૨ )

---

" In the precious poetry of Dayaram, the waning lamp of Gujarati classical verse, made a last splendid effort and produced a final flash before the light vanished."

—**K. M. Jhaveri.**

ગુજરાતી મધ્યકાલિન સાહિત્યના ત્રણ મહાન દિપકો મનાય છે. નરસિંહ મહેતો, પ્રેમાનંદ અને દયારામ. ત્રણેએ પોતાનો યુગ

પ્રવર્તાવ્યો. ત્રણેએ ધર્મની સેવા કરી. ત્રણેએ ગુજરાતી ભાષા ને સાહિત્યને ખૂબ વિકસાવ્યાં.

**બાલ્યાવસ્થાઃ**—દયારામ ચાંદોદના સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા. નાનપણમાંથી જ તેમનાં માબાપ ગુજરી ગયેલાં પછી તે તેમની કાકીને ત્યાં રહેલા. તેમના મરણ બાદ વીશેક વર્ષની ઉમરે દયારામ ચાંદોદથી ડભોઈ જઇને રહ્યા. તેમનો નાનપણમાં વિવાહ થયેલો પણ એ એક વર્ષ પછી કન્યા મરી જવાથી ફરીથી તેમણે વિવાહ કર્યો જ નહિં ને જન્મભર અવિવાહિત રહ્યા. બાલ્યાવસ્થામાં દયારામ તોફાની, ટીખળી ને મીજાજી હતા. નાનપણથી જ તેમને સંગીત ને વાદ્ય પરત્વે વિશેષ શોખ હતો. તેમનો કંઠ બહુજ કોમળ ને મધુર હતો. કપડાં બહુજ સ્વચ્છ પહેરતા ને ધોતી ચીપી ચીપીને પહેરતા.

**જીવનવ્યવસ્થાઃ**—દયારામનો યુવાવસ્થાનો ઘણોખરો કાળ યાત્રા કરવામાં જ ગયો હતો. ઉત્તરમાં બદ્રીકેદાર, દક્ષિણમાં રામેશ્વર, પૂર્વમાં જગન્નાથપુરી ને પશ્ચિમમાં દ્વારિકા—આ ચાર હિંદુઓનાં મહાપવિત્ર યાત્રાસ્થાનમાં દયારામ ત્રણ ત્રણ વખત પગે મુસાફરી કરીને ગયેલા. ડાકોરમાં તો ડભોઇથી તે વારંવાર જતા ત્યાં ઇચ્છારામ ભટ નામના એક પ્રભાવશાલી વિદ્વાન પાસેથી દયારામને આશિશ ને પ્રેરણા મળ્યાં. ઇચ્છારામ ભટ તો દયારામને નરસિંહ મહેતાનો અવતારજ માનતા હતા. દયારામનો વૈષ્ણવ આચાર્યો ઉપર બહુ પ્રેમ ને વિશ્વાસ નહોતો છતાંય શ્રી વલ્લભાચાર્યના વૈષ્ણવ ધર્મના મૂળ સિદ્ધાંતોને દયારામે સંપૂર્ણ રીતે જીવનમાં ઉતર્યા હતા એમ કહી શકાય. તેમની ઉત્તરાવસ્થામાં છેલ્લાં દશ વર્ષ માંદગીમાંજ ગયાં હતાં, ને આખરે ભારે રોગમાં સપડાઇ ઇ. સ. ૧૮૫૨ માં ફેબ્રુઆરીની ૯ મી તારીખે તે દેવલોક પામ્યા.

**સાહિત્ય સેવાઃ**—આધુનિક સાક્ષર સમાજમાં દયારામની કીર્તિ તેમની ગરબીઓને જ લીધે થઈ છે. ખરૂં જોતાં તેમની ગર-

બીઓ તો તેમનાં કાવ્યોનો બહુજ થોડો અંશ હતો. તેમણે ગુજરાતી ભાષામાં ૪૮ કાવ્યગ્રન્થો યોજ્યા છે. તે ઉપરાંત વ્રજભાષા, મરાઠી, પંજાબી, સંસ્કૃત ને ઉર્દુ ભાષાથી પણ તે પરિચિત હતા. ૪૮ કાવ્યો ઉપરાંત સાત હઝાર પદ તેમણે બનાવ્યાં છે. વ્રજ ભાષામાં બાર હઝાર ને મરાઠીમાં બસો પદ યોજ્યાં છે. પંજાબી, ઉર્દુ ને સંસ્કૃતમાં પણ કેટલાંક કાવ્યો બનાવ્યા છે. રસિક વલ્લભ, અજામિલાખ્યાન, પ્રેમરસ ગીતા, પ્રબોધ બાવની, પ્રશ્નોત્તર માલિકા, શ્રી કૃષ્ણ નામ માહાત્મ્ય મંજરી, શ્રી હરિ ભક્ત ચન્દ્રિકા, પ્રેમપ્રશંસા, ભક્તિ પોષણ, સત્યભામા વિવાહ, રુકિમણિ વિવાહ, રાસ પંચાધ્યાયી, ઇશ્વર નિરીક્ષણ, ષડ્ઋતુ વર્ણન. મનમતિ સંવાદ, શ્રી કૃષ્ણ નામાવલિ, શ્રી વિનય બત્રીશી, ઓખા હરણ. નરસિંહ મહેતાની હુંડી ને ભક્તિ દઢત્ત્વ આ તેના ગુજરાતી કાવ્યગ્રન્થોમાંના મૂખ્ય છે. હિંદી ભાષામાં તેના શતસૈયાએ તેને સંસ્કૃત ભાષાનો વિદ્વાન પુરવાર કર્યો છે. શ્રી વલ્લચાર્યના શુદ્ધાદ્વૈત સિદ્ધાતનું તેમણે બહુજ સુંદર રીતે સ્પષ્ટીકરણ કરેલું છે. તેનાં કાવ્યોના ત્રણ વિભાગ પાડી શકાય. ધાર્મિક, નૈતિક ને શ્રૃંગારિક. તેનો પ્રેમભક્તિનો સિદ્ધાન્ત ફારસી કવિ હાફિઝના સુફીવાદને ઘણે અંશે મળતોજ છે. આ ધાર્મિક તત્ત્વજ્ઞાન ઉપર સાક્ષરશ્રી ગોવર્ધનરામ ત્રીપાઠીએ "દયારામનો અક્ષરદેહ" નામના પોતાના વિદ્વતા ભર્યા પુસ્તકમાં બહુ સુંદર રીતે પ્રકાશ પાડયો છે. દયારામનાં નૈતિક ને શ્રૃંગારિક કાવ્યો પણ એટલાંજ ચમત્કારિક છે. તેનો મીઠાશ ભર્યો ઉપદેશ ને તેની સમજાવવાની સરળ શૈલી તેનાં નૈતિક કાવ્યોમાં સર્વેનું ધ્યાન ખેંચી રહ્યા છે. શ્રૃંગારિક કાવ્યોમાં રાધા ને કૃષ્ણની રાસલીલા પરત્વેનાં જ કાવ્યો આવે છે. કોઈ કોઇ જગાએ તેનો શ્રૃંગાર સ્પષ્ટ, ખુલ્લો ને અવિવેકી માલમ પડી આવે છે. છતાંય તે એક મહાન ભક્ત હતો ને શ્રી કૃષ્ણ સાથેનું તેનું તાદાત્મ્ય સિદ્ધ થયું હતું એ બાબત તે પુરવાર કરે છે. ફાંકડા રસિક દયારામની વાણી બહુજ મધુર ને રસઝરણી છે. તેના કાવ્યો અવનવા રસ ને સુંદર ભાવથી

ભરપુર છે. સંગીતનું માધુર્ય તો અનુપમ જ છે. તેની મીઠી ને પ્રાસાદિક વાણી સાંભળવાને આખું ગુજરાત ગાંડુ થયું હતું. ડભોઈ, ચાંદોદ ને વડોદરામાં નવરાત્રીના તહેવારોમાં ઠેર ઠેર તેની ગરબીઓ ને પદો બહુજ ઉત્સાહની ગવાઇ રહ્યાં હતાં. દયારામની ભાષા સંસ્કારી ને શિષ્ટ છે. તેનાં કાવ્યોમાં શબ્દ ચમત્કૃતિ, અર્થ ચમત્કૃતિ ને ભાવ ચમત્કૃતિ દષ્ટિગોચર થાય છે. એમનાં કાવ્યોમાં નર્યું સંગીત જ ભરેલું છે. આથી જ દયારામ તે એક મહાન યુગપ્રવર્તક ભક્ત કવિ ગણાયા છે. તેમનાં કાવ્યો આટલાં બધાં લોકપ્રિય થયાં છે.

---

# નરભેરામ.

---

( ઇ. સ. ૧૭૬૮ થી ૧૮૫૨. )

નરભેરામ એક સામાન્ય ભક્ત કવિ હતા. ગાયકવાડી રાજ્યના પેટલાદ તાલુકામાં પીજ ગામમાં ઇ. સ. ૧૭૬૮માં તેમનો જન્મ થયો હતો. ન્યાતે તે મોઢ બ્રાહ્મણ હતા. ડાકોરના રણછોડજીના તે પરમ શ્રદ્ધાળુ ભક્ત હતા. તેમના ગુરુ છોટાલાલ નામના એક વિદ્વાન ગૃહસ્થ હતા. ઉત્સવના પ્રસંગે નાનાં નાનાં કીર્તન જોડવાનું પોતાના ગુરુ પાસેથી તે શીખ્યા હતા. નરભેરામે પોતાનું આખું જીવન ડાકોર કે દ્વારકામાં શ્રી રણછોડરાયની સેવા કરમાંજ વ્યતીત કર્યું છે. તેમનાં ઘણાંખરાં કાવ્યો શ્રી રણછોડજીની સ્તુતિ રુપેજ છે. કેટલાંક કાવ્ય આત્મચરિત ઉપર પ્રકાશ પાડે છે. એક વખતે ડાકોર જતાં રસ્તામા કવિને લૂંટારાએ લૂંટી લીધા. પછી એક ગામડે ગયા ને ત્યાં પોતાની આપવીતી ત્યાંના રહીશોને નરભેરામે કહી સંભળાવી. તે ઉપરથી તે ગામના લોકોને નરભેરામ પ્રત્યે લાગણી થઈ આવી અને ગામમાંથી ટીપ કરીને કવિને લૂંટાયેલા માલની કિંમત કરતાંય ઘણી વધારે રકમ

ભરી આપી. આવી રીતે આ ભક્તકવિ પ્રત્યે લોકોને પુષ્કળ મમતા હતી.

એક પ્રસંગે કવિ શ્રી રણછોડરાયનાં દર્શન કરવા દ્વારકા ગયેલા, ત્યાં ગોમતીમાં સ્નાન કરવા માટે જ્યારે તે જતા હતા ત્યારે રસ્તામાં ટોલ વાળાઓએ કવિને રોક્યા ને જાત્રાળુ–ટેક્સ તેમની પાસે માગ્યો. કવિ તો નિર્ધન હતા એટલે શું આપે ? તેમણે તો એક સુંદર સ્તુતિ રૂપી કીર્તન ગાયું ને તે એવી સુંદર રીતે ગાયું કે તે ટોલવાળાને દયા આવી ને ભક્ત કવિને ટેક્સ માફ કરીને સ્નાન કરવા જવા દીધા.

" નાણું આપે નરભોરે, વાવરજો છોગાળા,
" ગાંઠ બાંધજો નાણુંરે, ધોળી ધજા વાળા,
" કપટી કેશવ જાણત તો, શાને આવત પચાશ જોજન,
" સાંભળ્યુ શ્રવણે, સાધુને છાપે છે, માટે મળવા ધર્યું મન,
દરશન દ્યોરે, દૂર કરી પાળા.

× × × ×

" કહે એ નરભો છોટાલાલ પ્રતાપે, નથી એ તલમાં તેલ,
" લેવાનું મુજ પાસેરે, હરિ હરિ જપમાલા.

આ કાવ્ય તે પ્રસંગે ગાયું હતું તે કવિની રણછોડજી પ્રત્યે અડગ ભક્તિ દર્શાવે છે. " બોડાણાની મૂછનાં પદો " પણ આશરે ૬૦૦ કવિએ યોજ્યાં છે. દ્વારકાંમાંથી ડાકોરમાં શ્રી રણછોડજીને લાવનાર પરમ ભક્ત બોડાણાને કવિએ પુંડરિક, શુકદેવ, નરસિંહ મહેતા, હરિશ્ચંદ્ર, બ્રહ્મા, સૂર્યને ઇંદ્રની સાથે સરખાવ્યો છે. કવિની ભાષા સાદી, સરળ, ને ભક્તિભાવ વાળી હતી. તેના દરેક કાવ્યમાં પ્રભુ પ્રત્યેની અડગ શ્રદ્ધા ને પ્રેમ તરવરી આવે છે. અમદાવાદ પાસે ગોમતીપુરમાં ઇ. સ. ૧૮૫૨માં ૮૪ વર્ષની ઉમ્મરે તેમનું અવસાન થયું હતું.

---

# દલપતરામ.

( ઇ, સ. ૧૮૨૦ થી ૧૮૯૮ ).

ઓગણીસમા સૈકાની અધવચ સુધી પ્રાચીન ગુજરાતી કવિતા પ્રગટી. ધર્મ ને પુરાણનાં આખ્યાનો તે સમયની કવિતાનો વિષય હતો. પ્રેમાનંદ, શામળ, નરસિંહ મહેતો વગેરે પ્રાચીન કવિઓએ પોતપોતાની શૈલીમાં ધર્મજ ગાયો, તેમની શૈલીનાં અનુકરણ પણ ઘણા કવિઓ કરતા. દલપતરામના જન્મકાલ પછીથી ગુજરાતી કવિતાના અર્વાચીન યુગનો જન્મ થયો. અંગ્રેજી કેળવણી, અંગ્રેજના સહવાસ, અંગ્રેજી સંસ્કૃતિનો પરિચય—આ સર્વેએ સમાજની મનોદશા ફેરવી ને તેથી સમાજને ઘડનાર કવિઓની કવિતા પણ નવીન સ્વરૂપ પામી.

આ નવીન યુગના અગ્રગણ્ય કવિમાંના એક દલપતરામ કવિ છે. સને. ૧૮૨૦ માં તેમનો જન્મ થયો. તે જાતે શ્રીમાળી બ્રાહ્મણ હતા. તેમનું મૂળ વતન વઢવાણ હતું. તેમણે ભુજમાં રહી વ્રજભાષામાં ને સંસ્કૃત ભાષામાં કવિતાનો સારો અભ્યાસ કર્યો. તે સાદરાના પોલીટીકલ એજંટના દફ્તરદાર તરિકે નોકરી કરતા હતા. તે સમયે પણ કવિતાનો શોખ તેમનો ચાલુજ હતો. પોતાનો અવકાશનો સમય કવિતા રચવામાં ને કવિતાનો અભ્યાસ કરવામાંજ વ્યતીત કરતા. સને ૧૮૪૮ માં મી. ફૉર્બસે તેમને અમદાવાદ બોલાવ્યા. અને ગુજરાતી સાહિત્યનું સંશોધન કરી તેનો ઉદ્ધાર કરવાને માટે સ્થાપિત કરેલી ગુજરાત વર્નાકયુલર સોસાયટીની નોકરીમાં તેમને રાખ્યા. કેટલાક વખત બાદ તે સોસાયેટીના આસીસ્ટંટ સેક્રેટરી તરિકે નિમાયા. તેમની આવી વિશિષ્ટ પ્રકારની સાહિત્ય સેવા લગભગ ૩૦ વર્ષ ચાલી. તેમાં "બુદ્ધિ પ્રકાશ"ના તંત્રી તરિકે તેમણે જે અમૂલ્ય કામ કર્યું છે

તેની કીર્તિ ગુજરાતી સાહિત્યના ઇતિહાસનાં પાનાં ઉપર સુવર્ણાક્ષરે લખાઈ રહી છે. સને ૧૮૫૯ માં તેમને આંખનો રોગ લાગુ પડયો. તેની દવા કરવાના હેતુથી તે મુંબાઈ ગયા ત્યારે ત્યાં "બુદ્ધિવર્ધક તથા જ્ઞાનવર્ધક સભા"માં સાહિત્ય રસિકોને પોતાના કાવ્યની પ્રસાદી તેમણે આપી હતી. ઉત્તર વયમાં તે આંખના રોગને લીધે અંધ થયા હતા. તેથી કેટલાક સાક્ષરો તેમને "ગુજરાતના મીલ્ટન"ની ઉપમા આપે છે. તેમણે સ્વામીનારાયણ સંપ્રદાય અંગીકાર કર્યો હતો. સરકારે તેમની સાહિત્ય સેવાની કદર કરીને તેમને સને ૧૮૮૫ માં સી. આઈ. ઇ. નો ખીતાબ આપ્યો હતો. તેમનું અવસાન સને ૧૮૯૮ માં થયું. પોતાની પાછળ પાંચ પુત્રો ને ચાર પુત્રીઓ તેમણે મુકી છે. તેમાંથી રા. નાનાલાલે પોતાના પિતાનો કવિત્વનો વારસો લીધો છે.

કવીશ્વર દલપતરામે ગદ્ય ને પદ્ય બન્ને પુષ્કળ લખ્યાં છે. તે સર્વેનો આશય સામાજિક સુધારા દાખલ કરવાનો હતો. ઘર કરીને બેઠેલા કુધારા, અનિષ્ટ રીતરિવાજો ને સામાજિક અનીતિને નિર્મૂળ કરવાને કવીશ્વરે કમર કસી હતી. ને તેજ હેતુ તેમનાં ઘણાં કાવ્યોમાં દૃષ્ટીગોચર થાય છે. સંપલક્ષ્મીસંવાદ, લક્ષ્મીનાટક, કથન સપ્તશતી, ભૂત વિષે નિબંધ, વિધવા વિવાહ, મિથ્યાભિમાન નાટક, દૈવજ્ઞદર્પણ, ફૅાર્બસ વિલાસ, ફૅાર્બસ વિરહ, હુન્નરખાનની ચઢાઇ, વગેરે તેમણે ગદ્ય કે પદ્યમાં લખ્યાં છે. વળી જુની કવિતાનું દોહન કરી તેમણે કાવ્યદોહન ભા. ૧–૨ રચ્યાં છે; તેમની સાહાય્ય વડે ફૅાર્બસ સાહેબે રાસમાળાનું પુસ્તક રચ્યું હતું.

તેમની કાવ્યવસ્તુમાં ત્રણ મુદ્દાઓ મુખ્યત્વે તરી આવે છે. (૧) સ્વાતંત્ર્યપ્રેમ. (૨) સ્વદેશપ્રેમ. (૩) "ધીરે ધીરે સુધારાનો સાર" સંભળાવવાનું ધૈર્ય. જો કે વિવેચકોએ તેની કવિતાને શુષ્ક ને જોડકણાં જેવી માની છે, તેમાં કલ્પના અર્થચમત્કાર ને ધ્વનિનો અભાવ છે એમ કરી વખોડી કાઢી છે છતાં તેની કવિતામાં "સરળતા"નો પ્રધાન ગુણ છે. તેનાં કાવ્યોમાં ડાવકારા, વ્યવહારૂ જ્ઞાન,

ચતુરાઈ, નર્મહાસ્ય, મીઠાશ ને માધુર્ય એ ખાસ ગુણો છે. રસની જમાવટ પણ યોગ્ય પ્રસંગે તેમણે સારી રીતે કરી છે. તેથીજ રા. નવલરામ તેની કવિતાની પ્રશંસા કરે છે. તેમની શૈલીને "સભારંજની" નું ઉપનામ આપ્યું છે. તેમણે પોતાનાં કાવ્યમાં કટાક્ષ પણ કર્યાં છે પણ તેમાં ઝેર પેસવા દીધું નથી. આજ કારણથી કવીશ્વર દલપતરામ લોકપ્રિય બન્યા છે ને ક૦ દ૦ ડા૦ ની ટુંકી સંજ્ઞાથી હાલના વિદ્યાર્થીઓ પણ તેમના પ્રત્યે પ્રેમની નજરથી જુએ છે.

---

# નર્મદાશંકર.

---

( ઈ. સ. ૧૮૩૩થી ૧૮૮૬ ).

'To his large, open, deep-feeling, heart, Nature is a fact: All hearsay is hearsay. He has a basis of sincerity... All the great men I have heard of, have this as the primary material of them.

—Thomas Carlyle.

**જન્મકાળ; બાલ્યાવસ્થા**--નવીન યુગની નવીન ભાવનાનો પોષક, ગુજરાતી ગદ્યનો પિતા, મહા બલવાન સંસારસુધારક, સત્યનિષ્ઠ, પ્રેમી, ને શુરવીર નર્મદાશંકર સુરતની વડનગરા નાગરની કોમમાં ઈ. સ. ૧૮૩૩માં જન્મ્યા હતા. તેમના પિતાનું નામ લાલશંકર દવે હતું. પોતાના પિતાને મુંબાઈના એક છાપખાનામાં નોકરી હોવાથી નર્મદાશંકર મુંબાઈમાંજ ઉછર્યા હતા. સુધારાની ઓગણીસમી સદી ને તેમાં પછી મુંબાઇનું જીવન-આ બે બાબતોએ નર્મદાશંકરના જીવનને કંઇ અનેરો રંગ આપ્યો છે. નાનપણથીજ તેની બુદ્ધિ ચમ-

સ્કોરિક હતી મેટ્રિક પાસ કરીને નર્મદાશંકર એલ્ફીન્સ્ટન કૉલેજમાં એ ત્રણ વર્ષ ભણ્યા હતા. અંગ્રેજી સાહિત્યનું તેનું જ્ઞાન બહું સારૂ હતું. નાનીજ ઉપરમાં આવી સારી ચાલાકી બતલાવવાથી તેની કૉલેજના પ્રૉફેસરોનો સ્નેહ તેણે સંપાદન કર્યો હતો. બાલ્યાવસ્થામાં તેનું જીવન સ્વચ્છંદી હતું. કેટલાક વિદ્વાનો તેને અંગ્રેજ કવિ Byronની સાથે સરખાવે છે.

**તેની ગરીબાઇ**—નર્મદાશંકરનું જીવન સાહિત્યસેવામાંજ પસાર થયું હતું. સરસ્વતીના ઉપાસક ઉપર લક્ષ્મીની કૃપા નથી હોતી એ સામાન્ય સત્ય નર્મદાશંકરે પણ અનુભવેલું. ઈ. સ. ૧૮૫૫ની સાલથી નોકરી છોડી સાહિત્યની સેવા કરવાનો તેણે નિશ્ચય કર્યો. “શેર જુવાર તો મળી રહેશે” એવી શ્રદ્ધા ને વૈરાગ્યની ભાવનાથી સાહિત્યના ક્ષેત્રમાં પ્રેમ ને શૌર્યપૂર્વક નર્મદાશંકરે પ્રવેશ કર્યો. ઘણી વાર યુરોપીયન ગૃહસ્થોને ખાનગી ટ્યુશન આપીને, તથા નાટકમંડળી માટે નાટકો લખીને, તથા હરદાસના જેવી કથા કરીને તેમણે જીવનનિર્વાહનાં સાધન પ્રાપ્ત કર્યાં હતાં. પરંતુ તેથી પુરતી અર્થ પ્રાપ્તિ થઇ નહતી. દેવું વધી પડયું. વળી સુરતમાં સરસ્વતી મંદિર બંધાવીને દેવું બહુજ વધારી મૂકયું. એક વખતે તો તેના ખીસ્સામાં માત્ર એક પાવલીજ રહેલી. બીજું કંઇ પણ ન મળે. તેની ગરીબાઇની હદ આવી ગઇ. આ પ્રસંગે એક પારસી મિત્રે નર્મદાશંકરને રૂા. ૫૦૦) ની નોટોનું બંડલ પોતાનું નામ જણાવ્યા વિના ટપાલમા મોકલી આપ્યા. પાછળથી સરકારી કેળવણીખાતા તરફથી તેમજ કાઠીઆવાડના પોલીટીકલ એજંટ. મી. વૉટ્સન તરફથી તેમને ઘણું પ્રોત્સાહન મળ્યું હતું. ગરીબાઇથી કંટાળીને ને તેના મિત્રોના પુષ્કળ આગ્રહથી ગોકળદાસ તેજપાળ ચેરીટીઝ ખાતામાં સેક્રેટરીની જગા રૂા. ૧૦૦) ના માસીક પગારથી તેમણે લીધી. જોકે શરૂઆતમાં કોઇપણ જાતની નોકરી નહિ કરવાનો તેનો નિશ્ચય હતો પણ ગરીબાઇના ત્રાસને લીધે ને પોતાના મિત્રોના ઘણાજ આગ્રહને માન આપીને તે નિશ્ચય તોડવો પડયો તેને માટે નમદાશંકરને ઘણુંજ દુઃખ થએલું.

**નર્મદાશંકર સમાજ સુધારક તરિકે**—ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં અંગ્રેજોના આગમન પછી સમાજ સુધારક તરીકે પ્રથમ બહાર પડનાર નર્મદાશંકરજ હતા. તેમને નવા જમાનાનો રંગ બરાબર લાગ્યો હતો. તેમને વિદ્વાન તરીકે, કવિ તરીકે, સુધારક તરીકે પ્રસિદ્ધિ પામવાની મહત્વાકાંક્ષા હતી. "હું કંઇક છું" એવો તેમને સ્વાભિમાન હતો. પ્રથમ સ્ત્રીના મરણ બાદ બે વરસે તે બીજી સ્ત્રી પરણેલા, પણ ઉગ્ર સમાજ સુધારણાની ભાવના પ્રદીપ્ત થયા પછી તો "Example is better than precept" એ સૂત્રાનુસાર પોતે એક વિધવાને આશ્રય આપ્યો. ન્યાતે સમાજ સુધારક નર્મદાશંકરને ન્યાત બહાર મેલ્યો. પણ જ્યાં ફરીથી ન્યાતે તેને ન્યાતમાં પાછો લીધો એટલે વળી ફરીથી એક વિધવાને આશ્રય આપ્યો. વિધવા ને તેની સ્થીતિ વિષે "વૈધવ્યચરિત્ર" ને વિધવા વ્રેહ "નાં કાવ્યોમાં પોતાના વિચાર સારી રીતે તેમણે દર્શાવ્યા છે. તે ઉપરાંત "હિન્દુઓની પડતી", 'વિદ્યા', 'રુઢી', 'વહેમ', 'પરદેશી રાજ', 'નીતિ', વગેરે ઉપર તેમણે કાવ્યો યોજ્યાં છે ને એક સુધારક તરિકે નવીન પ્રકાશ પાડયો છે. તેનાં આ કાવ્યોની અસર બહુજ ચમત્કારિક થયેલી. " પ્રેમ અને શૌર્ય " કવિનો મુદ્રાલેખ હતો અને એ બન્ને ભાવના યા ગુણોને તેમણે પોતાના જીવનમાં ઉતાર્યા હતા.

**સાહિત્યસુધારક તરિકે**—જેવા નર્મદાશંકર સમાજસુધારક હતા ને નીડરતાથી સમાજસુધારણા માથે લીધી તેવીજ રીતે અંગ્રેજી કેળવણીના નવા પ્રકાશ ને નવીન પુરુષોના પરિચય પછી કવિએ સાહિત્ય પ્રણાલિકામાં યોગ્ય સુધારો કર્યો. સ્વાનુભવરસિક કવિતા પ્રથમ લખનાર નર્મદાશંકર હતા. કુદરતના સૌન્દર્ય વિષે કાવ્ય બનાવવાની નવીન ઢબ તેણેજ ગ્રહણ કરી. અણખેડેલ ગદ્યસાહિત્યનો પ્રદેશ તેણેજ સારી રીતે ખેડયો. પદ્ય કરતાં ગદ્ય તેમણે વિશેષ લખ્યું છે જે "નર્મ ગદ્ય" તરિકે પ્રખ્યાત છે. સાક્ષરશ્રી આણંદશંકર ધ્રુવના કથન મુજબ " નર્મદમાં તમે નવીજ દુનીયા જુઓ છો. જે દુનીયામાં કરસ-

-નદાસ વગેરે સુધારકો ધૂમેલા, વિધવા વિવાહ વગેરે સુધારા કરવાનો -આવેશ જ્યાં ત્યાં ભરપૂર વ્યાપેલો, અને "યા હોમ કરીને પડો ફતેહ છે આગે" એવા ઉત્સાહથી નવી કેળવણી પામેલા યૌવનમત્ત ને સ્વતંત્રબુદ્ધિમત્ત નરો 'વહેમગઢ' તોડવા ધશી રહેલા એનું યથાર્થ ચિત્ર, એની જીવંત, હાલતી ચાલતી પ્રતિકૃતિ, નર્મદની કવિતામાં જુઓ છો. એ સત્યપ્રીય નર પોતાના જમાનાનું પૂરેપૂરૂં પ્રતિબિમ્બ પોતાના કાવ્યરુપી દર્પણમાં ઝીલે છે." વળી રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી કહે છે તેમ "નર્મદ ખરો ગુજરાતી હતો; ગુજરાતી ભાષા, ગુજરાતનું સાહિત્ય, ગુજરાતના રીતરીવાજ, ગુજરાતની ખુબી તથા ખામીઓનો તે પૂર્ણ અભ્યાસી હતો. તેણે જે લખ્યું છે તે ખરી દેશભક્તિથી, ખરા બંધુભાવથી, ખરા પ્રેમને શૌર્યથી લખેલું છે. તેનું આખું જીવન જાણે આ બે ભાવનાઓનો ગુજરાત અને ગુજરાતીઓને ઉદ્દેશીને સાક્ષાત્કાર કરવામાંજ ગાળ્યું છે."

**નર્મદાશંકર અને દલપતરામ એક તુલના**—સમાજ સુધારક તરીકે સમકાલીન નર્મદ અને દલપતરામ બન્ને પ્રખ્યાત થયા છે. પરંતુ સમાજસુધારણાની ઢબ બન્નેની જૂદી હતી. જ્યારે દલપતરામ "ધીરે ધીરે" "સુધારાનો સાર" આપવાના વિચારના હતા ત્યારે નર્મદ "યા હોમ કરીને પડો ફતેહ છે આગે", એ મતને માનનારા હતા. દલપતરામ moderate હતા ત્યારે નર્મદ. Extremist હતા. "દલપતરામ વાંચતા તમને જાણે જૂની ગુજરાતીનો સંબંધ તૂટયો નહિં લાગે; પણ નર્મદમાં આવતાં તો તમે જાણે જૂની ગુજરાતી પાછળ મૂકી નવા યુગમાં પ્રવેશ કર્યો." નર્મદ ને દલપતરામને ભિન્ન શૈલિ આદ્ય હોવાથી તેમના વચ્ચે કેટલીક કડવાશ ઉત્પન્ન થયેલી. પરંતુ દલપતરામ જે સાદા, વિવેકી ને ઠરેલ હતા તેમણે કટુ ટિકાઓને ગળી જઇને પણ નર્મદાશંકરની" "આ કવિ–સ્વદેશાભિમાની, હિંમત બહાદુર, વિદ્વાન અને દેશમાં ઘણો ઉપયોગી હતો એમાં સંશય નથી." એ પ્રમાણે પ્રશંસા કરી હતી.

રસ અલંકાર ને કાવ્યશાસ્ત્રનો પણ નર્મદાશંકરે બહુજ ખંતથી અભ્યાસ કર્યો હતો. ગુજરાતી કવિતાના પણ તે અભ્યાસી હતા અને પ્રાચીન કવિઓનાં જીવન ચરિત તેમણે લખ્યાં છે.

નર્મકથાકોષ ને નર્મ કોષ (Dictionary) લખી ગુજરાતી સાહિત્યની તેમણે અમૂલ્ય સેવા કરી છે. "ગુજરાતી ભાષાના અર્વાચીન ગદ્યના પ્રથમ પ્રણેતા તરિકે નર્મદાશંકરની કીર્તિ" અમર રહેશે. "જય જય ગરવી ગુજરાત" ના કાવ્યથી કોણ અપરિચિત હશે? તે કાવ્ય કવિના સ્વદેશાભિમાનથી ઉભરાઇ રહેલું છે. "આ તે શા તુજ હાલ. સુરત સુનાની મૂરત" એ સુરત વિષેની હૃદયને હલાવે તેવી પંક્તિઓ નર્મદાશંકરની પોતાના વતન પ્રત્યેની–દેશ પ્રત્યેની લાગણી પુરવાર કરે છે.

**નર્મદાશંકરની કાવ્યશૈલી**—નર્મદે કવિતા પુષ્કળ લખી છે, તેમાં વિષયની વિવિધતા છે; લાગણી પ્રધાન કાવ્યો પુષ્કળ છે, પરંતુ તેના કાવ્યોમાં સરળતા નથી. સહજ સૌન્દર્ય ને કોમળતાના ગુણોનો વિશેષે કરીને અભાવજ છે. દલપતરામની શૈલી સુવાચ્ય ને સરળ છે તેવી નર્મદની નથી. ભાષા ભાવવાહિ છે પણ કંઇક સ્થળે ભાવમાં સ્વાભાવિકતા જળવાઈ નથી. તેની કૃત્રિમતા સ્પષ્ટ દેખાઈ આવે છે. કેટલાંક કાવ્યોમા તદન હલકા શબ્દો ને વાક્યોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ઘણીવાર સુંદર ભાવવાળી કવિતા લખવાનો પ્રયાસ થયો છે પરંતુ કલ્પનાને લાગણીની જે મદદ મળવી જોઈએ તે મલતી બંધ થઇ જાય છે, કલ્પના શુષ્ક લાગે છે, ને તેથી ભાવમાં નવીનતા જેવું કંઇએ લાગતું નથી. કુદરતનાં વર્ણન, અંગ્રેજ કવિ શૅલિ, બાયરન, કિટસ, વડ્ઝવર્થ વગેરે કવિઓની શૈલી જે આત્મલક્ષી છે તે શૈલિનું અનુકરણ કરવાનો પ્રયાસ કરનાર નર્મદાશંકર પ્રથમ છે. પણ તેમનો પ્રયાસ એટલો બધો સફળ થયો નથી. તો પણ કવિની "સત્યનિષ્ઠા, શ્રદ્ધા, સત્ય જોવાની ને નિરુપણ કરવાની શક્તિ,

હઠીલા ને અશિક્ષિત સમાજ આગળ કટુ સત્યો રજુ કરવાની નીડરતા, સ્વાત્માર્પણ, અંતરાત્માનો જુસ્સો ને સમાજભક્તિ માટેના દિવ્ય ગુણો માટે તો નર્મદાશંકરનું નામ સાહિત્યનાં પાનાં ઉપર અમર થયું છે" એ નિર્વિવાદ છે.

---

# મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

---

( ઇ. સ. ૧૮૫૮ થી ૧૮૯૮ ).

અભેદમાર્ગી ને તત્ત્વજ્ઞાની પ્રૉફેસર મણિલાલ નભુભાઈ દ્વિવેદીનો જન્મ પોતાને મોસાળમાં નડીઆદમાં થયો હતો. ન્યાતે તે સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા. એમના પિતા ધીરધારનો ધંધો કરતા હતા. તેર ચૌદ વર્ષ સુધી તે મોસાળમાંજ ઉછર્યાં હતા.

**કેળવણી**—મણિલાલ ૭ વર્ષની ઉમ્મરે સરકારી ગુજરાતી નિશાળમાં ભણવા બેઠા. ત્યાં અભ્યાસ બહુ સાધારણ હતો. અંગ્રેજી કેળવણી લેવાની તેમની બહુ હોંશ હતી. સંસ્કૃત ને યુકિલડ વિષય પરત્વે તેમને બહુ અણગમો હતો. ઇ. સ. ૧૮૭૫માં મેટ્રિકયુલેશનની પરીક્ષા મણિલાલે આપી પણ સંસ્કૃતમાં નાપાસ થયા. બીજે વર્ષે સંસ્કૃત પાકું કરવા લઘુકૌમુદી ને અમરકોશ સખત ગોખી કાઢયા ને મેટ્રિકની પરીક્ષામાં પાસ થયા. ત્યારબાદ મુંબાઇમાં એલ્ફીન્સ્ટન કૉલેજમા અભ્યાસ શરૂ કર્યો. ત્યાં તેમને સ્કૉલરશીપ મળતી હતી. અભ્યાસ કરતી વખતે પણ ધર્મ ઉપરની પોતાની આસ્તિકતા તેમની પહેલાંના જેવીજ કાયમ હતી. બી. એ નો અભ્યાસ કરતી વખતે ૧૪–૧૫ કલાક સુધી વાંચતા. ડૉ. ભાંડારકર ને પ્રીન્સીપલ વર્ડ્ઝવર્થની મણિલાલ ઉપર બહુ પ્રીતિ હતી. બી. એ ની પરીક્ષામાં બીજા વર્ગમાં પાસ થઈ તે કૉલેજમાં ફેલો થયા અને અવકાશના વખતે "જીંદ-

ગીને Rational કરવા માટે, જીંદગીનો હેતુ સમજી જીંદગીને નિશ્ચિત માર્ગે દોરવવા માટે" તેમણે તત્ત્વજ્ઞાનનાં ઘણાં પુસ્તકો વાંચ્યાં ને વિચાર્યાં.

**કેળવણી લીધા પછી**—બી. એ. થયા પછી મુંબઈની ગુજરાતી શાળાઓના ડૅપ્યુટી. ઍજ્યુકેશનલ ઇન્સપેકટર નિમાયા. પાછળથી ભાવનગરની શામળદાસ કૉલેજમાં સંસ્કૃતના પ્રૉફેસર નીમાયા. પછી તેમના નાકમાં અસાધ્ય રોગ થવાથી નોકરીમાંથી તે ફારેગ થયા ને વેદાન્તના ચિંત્વન પ્રત્યે લક્ષ લગાડ્યું. પાટણના જૈન સાહિત્યના ભંડાર તપાસી તેનું વર્ગીકરણ ને નોંધ કરવાનું અઘરૂં પણ કિંમતી કામ વડોદરાના મહારાજા શ્રીસયાજીરાવ ગાયકવાડે તેમને સોંપ્યું હતું પણ તે સંપૂર્ણ થયા પહેલાં તેમનું અવસાન થયું.

**તેમની સાહિત્ય સેવા**—તેમના ગ્રન્થોના ત્રણ વર્ગ પાડી શકાય. (૧) કાવ્ય (૨) સુધારાને લગતું સાહિત્ય. (૩) ધર્મ વિષયક સાહિત્ય. તેમણે કાવ્યો લખ્યાં છે પણ બહુજ થોડાં લખ્યાં છે. તેમની કવિતામાં વેદાન્ત ભર્યો છે, પણ અખાની માફક કટાક્ષવાળો નહિં. વૈરાગ્યની ભાવનાનું પ્રેમની સાથે મિશ્રણ કર્યું છે. તેમના "આત્મનિમજ્જન" "પ્રેમજીવન" ને "અભેદોર્મિ", આ કાવ્યવિભાગ મુખ્ય છે. પ્રેમજીવનનાં કાવ્યો સુફીવાદની પદ્ધતિસર ગઝલના રૂપમાં યોજાયાં છે. તેમાં પ્રેમ અથવા "ઇશ્ક" તે માનુષી વિકારી ભાવના નહિ પણ પ્રભુ પ્રત્યે દિવ્ય પ્રેમ છે. "કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે" એ દિવ્ય પ્રેમથી ઝળકી રહેલા કાવ્યથી કયો વિદ્યાર્થી અપરિચિત હશે?

**તેમની કાવ્યશૈલિ**—પ્રો. આણંદશંકરભાઈ કહે છે કે "મણિલાલના કાવ્યગ્રન્થો ઉપર એમના તત્ત્વજ્ઞાનની એ રીતે અસર થઈ છે. કુદરત કરતાં મનુજ હૃદયને પ્રાધાન્ય આપવામાં, અને કવિતામાં પણ જીવિતના પરમ હેતુને-પરમ પુરુષાર્થને-આગળ રાખવામાં.

"મણિલાલના તત્ત્વજ્ઞાનમાં બાહ્ય સૃષ્ટિ કરતાં આંતર-અનુભવ ઉપર વિશેષ ઝોક હતો." "Idealism" એ એનાં કાવ્યોમાં "તત્ત્વજ્ઞાનના પરમ પ્રાપ્તવ્ય બ્રહ્મને સ્પર્શવાનો અને બ્રહ્મ ઉપર ઠરી રહેવાનો પ્રયત્ન છે." તેમની કાવ્યશૈલીમાં ગાંભીર્ય, જોમ, ચૈતન્ય છે. ફારસી શબ્દોનો ઉપયોગ પણ કેટલીક જગાએ કવિ બાલાશંકરની માફક તેમણે કર્યો છે. પરંતુ તેમાં સફળતા મળી નથી. ખોટા શબ્દો વાપર્યા છે, વાક્ય રચના ગુંચવણ ભરેલી કરી નાખી છે. જો કે કાવ્યમાં પદલાલિત્ય માલમ પડે છે પણ અર્થની સુલભતા સચવાઇ નથી, છતાંય તેમના ગઝલે વિદ્યાર્થીને ગાંડા કરી મૂક્યા છે.

---

# બાળાશંકર ઉલ્લાસરામ.

( ઇ. સ. ૧૮૫૮ થી ૧૮૯૮ ).

**જન્મકાળ-બાલ્યાવસ્થા-કુળ**—બાળાશંકર ઉલ્લાસરામ કંથારીઆ સાક્ષરરત્નભૂમિ નડીઆદના હતા. તેમનો જન્મ ઇ. સ. ૧૮૫૮માં થયો હતો. તેમના પિતા રા. સા. ઉલ્લાસરામ અર્જુનરામ મામલતદાર હતા. તેમને બાળાશંકર એકનો એક પુત્ર હતો. જેવા પિતા ઉદાર, માયાળુને ફારસી સાહિત્યના શોખીન હતા તેવા પુત્ર બાળશંકર પણ હતા. ઈ. સ. ૧૮૭૨થી અંગ્રેજી કેળવણી શરૂ કરી. અભેદમાર્ગી મણિલાલ નભુભાઈ દ્વિવેદી તેમના સહાધ્યાયી ને પરમ મિત્ર હતા. મણિલાલને કાવ્યો બનાવવાનો શોખ લગાડનાર બાળાશંકર-જ. તેમની બાલ્યાવસ્થામાંથી સાહિત્ય વિષયક, સંસારસુધારાવિષયકને ધર્મવિષયક પ્રવૃત્તિઓ તેમણે શરૂ કરેલી. 'સ્વસુધારક સભા,' 'પ્રાર્થના સમાજ"ને પાછળથી સાઠોદરા જ્ઞાતિશુભેચ્છક સભાના સ્થાપનારમાંના બાળાશંકર એક હતા. તેમની મંડળીમાં સાહિત્યનો અભ્યાસ થતો,

ચર્ચાઓ થતી ને સમાજસુધારાના વિષયો હાથ ધરવામાં આવતા. બાળાશંકરની સાહિત્ય પ્રવૃત્તિ પુષ્કળ હતી. તેમને હિન્દી કવિતાનો શોખ લાગેલો તેથી દર રવિવારે કવિ દલપતરામ પાસે તે કવિતા શીખવા માટે અમદાવાદ જતા હતા. તે મેટ્રિક સુધીજ ભણી શકયા. ગુજરાત કૉલેજમાં દાખલ થયેલા પણ બે વરસ પછી અભ્યાસ છોડી દીધો; ધોધાના જકાતખાતામાં, કલેકટરની ઓફિસમાં ને પોલીસ ખાતામાં થોડો વખત કારકુન તરીકે તેમણે નોકરી કરેલી. તેમણે પોતાના પિતાની સાથે ધણાં તીર્થમાં પર્યટણ કરેલું. છેવટના ભાગમાં ગુજરાત વર્નાકયુલર સોસાયેટીના આસી. સેક્રેટરીની જગા. રા. બા. લાલશંકર ઉમીયાશંકરે તેમને આ-પેલી. ત્યાંથી પાછા વડોદરે કલાભુવનમાં નોકરી લીધેલી. સને ૧૮૯૮ માં વડોદરામાં પ્લેગ ચાલ્યો; તે પ્લેગમાં બાળાશંકર સપડાયા ને તેના ભોગ થઈ પડયા.

**સાહિત્ય સેવા**—બાળાશંકર નાનપણથીજ સાહિત્યવિલાસી હતા. તેમાં વળી પિતાની સમૃધ્ધિને લીધે નાણાંવિષયક અનુકુળતા સારી હતી. એટલે પુસ્તકો વાંચવાનો શોખ સારો પોષાયો. "ભારતી ભૂષણ, કૃષ્ણ મહાદેવ અને બુધ્ધિપ્રકાશ"ના તંત્રી તરીકેની તેમણે જોખમદારી ઉપાડી હતી. ઇંગ્રેજી, વ્રજ, હિંદીને ફારસી ભાષાનો અ-ભ્યાસ સારો હતો અને સુફીવાદનાં પુસ્તકોનો ઉંડો અભ્યાસ કરેલો હતો. સુફીવાદમાં પ્રભુ ને મનુષ્ય વચ્ચે પ્રીયા ને પ્રીયતમનો પ્રેમ રસ-ભીનો સંબંધ જે કલ્પવામાં આવ્યો છે તેજ સંબંધ બાળાશંકરને માન્ય હતો. હાફીઝ કવિના કેટલાક ગઝલોનો કવિએ ગુજરાતીમાં તરજુમો કર્યો છે:—

અગર તે યાર શીરાઝી, મહારું મન મેળાવે,
સમર્પું હું બુખારા ને સમર, તિલસ્યામને ભાવે.

ગુજરાતીનો ફારસી ભાષામાં લખેલા ઈતિહાસનો તરજુમો કરવાનું પણ બાળાશંકરે શરૂ કરેલું પણ તે કાર્ય અપૂર્ણ રહી ગયું.

"હરિપ્રેમ પંચદશી" અને "કલાન્ત કવિ" એ એમનાં મુખ્ય કાવ્ય છે. તેમાં પ્રેમરસ, માધુર્ય, ને જ્ઞાન રેલાઈ રહેલાં જોઇએ છીએ. કવિની નીડરતા, નિખાલસતાને સ્વાતંત્ર્યપ્રીતિ પણ તેમાં દષ્ટિગોચર થાય છે. બાળાશંકર "મસ્તકવિ"ને નામે મશહૂર છે. તેમને દુનીયાની પરવા ન હતી. ટીકાકારોની દરકાર ન હતી. દરકાર માત્ર પ્રભુના પ્રેમની—મસ્તીની હતી.

**બાળાશંકરની કાવ્યશૈલિ**—બાળાશંકર પ્રેમનો કવિ છે. મસ્તીનો કવિ છે. તેના કાવ્યોમાં ઉછળતી શૈલી છે. તેમાં જોમ છે. હૃદયભાવની ભરપુરતા છે. ભક્ત ને ભજનીયના અભેદના અનુભવ દ્વારા જે મસ્તી (એકાગ્રતા—એકતાનતા) આવે છે, તે તેનાં પ્રેમને સ્વાતંત્ર્યથી ભરપુર કાવ્યોમા ઉછળી રહેલી જોઇએ છીએ; ત્હેમનાં કાવ્યોમા નૈસર્ગિકતા છે, મીઠાશ છે, સુંદર હૃદયભાવના છે, ને લાલિત્ય છે. "નવા વિચાર ને નવીન ભાવનાઓ સાદી ને સ્હેલી ભાષામાં ઉપજાવી કાઢવાની ત્હેમની શક્તિ આબાદ છે." કાઠીયાવાડના એક સાક્ષરે "સાક્ષર સપ્તક" ની કવિતામાં "બાળ" માટે નીચે પ્રમાણે લખ્યું છે.*

---

* ઝીલી રહી અનહદ રસે, મદછક બનેલી માનિની,
શોભે અલંકારો ખસ્યાથી, ચોગુણી ચંદ્રાનની;
પ્રીતિ ભરેલા પ્રસવતી અખંડ કેરા ઉભરા,
આનંદ સંમોહા પ્રિયા ? ના, બાલ મસ્ત તણી ગિરા.

# મણિશંકર રત્નજી ભટ.

( અવસાનકાળ–૧૯૨૩ )

"કાન્ત" ના તખલ્લુસથી માસિકોમાં પ્રસંગોપાત કાવ્યસુધા રેલાવનાર શ્રીયુત મણિશંકર રત્નજી ભટની સાહિત્ય. સેવા મર્યાદિત હોવા છતાં સુંદર છે. કવિતા લખવાની સાચી પ્રેરણા થઇ આવતાં નાનાં નાનાં કાવ્યો તે રચતા. "વસંતવિજય" અને "ચક્રવાકમિથુન" એ કાવ્યો તેમનાં લોકપ્રિય બન્યાં છે. દૃષ્ટાન્ત તરીકે ચક્રવાકમિથુનમાં ચક્રવાક પોતાની સ્થિતિ માટે શોક દર્શાવે છે તે પંક્તિઓ જુઓઃ–

"લાંબા છે જ્યાં દિન પ્રિયસખી, રાત્રીએ દીર્ઘ તેવી,
આ ઐશ્વર્યે પ્રણયસુખની હાય ! આશાજ કેવી ?"

ચક્રવાકના હૃદયની પ્રેમભાવના ને તેનું વિયોગદુઃખ હૃદયને હલાવનારાં છે. તે કાવ્યોમાં તેમની સાચી પ્રતિભા ઝળકી ઉઠી છે. વળી શાળાએ શાળાએ ને ઠેક ઠેકાણે લલકારાતું "મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !, તમ ચરણ અમ સદન સદૈવ સુહાયજો." વાળું કાવ્ય તો તેના હૃદયના પ્રેમના–આદરના ભાવ માટે–તેના લાલિત્ય માટે આજે સર્વેને આકર્ષી રહ્યું છે. મણિશંકર કલાપીના શિક્ષક હતા. ને કલાપીના કેકારવમાં કેટલીક વિચાર છાયા મણિશંકરની છે. કલાપીના સંબંધે" સુરતાની વાડીના મીઠા મોરલા" વાળું સુંદર સુર ને મીઠાશ ભરેલું કાવ્ય આજે ઘણા યુવકોને આનંદ આપી રહ્યું છે. "વસંતવિજય"માં આવેલું સુંદર કાવ્યઃ—

બેસીને કોણ જાણે કયંહિ પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
ગાળી નાંખે હલાવી રસિક હૃદયને વૃત્તિથી દાબ જાય.

એ કાવ્યમાં જો કે કંઈ ભારે કલ્પના કે વિચાર નથી પરંતુ તેની વર્ણનશક્તિ કેવી મનોહર છે ! "સાગર અને શશી"ના કાવ્યમાં

પણ તેવીજ મોહક વર્ણનશક્તિ, કલ્પના શબ્દ ને અર્થ ચમત્કૃતિ ને પદલાલિત્ય દષ્ટિગોચર થાય છે. તેમનાં કાવ્યસંગ્રહ 'પૂર્વાલાપ' માં એકત્રિત કરવામાં આવેલ છે.

---

# બોટાદકર.

રા. દામોદર ખુશાલદાસ બોટાદકર એ કવિ કાઠીયાવાડમાં બોટાદના હતા. સાધારણ ગુજરાતી શિક્ષક તરિકે જીંદગી શરૂ કરી, "ચંદ્ર" માસિકમાં છુટક છુટક કાવ્યો તે લખવા લાગ્યા. જોકે તેમને અંગ્રેજી કેળવણીનો અભાવ હતો છતાંય તેમના "કલ્લોલિની", "સ્રોતસ્વિની", અને "નિર્ઝરિણિ" રાસતરંગિણી અને શૈવલિની–નામક કાવ્ય સંગ્રહોમાં ઉચ્ચ સંસ્કાર, સુંદર ભાવના, અને સરળ પણ વ્યવહારૂ વિચાર દષ્ટિગોચર થાય છે. તેમણે સંસારમાં સંસ્કારને મનોહર વિચાર દાખલ કર્યા છે. કાવ્યમાધુર્યમાં આવેલી "અહો સત્સ્નેહને અંગે, સુહૃદ એ બોલવું છાજે ?" વાળો ગઝલ વિદ્યાર્થીસમૂહને આકર્ષી રહી છે. તેમની કાવ્યશૈલીમાં વિચાર પ્રાધાન્ય છે, સરલતા, ને સુગમતા છે. તેમનાં કાવ્યો બોધપ્રદ તેમજ આનંદપ્રદ છે. તેમના 'રાસ' ગુજરાતની સુશિક્ષિત સ્ત્રીઓમાં બહુજ સત્કારને પાત્ર બનેલ છે.

---

# કલાપી.

---

(ઈ. સ. ૧૮૭૪ થી ૧૯૦૦).

"He writes an ardent passionate style, reflects on what he observes, and in talking about it easily grows excited. He thinks of God as a

loving, pitiful Father and he is full of love for his fellow-men, provided, they do not repel him; he has a deep sensè of evil in the world, and he wishes that men would not arbitrarily poison the pleasures which are granted them. His over-sensitive nature is easily wounded. He follows every dictate of his heart, has no self-control and and energy, lives a life not of action but of feeling, and like a true child of his age, prides him self on his wealth of sentiment.

(Scherer–History of German Literature Vol II.)

**જન્મ, બાલ્યાવસ્થા, કેળવણી**—જર્મન કવિવર્ય ગેટી જે રીતે ઉપર્યુક્ત સ્નેહીનું જીવન ગાળતો હતો તેવુંજ એક "સ્નેહી"નું જીવન ગાળનાર, કવિતાને પ્રણયને પન્થે વાળનાર "કલાપી"નું ઉપનામ કેકારવના મીઠામધુરા દિવ્ય સુરો ગાઇ શોભાવનાર કાઠીયાવાડના લાઠી સંસ્થાનના ઠાકોર શ્રી સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ ઇ. સ. ૧૮૭૪માં જન્મ્યા હતા. એક રાજા હતા પરંતુ રાજદરબારના "ખૂની ભપકા" તેમને અકારા થઇ પડયા હતા. ૯ વર્ષની વયે રાજકોટ રાજકુમાર કૉલેજમાં ભણવા ગયા. ૯ વર્ષ પર્યંત ત્યાં રહ્યા ને ભણ્યા. પરંતુ શાળાના અભ્યાસક્રમ પ્રત્યે તેમને કંટાળો આવ્યો, અભ્યાસ છોડી દીધો ને પછી હિંદુસ્તાન અને કાશ્મીરના પ્રવાસે ગયા. ત્રણ ચાર વર્ષ ગાદીએ બેઠા, ને પાંચ વર્ષ રાજ્ય ચલાવીને પરલોકમાં ગયા.

**એક અદ્ભુત પ્રેમની કથા**—કવિશ્રી કલાપી બે સ્રીને પરણ્યા હતા. જેમાંની રમા માનીતી હતી. તે સમયે ખવાસની એક કન્યા નાની નવ વર્ષની તેના રાજમહેલમાં દાસી તરિકે કામ કરતી. તે કન્યા પ્રત્યે કલાપી પિતા તુલ્ય સ્નેહ દર્શાવતા. તેનું નામ શોભના.

તેના પ્રત્યે તેની ખાસ મમતા હતી. દિન પ્રતિદિન તે સ્નેહ પ્રેમમાં પરિવર્તન પામ્યો. એક ખવાસ સાથે તેને પરણાવવામાં આવી. પણ આ રસિક સંસ્કારી કન્યાનાં અણઘડ બીન સંસ્કારી ખવાસ સાથેનાં લગ્ન દુઃખમય નીવડયાં. તે દુઃખમાંથી મુક્ત કરવા કલાપી શોભનાને ઇ. સ. ૧૮૯૮ માં પરણ્યા. જેનો ઉલ્લેખ "હૃદય ત્રિપુટી" કાવ્યમાં કલાપીએ સુંદર રીતે કર્યો છે.

**સાહિત્યનો અભ્યાસ**—કવિને વાંચવાનો બહુજ શોખ હતો. જોકે કૉલેજના કાર્યક્રમથી કંટાળેલા હતા પણ પાછળથી અંગ્રેજી, સંસ્કૃત, ગુજરાતીને ઉર્દુ સાહિત્યના ગ્રન્થોનો તેમણે તન્મયતાથી અભ્યાસ કર્યો. અંગ્રેજી સાહિત્યમાંય શૅલી, બાયરન, ને વર્ડ્ઝવર્થ કવિઓની કવિતા તેને વિશેષ પ્રિય હતી. વળી તેને તત્ત્વજ્ઞાનનો પણ અભ્યાસ બહુજ ગમતો અને ઍમર્સન, પ્લેટો, સ્વિડનબોર્ગના ગ્રન્થોનો તેમણે બહુ સારી રીતે અભ્યાસ કર્યો હતો. ગુજરાતી સાહિત્ય તો તેણે લગભગ બધુંય વાંચી કાઢયું હતું. આ પ્રમાણે કલાપીએ સાહિત્યના પન્થે પળવા પુરી તૈયારી કરી.

**તેમના મિત્રો**—કલાપીને રાજદરબારના ઠાઠ ને કાવત્રાં–બિલકુલ ગમતાં નહિં. તેના સંસ્કારી હૃદયને નિરીક્ષણ, વાંચનને લેખન જ ગમતાં. તેથી તેની સાહિત્ય વિષયક પ્રવૃત્તિને પોષે એવા વિદ્વાન મિત્રોને તેમણે શોધી કાઢયા ને તેમને પત્રોદ્વારા પોતાના વિચારો, ને લાગણીઓ વિસ્તારથી દર્શાવતા. તેવા સન્મિત્રો મુખ્યત્ત્વે કરીને ત્રણ હતા. પ્રૉફેસર મણિલાલ નભુભાઈ, મણિશંકર રત્નજી ભટ્ટ, અને શ્રીયુત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. તેમના રંગે કવિ રંગાયા. તેમના હૃદયની આછી છાયા કવિ ઉપર પડી ને તેના પડઘા પોતાનાં કાવ્યોમાં પાડયા. કલાપીનો કાશ્મીરનો પ્રવાસ અને તેમના પત્રો તેમના હૃદયને સ્પષ્ટ સ્વરૂપમાં દર્શાવે છે.

**કલાપીની કવિતા**—કલાપીએ "કાશ્મીરનો પ્રવાસ" "સ્વિડન બોર્ગના ધર્મવિચાર", "માયા ને મુદ્રિકા" તથા કેટલાક સંવાદો

ગદ્યરૂપે લખ્યા છે; પણ ગદ્ય સાહિત્ય કરતાં પદ્ય વધારે પ્રમાણમાં ને વધુ સુંદર છે. "સુદર્શન" ને "ચંદ્ર" માસિકોમાં તેમનાં કાવ્યો પ્રસંગોપાત્ત પ્રસિદ્ધ થતાં હતાં. તે સર્વેનો "કાન્ત" કવિ સદ્ગત શ્રી મણિશંકર રત્નજી ભટ્ટે સંગ્રહ કર્યો ને "કલાપીનો કેકારવ" એ નામ આપી પ્રસિદ્ધ કર્યો. કલાપીએ "હમીર ગોહેલ" નામનું ઐતિહાસિક કાવ્ય પણ યોજ્યું છે.

**તેની કવિતાનાં મુખ્ય લક્ષણો**—કલાપીના સ્નેહી ને અભ્યાસક મણિશંકર રત્નજી ભટ્ટે તેને "સુરતાની વાડીના મીઠા મોરલા"નું ઉપનામ આપ્યું છે. કલાપીના ભક્ત સરખેજના રહીશ "સાગરે" તેમને એક સ્નેહી, ફિલ્સુફ, શિક્ષક, "મોંઘા મૂલનો મોર," દિવ્ય આન્તર જ્યોતિવાળો ફિરસ્તો—એવાં ઉપનામો આપ્યાં છે. જેવી રીતે નરસિંહ મહેતો કવિ કરતાં ભક્ત વિશેષ, અખો કવિ કરતાં જ્ઞાની વિશેષ, તેવીજ રીતે કલાપી કવિ કરતાં સ્નેહી વિશેષ ગણાયો છે. નિઃસીમ દયાળુ પિતા પ્રભુ પ્રત્યે આસ્થા ને પોતાના હૃદયનું ઔદાર્ય એની કવિતામાં પ્રધાનપણે દર્શન દે છે. કલાપીની હૃદય ભૂમિકા ઘણી ઉચ્ચ હતી. કલાપીની કવિતા એતો "હૈયાનાં હેત વહતી વાંસલી" છે. તેના નાદ "સુરભીઓની સાથે સંસારે સરી"ને અન્તર્દ્વારે " ગીતા " શા અથડાયાં કરે છે. એની કવિતા આપણાં હૃદયને નરમ, મુલાયમ ને રસભર્યાં બનાવે છે." તેમાં ઓજસ્ કરતાં ઉષ્મા ને પ્રકાશ બન્ને વિશેષ છે. તેમાં જીવન છે, પ્રાણ છે, ચૈતન્ય છે, કવિને તત્ત્વચિંતક શ્રી સાગર તેને સંબોધીને કહે છે કેઃ—

" રોતાં અને ગાતાં ત્હને આ આંખથી જોયો નહીં,
અફસોસ ! આ કર્ણે ત્હને, પ્રિય, ટુહુકતાં સુણ્યો નહીં.
સૂકી સૂકી આ ભૂમિમાં રેડી ગયો શ્રી આર્દ્રતા !
લૂખાં લૂખાં હૃદયો અમારાં સ્નેહરસભીનાં કર્યાં !
તુજ ગાન ગંભીરતાભર્યું લઈ જાય જન, સુરસૃષ્ટિમાં,
જડતા કરી દૂર દૈવી અંજન આંજતું મનુ–સૃષ્ટિમાં."

કલાપીની કવિતાનો મૂળ આધારભૂત પાયો સ્નેહજ છે. ઉચ્ચ રસમયતા, માધુર્ય અને તેની સાથે જ્ઞાનસુધા એ તેના કાવ્યે કાવ્યે રેલી રહ્યાં છે. તેમાં સરલતા, મૃદુલતા, રસિકતા અને વિરલતા અનુભવી શકાય છે. "કલાપીનો કેકારવ" વાંચનારના હૃદયે શી અસર થાય છે તેનો સુંદર ચિતાર "કાન્ત" કવિ આ પ્રમાણે આપે છે:—

" આંજે ને અજવાળે આંખલડી સખી;
" અંતર ઉપર ઉઘડે આલમનૂર જો !

**કલાપી કવિ કે સ્નેહી?**—કલાપીને કવિ કહેવો કે સ્નેહી કહેવો આ પ્રશ્ન બહુ ચર્ચાયો છે. શ્રીયુત "સાગર" તેને કવિ કરતાં પણ ઉચ્ચતર ભૂમિકા પ્રાપ્ત કરનાર "સ્નેહી" માને છે. સુફીઝમના પ્રેમથી રંગાયેલી તેની મીઠી ગઝલો આ સ્નેહીત્વ પુરવાર કરે છે. "સાગર" નાજ સુંદર શબ્દોમાં કહીશું કે:—" તેનું મધ્યબિન્દુ કવિતાનું નહિં, પણ સ્નેહનું છે. પ્રેમાનંદ કવિ છે; મહાકવિ છે: એની મહેચ્છા 'કવિ' થવાની, 'કવિ' થઇને ગુજરાતી ભાષાને હિન્દી સમોવડી શોભીતી અને ભભકભરી બનાવવાની, હિન્દી કરતાં પણ વધારે શણગારવાની છે. એનું મધ્યબિન્દુ "કવિતા" છે. કલાપીની મહેચ્છા 'કવિ' થવાની નથી; સ્નેહી થવાની ને સ્નેહી રહેવાની છે. કવિ થવાનું નહિં પણ સ્નેહી રહેવાનુંજ એને પરમ કર્તવ્ય ગમે છે. ઍરિસ્ટોટલના મત પ્રમાણે એના હૃદયનો જીવન્ત સ્થાયીભાવ ( Continuous activity ) કવિતા ન હતો, એ 'કવિ' નથી. 'કવિ'ના કૌશલ કરતાં લાગણીનું પ્રાધાન્ય. એની કવિતા 'કવિતા' માત્ર નથી. પણ સ્નેહના સંસ્કારક્રમનો સ્વાનુભવપ્રેરિત નિર્દેશ છે."

" પ્રેમી ભોક્તા પ્રણયી હૃદયે ભોજ્યની પાસ આવે,
" તે ભોક્તાનું જીગર કુમળું ભોજ્ય તે કેમ બાળે ?
" કાંઇ મીઠું સુખ નકી હશે પ્રેમીને બાળવામાં,
" ને કંઈ તેથી વધુ સુખ હશે પ્રેમીને દાઝવામાં.

( બિલ્વમંગલમાંથી ).

કન્યાના મૃદુલ સ્નેહી હૃદયને દિલાસો આપતાં "કન્યા અને ક્રૌંચ" માં કલાપી કહે છેઃ—

પ્રભુ ! રોવું દેજે દરદમય ભોળાં જીગરને !
નકી રોવું એ તો તુજ હૃદયની આશિશ દિસે.
ચિતારાનાં ચિત્રે કવિત કવિનાં ને ધ્વનિ મહીં,
પ્રતિભાની લ્હેરો દરદમય મીઠું રુદન છે !

પછી સ્નેહનું ઉચ્ચતમ સ્વરૂપ દર્શાવતાં કલાપી કહે છે કેઃ—

"હવે તો જ્યાં સુધી મમ જીવિતનું તેલ બળશે,
"અરે ત્યાં સુધી હું ધૃમીશ દાવાનલ મહીં.

કલાપીની પ્રભુતાજ "સ્નેહમાં" છે. સ્નેહજ એનો પ્રભુ છે. એક પ્રસંગે તે કહે છે કેઃ—

"જે ઇશ્કનો બન્દો ઠર્યો તે છે ખુદાઇનો ખુદા !
"ઓહો ! ખુદા શું ? લોક શું ? કે કોઇશું ત્હેને કરે ?

"ચ્હાવું અને સ્હેવું" એ કલાપીનો મુદ્રાલેખ છે–તેનું જીવન-સૂત્ર છે. કલાપીના પ્રેમપ્રચુર ગઝલ લોકપ્રિય છે. કલાપીનો કેકારવ તેની "સ્નેહગીતા" છે. તેની કવિતામાં ફારસી, સંસ્કૃત ને ગુજરાતી શબ્દોનું મિશ્રણ છે.

આ મીઠી મધુરી સ્નેહગીતાના સુર સંભળાવનાર કલાપી માત્ર ૨૬ વર્ષની વયે અવસાન પામ્યા. તેવા સ્નેહી રાજવી કવિની અકાળે અવસાનથી ગુજરાતી સમાજમાં ભારે ખોટ પડી છે.

---

૭૬

# બેહેરામજી મેરવાનજી મલબારી

(ઇ. સ. ૧૮૫૩ થી ૧૯૧૨)

"God has a few of us whom He whispers in the ear;
"The rest may reason and welcome; 'tis we musicians know."

Robert Browning.

**જન્મકાળ, બાલ્યાવસ્થા, શિક્ષણ.—**

હિંદમાતાના દુઃખની મુંઝવણે પોતાનો "જન્મારો ગાળી નાખનાર" અને "સત્ય વિવેકે ગુર્જરદેશ ફરી દીપતો" જોવાની ઉત્કંઠા રાખનાર મહાનુભાવી પારસી કવિ મલબારીનો જન્મ વડોદરામાં ઈ. સ. ૧૮૫૩ ની ૧૮મી મેને દિવસે થયો હતો. પાંચ વર્ષની વયે તેમના પિતા અવસાન પામ્યા. ત્યારે બાદ તેમની મા ભીખીબાઈ પોતાના પિતાને ત્યાં સુરત આવીને રહ્યાં. મલબારીને નાનપણમાં જ ઘણું કષ્ટ વેઠવું પડયું હતું. તેમની માતા પરગજુ, દયાળુ ને પ્રેમી હતાં. તેની જ છાપ તેમના આ પુત્ર ઉપર નાનપણથી પડી હતી. સુરત શહેરમાં નાનપુરામાં આવેલા મલબારીના ઘરની પાછળજ નરભેરામ મહેતાજીની નિશાળ હતી. ત્યાં આશરે ૬ વર્ષની વયે મલબારી ભણવા બેઠા. થોડા મહિના બાદ સુરતની પારસી પંચાયતની સ્કુલમાં મલબારીને મુકવામાં આવ્યા. ત્યાં થોડો વખત ગુજરાતી શીખ્યા બાદ "સર જમસેદજી જીજીભાઈ એંગ્લો–વર્નાકયુલર સ્કુલ"માં તે દાખલ થયા. ત્રણેક વર્ષ ત્યાં ભણ્યા એટલામાં તેમની પ્રેમાળ માત કોલેરાની બીમારીથી પીડાઈ સ્વર્ગસ્થ થઈ, ત્યારથી બેહેરામજીના જીવને પલટો ખાધો. રસિક, ને રમતીયાળ મલબારી ગંભીર ને ઉદ્યોગી બની ગયો. તેમને પડેલા કષ્ટે તેમનાં હૃદયમાં નવો ઉજેશ પૂર્યો. તેમની કવિત્વ

શક્તિ પણ ખીલી ને તે અરસામાં જ તેમનું પ્રથમ પુસ્તક "નીતિ વિનોદ" લખવાનું શરૂ થયું. ત્રણેક વરસ સુરતમાં ભણી એક પારસી પાસેથી રૂા. ૨૦) ઉછીતા લઇ મલબારી મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપવા મુંબાઈ ગયા. તેમાં હિસાબ કાચા હોવાથી નાપાસ થયા.

## નોકરીને જાહેરજીવન.—

હવે સુરત પાછા જવાને એક પાઇ પણ ખર્ચ માટે તેમની પાસે ન હતી તેથી મુંબાઇની પારસી પ્રોપ્રાયેટરી હાઇસ્કુલમાં રૂા. ૨૦) ના માસિક પગારથી શિક્ષક તરીકે રહી ગયા. ઈ. સ. ૧૮૭૧માં તે મેટ્રિક થયા. ત્યારબાદ વ્યાકરણના કર્તા રેવરંડ ટેલર સાહેબ તથા વિદ્યાવિલાસી રેવરંડ ડૅાકટર જ્હોન વિલ્સનની મદદ વડે "નીતિવિનોદ" નું પુસ્તક પ્રસિદ્ધ કર્યું. ત્યારબાદ "The Indian Muse in English garb" નામનું અંગ્રેજી કાવ્યોનું બીજુ પુસ્તક પ્રગટ કર્યું. આ અંગ્રેજી પુસ્તક ઇંગ્લેંડમાં એટલી પ્રશંસા પામ્યું કે રાણી વિકટોરીયા, રાજકવિ લોર્ડ ટેનિસન, પ્રોફેસર મેકસ-મુલર વગેરે યુરોપીય વિદ્વાનોએ તેને અભિનંદનના પત્રો પાઠવ્યા. ત્યારબાદ મલબારી એ "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'માં સાંસારિક ને રાજકીય વિષયો ઉપર સ્વતંત્ર લેખો આપવા માંડયા. "The Indian Spectator, The Bombay Review" વગેરેના સહકારી તંત્રી તરિકે પણ તેમણે ઘણાં વર્ષ કામ કર્યું. પછીથી "East & West" નામનું અંગ્રેજી માસિક તેમણે પ્રગટ કરવા માંડયું, ને એક પત્રકાર તરીકે મલબારી બહુ સફળ નીવડયા એ નિર્વિવાદ છે.

## મલબારી સંસાર સુધારક—

જન્મે પારસી છતાં હૃદયે તો મલબારી હિન્દુ જ હતા. હિન્દુઓની સમાજના કુધારા દૂર કરવાને તેમણે અથાગ પ્રયાસ કર્યો. બાળલગ્નના દુષ્ટ રિવાજ વિરુદ્ધ ઘણા લેખ ને ઘણી કવિતાઓ લખીને જાહેર વિચાર કેળવ્યો ને તેને માટે સરકારને વચ્ચે પડી કાયદો કરવા સમજાવવા તે યુરોપના પ્રવાસે પણ ગયા હતા. બાળલગ્ન, કજોડાં,

હોળી, ફુવડનો ગૃહસંસાર, વિધવાનો ઉદ્ધાર, વ્યસની રાજા, હિંદુ આગેવાનોને સૂચના વગેરે સંસાર સુધારા પરત્વે તેમણે ઘણાં સુંદર ને ભાવવાહિ કાવ્યો યોજ્યાં છે.

## મલબારીની સાહિત્ય સેવા ને કાવ્યશૈલી—

'વિલ્સન વિરહ, નીતિવિનોદ, ગુજરાત અને ગુજરાતીઓ, અનુભવિકા, સંસારિકા, વગેરે કાવ્યસંગ્રહો પ્રગટ કરનાર મલબારીની સાહિત્ય સેવા અમૂલ્ય હતી. તેમની ભાષા શુદ્ધિ માટે શ્રીયુત નરસિંહરાવ દિવેટીયા એ કેટલીક ટીકા કરી છે પણ તે છતાંય મલબારીની ભાષા એકંદર રીતે શુદ્ધ ને સંસ્કારી છે. તેમનો પદ્યબંધ પિંગળના નિયમને અનુસરીને છે. વર્ણ સગાઇ, ઝડઝમક, પ્રાસાનુપ્રાસ આદિ શબ્દાલંકારો તેમની કવિતામાં બહુજ મળી આવે છે. તેમની શરૂઆતની કવિતાઓમાં કિલષ્ટતા ને અવિશદતાના દોષો આવી ગયા છે પણ પાછળથી યોજાયેલી કવિતાઓ સૌન્દર્ય, પ્રકાશ ને પ્રસાદમાં ઉચ્ચતર નીવડી છે. તેમનાં કાવ્યમાં સરલતાની સાથે ઠીક છે. તેમની લાવણીઓ ને ગરબીઓ બોધપ્રદ ને ભાવવાહિ છે. તેમની કવિતાઓમાં શામળભટ ને દલપતરામની શૈલીની છાયા સ્પષ્ટ દીસે છે. સંસાર સુધારો ને સ્વદેશભક્તિનાં કાવ્યોમાં કવિ નર્મદાશંકરનાં ઠોક ને ઝોમ દીસી આવે છે. મલબારીની કવિ તરીકેની ખરી કીર્તિ એમનાં દેશભક્તિનાં કાવ્યોએ જ પ્રસરાવી છે. લોર્ડ ટેનિસન કહે છે:—

"The song that nerves a nation's heart
"Is in itself a deed."

એ કથન અનુસાર મલબારીનાં એ કાવ્યોમાં અજબ ચૈતન્ય છે, જ્યોતિ છે, પ્રકાશ છે. તેમના કાનમાં પ્રભુના મોંઘા મન્ત્રો ફુંકાયેલા ને તેવાજ મોંઘા મન્ત્રો સાંસારિક, રાજકીય, નૈતિક, ધાર્મિક સર્વે વિષયો પરત્વે તેમણે પોતાનાં કાવ્યોદ્વારા સમાજમાં ફુંકેલા છે.

# નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ.

---

**જન્મ, કુળ, કેળવણી.—**

"ગુજરાતી કાવ્યસરિત્ ના પ્રચલિત પ્રવાહને નવીન દિશામાં ગતિ આપનાર" ગુજરાતનો આધુનિક રાજકવિ ટેનિસન, તારા, મેઘ ને ચંદ્રનો કવિ નરસિંહરાવ અમદાવાદના ઉચ્ચ સંસ્કારી ને શિષ્ટ નાગર બ્રાહ્મણના કુટુંબમાં ઈ. સ. ૧૮૫૯માં જન્મ્યા હતા. તેમના પિતાશ્રી ભોળાનાથ સારાભાઈ પણ એક ભક્ત ને કવિ હતા. તેમના કુળની સંસ્કારિતાને રિદ્ધિસિદ્ધિ ને લીધે નરસિંહરાવને કોલેજની ઉચ્ચ-કેળવણીની સર્વ સગવડો મળી છે. કોલેજનો અભ્યાસ પૂરો થયો. બી. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરી; પછી પોતાના પિતાની ઈચ્છાનુસાર સરકારી નોકરીમાં નરસિંહરાવ દાખલ થયા. પોતાના ઉચ્ચ ને કેળવાએલા કુળને લીધે સ્ટેચ્યુટરી સીવીલ સર્વિસના નિયમાનુસાર તેમને ઈ. સ. ૧૮૮૩માં સરકારના મહેસુલી ખાતામાં આસિસ્ટંટ કલેકટર નો હોદ્દો મળ્યો. તેમણે ગુજરાત, સિંધ ને દક્ષિણના પ્રાન્તોમાં નોકરી કરી ને ઇ. સ. ૧૯૧૨માં નોકરી ઉપરથી નિવૃત્ત થયા. પણ મુંબાઈ વિદ્યાપીઠે, બી. એ. માં 'ગુજરાતી' ભાષાને સ્થાન આપેલું હોવાથી સરકારની ઇચ્છાથી તેઓ પાછા ગુજરાતીના અધ્યાપક તરીકે જોડાયા. નોકરી કરતા ત્યારે પણ પોતાના અવકાશના સમયનો તે સાહિત્યસેવા કરવામાં સદુપયોગ કરતા. પોતાની ભારે જોખમદારી વાળી ને અહિં તહિં ફરતા ફરવાની સરકારી નોકરી પોતાના સાહિત્યના શોખમાં આડે આવતી નહિં. થોડી થોડી ફુરસદ મેળવી નરસિંહરાવ કાવ્યો યોજતા, વાંચન કરતા, અથવા લેખ લખતા. નોકરી કરતી વખતે મુસાફરીમાં નરસિંહરાવ બારીક નિરીક્ષણ કરતાં ને તેમના નિરીક્ષણનાં સુંદર પરિણામો કાવ્યમાં સારી રીતે તેમણે ગુંથી દીધાં છે. સરકારી હોદ્દો ભોગવનાર ને વિદ્વત્તાપૂર્ણ શ્રીનરસિંહરાવ સ્વભાવે

જરા વિવાદપ્રિય ને ઉગ્ર સ્વભાવના કેટલાકને લાગે છે પરંતુ આન્તર્ અવલોકન કરતાં તેમના કેટલાક મિત્રોને તેમનો સ્વભાવ બહુજ શાન્ત, ધૈર્યવાન્ શ્રદ્ધાળુ ને પ્રેમી લાગ્યો છે. તેમના પ્રિય માસિકપત્ર "વસન્તમાં" એમનાં કાવ્ય-અવલોકનો, કાવ્યો, ટીકાઓ, વ્યાકરણના પ્રશ્નો વગેરે દરેક સમયે આવ્યાં જ કરે છે.

## તેમની વિદ્વતા--

નરસિંહરાવ મુંબઈ યુનિવર્સીટીના બી. એ થયા બાદ નોકરીમાં હતા ત્યારે નિરુક્તનો ને અંગ્રેજી સાહિત્યનો ઉંડો અભ્યાસ કરવામાં પોતાનો સમય ગાળતા. સંસ્કૃત ને પ્રાકૃતના એ વ્યુત્પન્ન પંડિત છે. જુની ગુજરાતી સાહિત્ય ને ભાષાના સ્વરૂપ સંબંધી તે નિષ્ણાત મનાય છે. અત્યારે ગુજરાતના મહાન્ ભાષાશાસ્ત્રીનું તેમને માનનીય ઉપનામ સાક્ષરવર્ગે આપેલું છે. મુંબાઇ યુનિવર્સીટીના આશ્રય હેઠળ ઈ. સ. ૧૯૧૫માં " Wilson Philological lectures " પ્રાચીન ગુજરાતી, અપભ્રંશ, મધ્યકાલીન ગુજરાતી ને અર્વાચીન ગુજરાતીનાં રૂપરેખા ને પરસ્પર સંબંધ વિષે તેમણે આપેલાં ત્યારથી રા. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવની માફક ગુજરાતી ભાષાના પંડિત તરિકે તેમની કીર્તિ સર્વત્ર ફેલાઇ છે. પિંગળ, ને કાવ્યશાસ્ત્રનું જ્ઞાન પણ તેમણે સારૂં મેળવ્યું છે જે તેમનાં સુંદર કાવ્યો વાંચવાથી આપણને માલમ પડે છે.

## નરસિંહરાવની સાહિત્યસેવા—

મધ્યકાલીન કવિઓનો યુગ સમાપ્ત થતા ને અંગ્રેજ રાજ્યકર્તા ના આગમન પછી અંગ્રેજી કેળવણીના પ્રતાપે ગુજરાતમાં નવીન સંસ્કારો પ્રગટ્યા, નવા વિચારો સ્ફુર્યા ને પાશ્ચાત્ય રીત રિવાજો ને સાહિત્યનાં અવલોકન થતાં જીવન ઉપર નવીન રીતિએ દૃષ્ટિ પડવા-માંડી. સુધારો કરવા "યા હોમ કરીને પડો ફતેહ છે આગે" કહેનાર નર્મદ કવિ પ્રથમ સાહિત્ય સુધારક થયા. વડઝ્વર્થ, શેલી, કીટ્સ,

ને ટેનિસનની માફક સૃષ્ટિ સૌન્દર્યનાં ચમત્કારિક ચિત્રો ચિતરવા ને આત્મલક્ષી કાવ્યદ્વારા અન્તરના ઉદ્દગારો કાઢી કવિતાનું નવીન પણ આકર્ષક સ્વરૂપ ઘડવા નર્મદાશંકરે ઘણો પ્રયાસ કર્યો. પરંતુ તેમનો પ્રયાસ બહુ સફળ થયો નહિં. તેમની કલ્પનાને ભાવનાની મદદ મળતાં ઘણીવાર બંધ પડતી; ને કલ્પના શુષ્ક લાગતી. નરસિંહરાવે એ નવીન દિશામાં પ્રયાસ આદર્યો ને જોતજોતામાં ગુજરાતી કવિતાનું સ્વરૂપ બદલીજ નાખ્યું. કુસુમમાળા, હૃદયવીણા, નૂપુરઝંકાર ને સ્મરણસંહિતા એ તેમના મુખ્ય કાવ્યસંગ્રહો છે અને મનોમુકુર એ તેમના ગદ્ય લેખોનો મોટો સંગ્રહ છે. તેમનાં કાવ્યોએ શિષ્ટ ને સાહિત્યપ્રિય ગુજરાતની સારી પ્રીતિ સંપાદન કરી છે. ચંદ્ર, તારા, નક્ષત્રો, મેઘ, વગેરે કુદરતની દિવ્ય વસ્તુઓ ઉપર કવિએ ગહન વિચાર કર્યો છે ને તે કુદરતના આહ્લાદજનક ને પ્રકાશમય રંગ કવિતામાં પૂર્યા છે. ગુજરાતી કવિતામાં નવીન ઓજસ ને પ્રકાશ તેમણે દાખલ કર્યાં છે. સદ્દગતશ્રી. રમણભાઈ મહિપતરામે " કવિતા ને સાહિત્ય " નામક પોતાના વિદ્વતાભર્યા ગ્રન્થમાં નરસિંહરાવની કવિત્વશક્તિની ઘણીજ પ્રશંસા કરી છે. ગુજરાતી સાહિત્યના સૂકા અરણ્યમાં નરસિંહરાવનાં કાવ્યો લીલાકુંજ ધામ સમાન છે. શ્રીયુત ગોવર્ધનરામે તેમના "તારા, મેઘ, ચંદ્ર ને ચંદ્રિકા"ના કવિ કહ્યા છે. હૃદયવીણામાં કવિએ ગુજરાતી સમાજમાં વિધવાની સ્થિતિનું કરૂણ દર્શન કરાવ્યું છે. તેમના હૃદયના તારવાળી એ વિણામાંથી સુંદર સંગીત નીકળ્યું છે. તેમાં ગાંભીર્ય પ્રાધાન્યે છે. હૃદયના ભાવનાં આબેહુબ ચિત્રો તેમણે રચ્યાં છે ને વાંચકના હૃદયમાં પણ એવાજ ભાવ ઉત્પન્ન કરી શકયા છે. તેમની કલ્પનાશક્તિ હૃદયંગમ ને વિશાલ છે, વર્ણનશક્તિ મનોહર છે, કોમળ ભાવ સારી રીતે ચિત્રી શકે છે. શબ્દશુદ્ધિ, શબ્દની પસંદગી, જોડણી ને કાવ્યસંગીત ઉપર તેમણે પુષ્કળ ધ્યાન આપ્યું છે. તેમનું નૂપુરઝંકાર ઈ. સ. ૧૯૧૪માં પ્રસિદ્ધ થયું. ને તેમના યુવાન પુત્રના મરણ પ્રસંગે એક કરુણ પ્રશસ્તિરૂપે

ટેનીસનના In Memoriamની માફક તેમની "સ્મરણ સંહિતા" ઇ. સ. ૧૯૧૫માં પ્રગટ થઇ. સાક્ષરવર્ય આણંદશંકર બાપુભાઇ ધ્રુવ ના શબ્દોમાં કહીએ તો " તેમાં સારૂં કલાવિધાન નજરે પડે છે. પ્રકૃતિનાં ચિત્ર, કરુણના ઉદ્‌ગાર, મરનારનાં સ્મરણ, મૃત્યુ અને દુઃખથી ઉત્પન્ન થતા તત્ત્વજ્ઞાનના મહા પ્રશ્નો, વગેરે તત્ત્વો એક બીજા સાથે કુશળતાથી ભેળવવામાં આવ્યાં છે, કરુણ, શાન્ત ને ભક્તિ રસની અદ્‌ભુત મિલાવટ આપણું ધ્યાન ખેંચે છે, પ્રકૃતિના સુન્દર દેખાવોનું યથોચિત વર્ણન એ એનું બીજું રમણીય તત્વ છે; એમની કવિ તરીકે વિશિષ્ટતા પ્રકૃતિના કવિ તરીકે અધિક છે; પ્રકૃતિના અમુક અમુક પ્રદેશો ઉપરજ એમની આંખ ઠરે છે, પણ જ્યાં ઠરે છે ત્યાં પૂર્ણ ને સાચા આનન્દથી ઠરે છે. રા. નરસિંહરાવની ભાષા ઉત્તમ સંસ્કૃત કવિની ભાષા છે. એમની શબ્દની પસંદગી એવી યથાર્થ, રુચિર અને સૌષ્ઠવવાળી લાગે છે કે એમનાં કાવ્યોમાં અર્થ ને શબ્દ વચ્ચે અધિક મનોહરતા કોની ગણવી એ એક પ્રશ્ન થઈ પડે છે. જેવી શબ્દની પસંદગી છે તેવું જ મનોહર છંદ અને સંગીતનું માધુર્ય છે. તેમણે ભક્તિ, કરુણ અને વાત્સલ્ય બહુ આર્દ્રતાને સુકુમારતાથી પ્રગટ કર્યાં છે!" "મંગલમન્દિર ખોલો, દયામય! મંગલમન્દિર ખોલો" તથા "પ્રેમળ જ્યોતિ ત્હારો દાખવી મુજ જીવનપન્થ ઉજાળ"વાળા કાવ્યોમાં પ્રભુ પ્રત્યેની અનન્ત શ્રદ્ધા, પ્રેમ ભક્તિ, ને પરજીવનની ઝાંખી તેમણે સુંદર રીતે દાખવી છે. હજી પણ તેમની કાવ્યસુધા અવિરત "વસન્તોત્સવ"માં વહ્યા જ કરે છે.

---

# કવિ નાનાલાલ દલપતરામ.

---

લોકપ્રિય કવીશ્વર દલપતરામના પુત્ર, "પ્રેમભક્તિ"ના નખલ્લુ-સથી પ્રસંગોપાત જાહેર માસિકોમાં કાવ્યો ને લેખો લખનાર. રા૦ નાનાલાલ દલપતરામ પોતાના વ્યક્તિસ્વાતંત્ર્યને લીધેજ સાહિત્ય નભોમંડળમાં આટલે ઉંચે ચઢયા છે. તેમને કુદરતી કવિત્વ શક્તિ છે, દિવ્ય પેરણા છે. ઘણા વખત સુધી રાજકોટમાં કેળવણી ખાતામાં તેમણે કામ કરી ઉજ્વળ કીર્તિ સંપાદન કરી છે. તેમનું કેટલુંક પદ્ય એ તાલ માત્રાના મેળ વિનાનું છે. શેકસપીયરે જેમ Blank Verse લખી છે તેમ રા૦ નાનાલાલે પણ "આવેશવાળું ગદ્ય"મય પદ્ય લખ્યું છે. રા૦ નરસિંહરાવે આ પદ્ય સામે સખત ટીકા કરી છે. આધુનિક કવિઓમાં તેમનો પન્થ તો અલગજ છે. આવા ગદ્યમય પદ્ય ઉપરાંત તાલમાત્રાવાળું પદ્ય પણ લખ્યું છે. તેમાં કેટલીક કવિતા તો બહુ કોમળતા ને સૌન્દર્યયુક્ત છે.

હિંદુઓની સામાજિક પ્રણાલિકાથી પર આદર્શ વિચાર દર્શાવનાર " જયા ને જયંત " નામનું નાટક સાક્ષરોમાં સારી ખ્યાતિ પામ્યું છે. તેમા મરણપર્યંત બ્રહ્મચર્યવ્રતના પાલનનો આદર્શવિચાર રજુ થયો છે. તેમના "ઇન્દુકુમાર" નાટકમાં "લગ્ન"નો આદર્શ.

" પતિએ પત્નીવ્રત લેવું, ને પત્નીએ પતિવ્રત લેવું,
" એવી પરસ્પરની પુણ્ય પ્રતિજ્ઞા તે લગ્ન.

આ સુંદર ચિરસ્મરણીય શબ્દોમાં તેમણે જણાવ્યો છે. તેમનાં મોટાં કાવ્યોમાં તત્ત્વવિચાર તથા કવિત્ત્વમય વિશાલ કલ્પનાનો સુંદર મેળ તેમણે મેળવ્યો છે. સને ૧૯૧૧ માં રાજા પંચમ જ્યોર્જનો દિલ્હીમાં રાજ્યાભિષેક થયો ત્યારે " રાજ રાજેન્દ્રને " એ મથાળા હેઠળ સુંદર કાવ્યો યોજ્યાં હતાં, તેમાં તેમનું હિંદના ઇતિહાસનું જ્ઞાન

વાચકને આશ્ચર્યમાં ગરકાવ કરી નાખે તેવું દર્શાવવામાં આવ્યું છે. તેમના કેટલાક રાસ ને ગેય કાવ્યોમાં તેમના કાઠીયાવાડના નિવાસ સમયની ગ્રામ્ય જીવનની છાપ સારી રીતે પડી છે, ભગવદ્ગીતાનો અનુવાદ પણ તેમણે "પોતાના પિતાના સ્મરણાર્થે" પદ્યમાં તૈયાર કર્યો છે. તેમનાં "ચિત્ર દર્શન"માં "તાજમહેલ" વગેરે સુંદર કલ્પના યુક્ત મનોહર વર્ણનશક્તિ દાખવતાં ઘણાં કાવ્યોનો સંગ્રહ છે. તેમનો "સાહિત્યમંથન"નો ગ્રન્થ ગદ્ય લેખોનો સંગ્રહ છે.

રા. નાનાલાલની કાવ્યશૈલીને કેટલાક "આન્દોલન શૈલી" અથવા "ડોલન શૈલી" કહે છે, તેમના કાવ્યમાં કોમળતા, પદલાલિત્ય, રસનિષ્પત્તિ, તેમજ સુંદર મનોહર કલ્પના દૃષ્ટિગોચર થાય છે. તેમની ૫૦ વર્ષની જયન્તી ઉજવી ગુર્જરી પ્રજાએ હમણાં તેમને ઘ માન આપ્યું છે.

---

# અરદેશર ફરામજી ખબરદાર.

ગુજરાતી સાહિત્યની સેવા હિંદુઓએ કરી છે એટલુંજ નહિં પણ "ગુણવંતી ગુજરાત" ને ગૌરવ સહિત માતૃભૂમી માનનારા કેટલાક પારસી લેખકોએ પણ સાહિત્યની સારી સેવા કરી છે. પારસી કોમને એક વખતે શુદ્ધ ગુજરાતી શું તેજ સમજી શકાતું નહોતું. તે વખતે શુદ્ધ ગુજરાતી લખવાની પહેલ મલબારીએ કરી હતી. ખબરદારે પણ તેવુંજ શુદ્ધ ગુજરાતી લખીને વાચકગણને સાનંદાશ્ચર્ય ઉપજાવ્યું છે.

ખબરદાર દમણના રહીશ છે. તેનાં કાવ્યો વડે ગુજરાતી સમાજની પ્રીતિ તે સંપાદન કરી શકયા છે. "કાવ્ય રસિકા, વિલાસિકા, પ્રકાશિકા ભારતનો ટંકાર અને કલિકા" જે તેમનાં કાવ્યસંગ્રહમાંનાં

મુખ્ય છે. તેમના વડે કવિ તરિકેના ઉપનામ માટે તેમની લાયકાત પુરવાર થઈ ગઇ છે. તેમનાં કેટલાંક કાવ્યો સમાજમાં બહુજ લોકપ્રિય નીવડયાં છે. " ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંની ગુજરાત " એ કાવ્ય નાનાં નાનાં બાળકોને પણ જીવ્હાગ્રે છે. તેની મીઠાશ, તેનું ગૌરવ, સ્વદેશ પ્રેમ હરકોઇ વાંચકને મોહિત કરે તેવાં છે.

તેમની કાવ્યશૈલી આધુનિક સમયની જ છે. વર્ડ્ઝવર્થ, ટૅનીસન અને શૅલિ એ અંગ્રેજ કવિઓ જે આત્મલક્ષી કાવ્યના યોજક છે તેમનો જ નમૂનો ખબરદારે અનુસર્યો છે. ગુજરાતી સાહિત્યમાં એવી આત્મલક્ષી ને પ્રકૃતિવિષયક કવિતા સફળતાથી લખનાર નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા ગણાય છે. તેમની શૈલીનું અનુકરણ ખબરદારે કર્યું છે. કુદરતને જીવંત માનવી; તેને હૃદય, આત્મા ને વિચાર છે એમ માનવું ને તે કુદરતમાંથી જ્ઞાન સાથે ગમ્મત લેવી એ નરસિંહરાવની શૈલીની મૂળ રૂપરેખા છે. ખબરદારે પોતાની કવિતા સાદી ને સરળ ભાષામાં યોજી છે પરંતુ તે ભાષાની સરળતા સાથે મીઠાશ તથા કોમળતાને ભેળવ્યાં છે તેથીજ તેમની કવિતા ગુજરાતના હૃદયમાં સન્માન પામી છે.

જોકે નરસિંહરાવ દિવેટિયાએ ખબરદારની "વિલાસિકા" સંબંધી કેટલીક ટીકા કરી છે છતાં તેમાં ગુણ પણ ઘણા જોયા છે. ૧૯૧ મા પાના ઉપર આવેલી" અમે+ એ વિષય ઉપરની કવિતા એ સૌન્દર્યનો નમૂનો છે. રા૦ નરસિંહરાવ તેને માટે આ શબ્દોમાં ટીકા કરે છે " કવિના લક્ષણ બતાવનારૂં એ કાવ્ય બાકીનાં સર્વ કાવ્યોનું એક પ્રકારે નિદર્શક બને છે. એ આખા કાવ્યમાં કવિના સ્વરૂપનું વર્ણન

---

+ " અમે સૂરજ સાથે ફરિયે, કદી ચંદાનો ધરી હાથ,
" કદી તારક માંહિં વિચરિયે, કદી ભીડિયે નભશું બાથ,
" કદી સખી ઉષાને કરિયે, કદી રમીયે સંધ્યા સાથ,
" અમે વિશ્વ બધું હર ભરિયે, છે સ્હાય ત્રિભુવન નાથ !

બહુજ સચોટ રીતે, કવિત્ત્વમય વચનોમાં, અને જીવંતરૂપે કર્યું છે; ...કવિઓનો દિવ્ય હક ત્હેમાં જે જણાવ્યો છે ત્હેમાં ધૃષ્ટતાનો લગારે ભાસ લાગતો નથી. આત્મશક્તિના જ્ઞાનનું બળ કાંઈ હેમાં અપૂર્વ લાગે છે......"

આવી રીતે ખબરદારની કવિતામા સરળતા ને સાદાઈ છે; સાથે સાથે મીઠાશ, સુંદર કલ્પનાઓ, દૃશ્ય ચિત્ર રેખાઓ, લાગણીની મૃદુતા ને સ્વદેશ પ્રેમ છે. આ કવિગુણોને લીધેજ ખબરદાર સર્વત્ર સન્માનને પાત્ર બન્યા છે.

---

# શાન્તિલાલ સારાભાઈ ઓઝા

શાન્તિલાલ ઓઝા ભાવનગરના વડનગરા નાગર ગૃહસ્થ છે. તેમનો જન્મ ભાવનગરમાં સને. ૧૯૯૭માં થયેલો. તેમના પિતા સારાભાઈ ભાવનગર રાજ્યના રેવન્યુ ખાતામાં નોકરી કરતા હતા. આ નૌજવાન ભાઇશ્રી ઓઝા ભાવનગરની શામળદાસ કૉલેજમાથી ઈ. સ. ૧૯૨૦માં બી. એ. પાસ થયા છે. હાલ વડોદરામા શ્રી સયાજી હાઈસ્કુલમા શિક્ષક છે. તેમની સાહિત્ય પ્રવતિની શરૂઆત સને. ૧૯૨૪મા "રસધારા" નામક નાનાં અંગ્રેજી કાવ્યોના અનુવાદરૂપે કાવ્યોના સંગ્રહગ્રન્થથી થઇ છે. "ભાવનાઓ હૃદયસ્પર્શી થાય" અને "હૃદયને આકર્ષક અને તેવી પ્રાસાદિક શૈલી જાણવા" માટે તેમણે મહાકવિ પ્રેમાનંદનો અભ્યાસ કર્યો ને તે અભ્યાસના પરિપાક તરીકે સને. ૧૯૨૭મા "નળાખ્યાનનું અવલોકન" તેમણે પ્રગટ કર્યું. અલંકાર અને છંદથી પણ તે પરિચિત થયા. Psychology નો પણ તેમણે ઠીક અભ્યાસ કર્યો; "સમાજમાં સ્ત્રી શિક્ષણ વધવું જોઇએ, સુધરવું જોઇએ" એમ એમને લાગ્યું. ગૃહજીવન સ્વર્ગમય બનાવવા કુશલ

પિતા, પ્રેમાળ માતા, સ્નેહાળ ભગિની અને સેવાભાવવાળી પ્રિયતમા–આ ચાર બાબતો જરૂરી છે, એમ તેમને ખાત્રી થઈ. અને તે વિચારોનું મૂર્ત સ્વરૂપ તે તેમની નાનકડી "રસચંદની" ની ગદ્ય પદ્યમય વાર્તા છે. ગૃહજીવન તથા સમાજમાં સંયમ અને સ્વતંત્રતા આવશ્યક છે એ ભાવના તેના સારરૂપ છે. "Rasa Chandanee is the child of the joy of my heart" એ આ રસિક સાહિત્યપ્રેમીના પોતાના જ ઉદ્‌ગારો છે.

તેમની કાવ્યશૈલી વિષે કંઈ પણ કહેવું તે અત્યારે અનુચિત છે. પણ સાક્ષર શ્રી. અતિસુખશંકર ત્રિવેદી કહે છે કે "રા. શાન્તિલાલની ભાષા સરળ અને સંસ્કારી છે ને પ્રસાદ લાવવા તેઓ ઘણે અંશે સફળ નીવડ્યા છે." રા. જયસુખરાય જોષીપુરા તેમને માટે કહે છે કે "નૈસર્ગિક કાવ્યશકિત છે અને ઝીણા ભાવોને પણ કવિતામાં ઉતારી શકે છે." "તેમનાં કાવ્યમાં રસ અસ્ખલિત વહે છે. એમનામાં રહેલી પ્રતિભાનાં બીજ એમાં ઘણે સ્થળે ઝળકી ઉઠે છે."

---

# પંચદંડની વાર્તા વિષે (અવલોકન)

---

## સારગ્રાહી ભાગ.

દેવદમનીએ અદ્‌ભુત દંડવતી રાજાની સ્વારીને રોકવા આડી ત્રણ ભીંતો ઉભી કરી તે પંચદંડની વાર્તાનું બીજ છે. ત્યાંથી વાર્તા શરૂ થાય છે અને વિવિધ પ્રસંગોથી તે બીજ ખીલી સંપૂર્ણ વૃક્ષમાં પરિણમે છે. જેમ બીજારોપણનો પ્રસંગ આકર્ષક કે બોધાત્મક નથી તેમ તેના પોષણના પ્રસંગો પણ આકર્ષક કે બોધાત્મક નથી. વર્ણવેલા પ્રસંગોની યથાર્થતા સાધારણ મનુષ્ય જીવનમાં અનુભવી શકાય તેમ નથી. પણ વાર્તાના છેડે શામકું બરવાળો

પ્રસંગ અપવાદ રૂપે ગણી શકાય તેમ છે. વાર્તાનો તે ભાગ આકર્ષક અને બોધાત્મક છે. તેની યથાર્થતા મનુષ્ય જીવનમાં અનુભવી શકાય તેમ છે. અનુભવહીન અબળા કૌમાર્યજીવન ગાળવાના કોડ કરે, જીવનની બાળ--અવસ્થામાં, કામ અને વિકારથી અપરિચિત કુમારી કામવિકારને અવગણે, પણ તે સ્થિતિમાં જીવનભર અચલિત રહેવું તે દુર્લભ નહિ તોપણ દુર્ઘટ તો છેજ. વળી કામોપભોગનો પ્રસંગ ન મળતાં કામવાસના દબાઇ જાય પણ પ્રસંગ મળતાં તે બમણા જોસથી ફાટી નીકળે તે વિષયત્યાગ કે વિરકતદશા નથી જ. એવાં સારગ્રાહી નિરૂપણો તે વાર્તાપ્રસંગમાંથી જડી આવે તેમ છે. પણ કવિનો ઉદ્દેશ તે વાર્તાના દૃષ્ટાંતથી આવાં બોધાત્મક નિરૂપણો કરવાનું હતું કે કેમ ? કવિનું દૃષ્ટિબિંદુ જેટલું વાર્તા કહીને આનંદ આપવા તરફ છે તેટલું તેના બોધ તરફ નથી જ. પાંચમો દંડ કુંચી કંદોયણ પાસે હતો અને તે દંડ વિક્રમ રાજાને કોઈ પણ ભોગે મળવો જ જોઇએ. તેથી વિક્રમરાજાને કુંચી કંદોયણના સંબંધમાં લાવવા પુરતીજ શામકુંઅરના પ્રસંગની અને પ્રધાન અને રાજરાણીના પ્રેમ પ્રસંગની ઉપયોગિતા કવિએ યોજી હોય એમ જણાય છે. અને કેવળ આકસ્મિક રીતે જ વાંચકને બોધાત્મક દૃષ્ટાંતો સાંપડે છે.

પણ પંચદંડની વાર્તામા કવિએ પ્રાસંગિક નિરૂપણો કોઈ કોઇ ઠેકાણે કર્યાં છે ખરાં, પણ નંદબત્રીશીની વાર્તાની માફક ઠેકાણે ઠેકાણે નહિ. ને નિરૂપણો છપ્પાના રૂપમાં નથી પણ છપ્પાની ઢબના તો છે જ. દૃષ્ટાંત તરિકે રત્નમંજરી વિક્રમ રાજાને જુગારી જાણી, જુગારીના હાથમાં પડતાં પોતાની શી દશા થશે તે વર્ણવતાં કહે છે:—

"જુગારી હાથે સાંકળ, મર્કટ કંઠે હાર,
ઘેલી સ્ત્રી શિર બેડલું, રહે કેટલીવાર. ૩૦૫

ભંગી વ્યસની આળસુ, લંપટ જુગારી આપ,
એવો કંથ જે કામની, તેનાં પૂરણ પાપ. ૩૦૬

નમેહેરો નિદ્રાળુઓ, દીન દયાહિન રોગ;
એવો કંથ જે કામની, તે કામનિના ભોગ. ૩૦૭

વળી નિર્મળાદમની વિક્રમના અંતઃપુરમાં પોતાની સ્થિતિનો ઉલ્લેખ કરતાં રાજાને ત્યાં સામાન્ય રીતે સ્ત્રીઓની કેવી અવદશા હોય છે તેનું નિરૂપણ કરે છેઃ—

"ભલું દુઃખ દારિદ્રનું, ભલી વેઠવી ભૂખ,
તેથી ભૂંડું ભૂપઘર, સ્ત્રી માણસને દુઃખ. ૨૮૧
વાત કોઇશું થાય નહિ, બાહર નવ્ય જવાય,
રૂડું ભૂંડું જણાય નહિ, રહિ કાળાગ્રહમાંય. ૨૮૨

## વાર્તાનો બોધપાઠ.

ઉપલક દૃષ્ટિએ જોતાં પંચદંડની વાર્તામાંથી વાંચકને કંઇ પણ બોધપાઠ મળી શકે તેમ નથી. તેમજ કવિનો તે આશય પણ નથીજ પણ તાણીતૂસીને તેમાંથી બોધપાઠ કાઢીએ તો એક જ નીકળે કે 'સમય સમય બલવાન હૈ નહિ પુરૂષ બળવાન' (circumstances make the man) સમય કહેતાં માણસના સંજોગો જ બળવાન છે. જો સંજોગો અનુકુળ હોય તો દુર્લભ પણ સુલભ થાય. કવિએ તો વાર્તાના નાયક વિક્રમના પુરૂષાર્થને જ બધું આભારી છે એમ મનાવવા પ્રયત્ન કર્યોછે. છતાં પણ વાંચકના મગજ ઉપર તે વાંચતાં દૈવના પ્રાબલ્યની જ છાપ પડે છે. વિક્રમ રાજાનો પુરૂષાર્થ અનુકુળ સંજોગો વગર નિષ્ફળ થાત. વિક્રમ રાજાની વડાઇ તેના પુરૂષાર્થમાં છે, મળેલી તકનો પોતાના લાભમાં ઉપયોગ કરવામાં જ છે. સુયોગ તો તેને સંજોગવશાતજ પ્રાપ્ત થાય છે. પણ મળ્યા પછી તે તેને ઉપયોગ કર્યા સિવાયનો અફળ જવા દેતો નથી. તેનું પરાક્રમ મળેલી તકની ઉપયોગિતા જાણી લઇ, બુદ્ધિપૂર્વક તેને તેના કલ્યાણ માર્ગમાં વાળવામાં છે. કવિ વાર્તામાં એવી તક ઉભી કરે છે કે જેમની પાસે દંડ હોય છે તેમને તે દંડ અમુક નિમિત્તે નીચે મૂકવાની ફરજ પડે છે. તે તક વિક્રમ લઇ લે છે

અને તેનો કાર્ય સાધવામાં ઉપયોગ કરી લે છે. તે તક જવા દઈ પાછળથી દંડ માટે તે યુદ્ધ કરવા જતો નથી. પણ મળેલી તકનો ઉપયોગ કરી દંડ મેળવે છે. જો કે તેની સાહસિક વૃત્તિ, હિંમત અને દૃઢસંકલ્પ તેના પુરૂષાર્થને સફળ બનાવવા અગત્યનો ભાગ ભજવે છે છતાં પણ અનુકુળ સંજોગો ઈશ્વરેચ્છાથી તેને સાંપડવાથી તેના પાસા સવળા પડે છે એમ કહેવું વ્યાજબી છે. નિર્મળાદમનીનો ભેદ ખુલ્લો કર્યેથી જ નિર્મળાદમની હોડમાં હારી જાય, તે અસંભવિત છે. પણ વિક્રમ રાજાના અનુકુળ દૈવથી જ તેમ બને છે. દૈવ તેના હરિફોને ભૂલાવે છે. અને તે તેમની ચૂકનો લાભ લઈ સહેજ પુરૂષાર્થથી કાર્ય સાધી લે છે. આવી રીતે કર્મ અને ઉદ્યોગ ને પરસ્પર સંબંધ છે એમ બતાવવામાં આવ્યું છે. વળી શામળે 'કર્મ ઉદ્યોગ સંવાદ' લખ્યો છે તે જોતા તેની વાર્તામાંથી આવો બોધપાઠ (જો કે કલ્પનાને લંબાવવાથી જ) નીકળે છે તેમ કહીએ તો તે અસ્થાને કે અનુચિત ગણાશે નહિ.

## વસ્તુસંકલના. ( Plot ).

વાર્તાની વસ્તુસંકલના ઘણી શિથિલ છે. નાની પેટાવાર્તાઓની એક મુખ્ય વાર્તા બનેલી છે. એક વાર્તા સમજવા બીજી વાર્તા ઉપર આધાર રાખવો પડતો નથી. એવી વસ્તુસંકલના શિથિલ છે. રચનાયુક્ત વસ્તુસંકલનામાં વાર્તાનો એકે એક પ્રસંગ સાંકળની એકેક ગ્રંથીની માફક જોડાયેલો હોય છે. સાંકળની એક ગ્રંથી છૂટી પાડતાં, આખી સાંકળ તટી પડે તેમ એક પ્રસંગ છૂટો પાડતાં સંપૂર્ણ વાર્તા જેવું તેમાં ન રહે. પણ આ વાર્તાની વસ્તુસંકલના એવી રચનાયુક્ત ( organic ) નથી પણ શિથિલ ( Loose ) છે. વળી એ વાર્તાઓમાં કેટલેક ઠેકાણે વિસ્તારનું પ્રમાણ ( proportion ) અનુચિત છે. કેટલેક ઠેકાણે તેવો વિસ્તાર અજુગતો અને અર્થવિહીન પણ થઈ જાય છે. કેટલેક ઠેકાણે અસંબદ્ધ પણ ભાસે છે. નિર્મળાદમનીને હોડમાં હરાવવા વિક્રમ રાજાને કાર્યની પરંપરા રચવી પડે છે, હર-

સધ માતાનો આશિર્વાદ મેળવી ઈંદ્રસભામાં જવું પડે છે, વીર વૈતાળને નિર્મળદમનીને મળેલી ભેટો અદ્‌ભુત રીતે ઝુંટાવી લેવી પડે છે. છતાં પણ આવી કાર્યની પરંપરાથીજ પરિણામ લાભમાં આવે છે એવું કશું નથી. માત્ર ભેદ ખુલ્લો કરવાથીજ નિર્મળદમની હારી જાય, હતાશ થઇ જાય, અને દાવ ચૂકી જાય તે અસંભવિત છે. તેથી તે વિસ્તાર અયોગ્ય અને અસ્થાને છે. વળી રત્નમંજરી ગુણકાના હાથમાં સપડાય છે, તે પ્રસંગ પણ અયોગ્ય વિસ્તારનું બીજું સપ્રમાણ દૃષ્ટાંત છે. તે પ્રસંગ વગર વાર્તાના મુદ્દાને ખમવું પડે તેમ નથી. એ પ્રસંગ યોજી, પ્રેમીઓના પ્રેમ–પંથમાં અનેક કાટા–વિઘ્નો–છે એમ બતાવવાનો કવિનો–ઉદ્દેશ હોય તો પણ તે પ્રસંગની ખીલવણી અને પુરૂષ પ્રયત્ન વગર અસ્પષ્ટ અને અધૂરો છે, વળી તે વાર્તાના મુદ્દાને ખીલવવામાં અનુપયોગી છે, કેવળ અસંબદ્ધ છે. વળી પાતાળમાં ગયેલી કન્યાઓ પાતાળમાં જતાં વેંતજ સરોવરમાં સ્નાન કરવા જાય છે અને માટકો (વિક્રમરાજા) તેને સોંપેલાં તેમનાં વસ્ત્રો વીર વૈતાળને હવાલે કરે છે, માટકો વસ્ત્રો કોઈ લેઈ ગયું એમ કહી હાથ જોડી ઉભો રહે છે અને તેને કુમકુમવતી પાસે બીજાં વસ્ત્રો લેવા તેઓ મોકલે છે. આ પ્રસંગની બીલ્કુલ ઉપયોગિતા જણાતી નથી. તેથી ફક્ત લગ્નમાં વિલંબ થાય છે પણ તેથી કોઇ નુકશાન થયું હોય એમ જણાતું નથી. આ વિસ્તાર સ્પષ્ટ રીતે અસંબદ્ધ છે, કેવળ બીન ઉપયોગી જ છે.

## ચારિત્ર્યાલેખન.

જેમ શામળની બીજી વાર્તાઓમાં તેમ તેની આ પંચદંડની વાર્તામાં પણ ચારિત્ર્યાલેખનનો પ્રયાસ સરખો કરવામાં આવ્યો નથી. ચારિત્ર્યાલેખન એટલે પાત્રને કાર્યમાં યોજી, તેના કર્તવ્ય દ્વારા તેના ગુણ–દોષોનું નિરૂપણ કરાવવું. તેમાં અનૌચિત્ય ન હોવું જોઇએ. માનસશાસ્ત્રને અનુસરીને જ ચારિત્ર્યાલેખન થવું જોઇએ. તસ્કરના મ્હોંમાંથી ધર્મજ્ઞાન ફાટી નીકળે, અને તેનામાં કામવશ થયા છતાં

નીતિ અનીતિ પારખવાની વિવેકશક્તિ જાગી ઉઠે તે માનસશાસ્ત્રના સિદ્ધાંતથી વિરૂદ્ધ વર્તન છે. આ પાત્રાલેખન કહી શકાય નહિ. પણ આ વિષયમાં શામળનો દોષ નથી. તેને તો જે પ્રકારનો અંત લાવવો હોય તેને અનુસરતા જ પ્રસંગો ઘડાય તેજ જોવાનું હતું અને એમ કરતાં પાત્રાલેખન ન થાય કે પાત્રાલેખનમાં અનૌચિત્ય આવે તો તેની તેને પરવા નહોતી.

## કવિત્વ.

વાર્તાનું કવિત્વ (જો હોય તો) કડીઓના પ્રાસ મેળવવામાં જ છે. અને તે પ્રાસ મેળવવા માટે અર્થ વગરની પણ કડીઓ ઉમેરે છે દૃષ્ટાંત તરિકે:—દંડના પ્રતાપે પાતાળમાં પરણવા ગયેલી કન્યાઓ સ્નાન કરવા સરોવરમાં પડે છે તે પ્રસંગે કવિ કહે છેઃ—

" દંડવસ્ત્રને ગાંઠડી, બીજા શુભ શણગાર;
તે સોંપ્યું મજુરને, ક્ષણું ન લાગી વાર. ૪૧૩

વળી—

કર્યું જાણ જઈ માટકે, મોકલાવ્યા શણગાર,
થઈ પાંચે ઘેર એકઠી, ક્ષણું નવ લાગી વાર. ૪૨૦

અહિં 'ક્ષણું નવ લાગી વાર' એ શબ્દો કડીઓનો પ્રાસ મેળવવા પુરતાજ કવિતાના ચોખઠામાં ગોઠવ્યા છે. તેવીજ રીતે 'વિક્રમ વીર સુજાણ', 'ચતુર સુજાણ', 'ચતુરા ચતુર સુજાણ' વિ-શબ્દો પ્રાસ મેળવવા પુરતાજ ઉપયોગમાં લીધા છે. તે શબ્દોનો ઉપયોગ ઠેકાણે ઠેકાણે તેના અર્થ લક્ષમાં રાખીને જ કરાયો છે એવું નથી.

કવિત્વ તેને કહેવાય કે જે વાંચકની લાગણી સતેજ કરે, રસ-વૃત્તિ જગાડે, અહિં વાર્તા વાંચતાં લાગણી સતેજ થાય છે પણ તે ઉત્સુક્તાની–ઉત્કંઠાની રસવૃત્તિ જાગે છે, અને તે વાર્તા વિષયની, તે બધું તેના કવિત્વથી નહિ, તેના પદલાલિત્યથી નહિ પણ વાર્તા રહ-સ્યથી. એણે જોકે પદ્યમાં વાર્તાઓ કરી છે પણ જો એની એજ વાર્તાઓ ગદ્યમાં લખી હોય તો પણ તેના રસમાં વધારો, ઘટાડો થાત

નહિ. વાર્તાઓને આવી રીતે પદ્યબંધ બનાવવાથીજ તેમનામાં કવિત્વ આવી જતું નથી. માત્ર તેને સૂર અને વાદ્યનો આશ્રય મળે અને તેથી કદાચ વધુ આકર્ષક બને તે હેતુ તેમાં હોય ખરો.

## અદ્દ્ભુત તત્ત્વો

વાર્તાના બધા પાત્રો અદ્દ્ભુત છે. અદ્દ્ભુત તત્ત્વોની જ આખી વાર્તા બનેલી છે. છતા પણ તે અદ્દ્ભુત રસનું કાવ્ય બનતું નથી. અદ્દ્ભુત રસ એટલે અસંબદ્ધતા અથવા કાર્ય કારણ સંબંધ વગરનું નહિ. કારણ અને કાર્યને પરસ્પર સંબંધ છે. અમુક કારણથી જ અમુક પ્રકારનું કાર્ય બને. અને અમુક કાર્યનું કારણ અમુક જ હોવું જોઈએ એ કાર્ય કારણનો સંબંધ અદ્દ્ભુત રસની વાર્તા કે કાવ્યમાં જળવાયેલો હોવો જોઇએ. દંડના પ્રહારથી આંબલીનું વૃક્ષ ઉડાડી સ્મશાનમાં લાવવું, અગર મજુસ ઉડાડી રાજાના અંતઃપુરમાં આણવી અગર અંજન આંજી સ્ત્રીને બીલાડી બનાવવી એથીજ અદ્દ્ભુત રસની નિષ્પત્તિ થતી નથી. તે વહેમી પ્રજાને આકર્ષી શકે, વાર્તાનું રહસ્ય જાણવા આતુરતા આણે, તેમને આનંદ આપે છતા પણ જે જે લખ્યું છે તે બધુ સંભવિત નથી એમ તેમને પણ ભાન થાય. અદ્દ્ભૂત રસના કાવ્યના નમૂના રૂપે વલ્લભનું 'કુંતી પ્રસન્નાખ્યાન' જોઇએ તો તેમા અસંભવિતતા અગર અસંબદ્ધતા જેવું જણાશે નહિ. તેમા પણ વાર્તાનો વિષય અદ્દ્ભુત છે અને અદ્દ્ભુત પ્રસંગો યોજી વાર્તાનો અંત અદ્દ્ભુત લાવવામાં આવ્યો છે. સ્વર્ગમાંથી ઐરાવત હાથી પૃથ્વીપર આણવો છે. પણ તેમ કરવામાં અદ્દ્ભૂત વ્યક્તિઓ કે વસ્તુઓનો આશ્રય લેવો પડયો હોતો નથી. સ્વર્ગે જવા અર્જુનને નીસરણી રચવી પડે છે અને તે શર સંધાનથી, મંત્રથી કે દંડથી નહિ. તેનામા જે વિશિષ્ટગુણ છે તેના પરિણામ રૂપે કાર્યસિદ્ધિ થાય છે એમ બતાવવામાં આવ્યું હોય છે. એમાં અતિશયોક્તિ છે પણ અસંબદ્ધતા નથી. કાર્ય કારણનો સંબંધ જળવાય છે. તેથી તે અદ્દ્ભુત રસનું કાવ્ય ગણી શકાય.

## કથનદોષ.

વાર્તા કથનમાં પણ દોષો ઘણા છે. દષ્ટાંત તરિકે—નિર્મળદમનીને ઇંદ્રસભામાં મળેલી બેટો વીરવૈતાળ લઈ લે છે છતાં નીર્મળદમનીને પણ તેની જાણ થતી નથી, બીલાડી ને દૈત્ય અંજન આંજી સ્ત્રી બનાવે છે અને સ્ત્રીને એવી રીતે બીલાડી બનાવતો તો જ્યારે તે સ્ત્રી બનતી ત્યારે તે પોતે દૈત્યને દંડ મારી શકે નહિ? કે રાજા આવે અને તેની પાસેજ દંડ દૈત્યને મરાવવો પડે? રત્નમંજરી શરૂઆતમાં વિક્રમને પરણવા ના પાડતી હતી. પછી અકસ્માત્ શી રીતે વિક્રમ તરફ તેનો પ્રેમ પ્રવાહ ઢળી પડયો? રત્નમંજરી પાસે ગુણકા તેની માસી થઇ આવી અને રત્નમંજરીએ તેનું સગપણ એકદમ સ્વીકારી લીધું! પાતાળમાં પરણવા જતી કન્યાઓ મધ્યરાતે મજુર શોધતી હતી! ધનવંત શેઠના ઘરમાં પેઠેલા તસ્કરને કામવશ થયા છતાં ધર્મ-જ્ઞાન થઇ આવે તે શું વિચિત્ર નથી? રત્નમંજરી સાંઢણી પર બેસી દૂત સાથે કયાં જતી હતી? અને નિર્મળદમની અને રત્નમંજરીનો પહેલાં શો ઇરાદો હતો? વિગેરે અસ્પષ્ટ છે. આ કેવળ વિચિત્ર લાગે છે. આવાં અનુચિતતાનાં દષ્ટાંતો ઘણાં મળી આવે તેમ છે. તેની શૈલી એવી ઉછળતી અને વેગવાળી છે કે વાર્તાના રસમા વાંચકને મુગ્ધ કરી, આવી અનુચિતતા તરફ દુર્લક્ષ કરાવે છે. પદે પદે વાર્તા આગળ જ વધે છે અને તેના રહસ્યમાં વાચકને તાણી લે છે. તેમાં વિચાર કરવાની વાંચકને પુરતી તક મળતી નથી.

સામાન્ય રીતે શામળના વસ્તુવર્ણનમાં કલ્પનાનો અભાવ હોય છે પણ કેટલેક ઠેકાણે કલ્પનાચિત્ર તે રજુ કરી શકયો છે. દષ્ટાંત તરિકે રાજા સ્વારી સાથે વાડીમાંથી પાછો ફરે છે ત્યારે સમસ્ત પ્રજા તેને જોવા ઉભરાય છે. તેનું વર્ણન કરવામાં કવિ કલ્પના–ચિત્ર ખડું કરી શકે છે. તે કલ્પનાચિત્રથી રાજા પ્રતિ જે પ્રજાનો પ્રેમ છે તે ટુંકાણમાં બતાવી શકયો છે કે જે અન્ય સ્થળે વિસ્તાર પૂર્વક વર્ણન કરવાથી પણ તે બતાવી શકયો નથી.

"જાણુ ઉજેણી મધ્યે થયું, આવે રૂડો રાય,
શોભા જોવા કારણે, નરનારી સૌ ધાય. ૩૯
કામ અધવચ કોનાં રહ્યાં, અધવચ મેહેલ્યાં અંન,
વેપાર મુકયો વેપારીએ, તરૂણી મેહેલ્યાં તંન. ૪૦
વણિક તોળતા ત્યાં રહ્યા, કર્યા લાભ તે ત્યાંજ,
બ્રાહ્મણ ભણતા ઉઠિયા, નરપત જોવા કાજ. ૪૧
કોઈ મંહેલે કોઇ માળિએ, કોઇ ઘરમાં કોઇ બ્હાર,
અટારિયે નારી ચઢે, નાનાં મોટાં નરનાર. ૪૨

વળી અશ્લીલ વર્ણનો પણ આ વાર્તામાં આવે છે. જેમ મનુષ્ય જીવનમાં તેમ સાહિત્યમાં પણ સંકોચ કે મર્યાદા રાખવાની જરૂર રહે છે. સાહિત્ય એવું શુદ્ધ અને મર્યાદિત હોવું જોઇએ કે કુટુંબનો સ્ત્રી વર્ગ અને પુરૂષવર્ગ બન્ને સાથે રહી વાંચી શકે. ભાઇ બેન પાસે વાંચી શકે, પિતા પુત્રી આગળ વાંચી શકે. આવા પ્રકારનું સાહિત્ય જ શિષ્ટ સાહિત્ય ગણાય. પંચદંડની વાર્તામાં ગુણકા અને રત્નમંજરીવાળો પ્રસંગ અને પાતાળમા ગયેલી કન્યાઓ નગ્ન વેષે સરોવરમાં ન્હાવા જાય છે તે પ્રસંગ અશ્લીલ છે ગુણકા રત્નમંજરીને કહે છેઃ--

જેવા મન તારે ગમે, ભોગવી લે ભરથાર. ૩૫૧
ગુણકા જાત છે આપણી, મોટા જન શું પ્રીત,
નિત્ય દિવાળી આપણે, નવલા રંગ નિતનીત. ૩૫૨
પલંગ પાન ને હારડા, શુભ સકોમળ સેજ,
નર રૂડા નિત્યે નવા, ભોગવ આણી હેજ. ૩૫૩
રાજાને તો સ્ત્રી ઘણી, સંભવે નહિં **સંભોગ,**
**વારો ન આવે વરસમાં,** ત્યાં તો પૂરા ભોગ. ૩૫૪

આવાં બિભત્સ વર્ણન ઉપરાંત કેટલેક ઠેકાણે ભાષા પણ અશ્લીલ વપરાઈ છે. દૃષ્ટાંત તરિકેઃ—રાંડ, રંડા, ડોકરી ઇત્યાદિ. આવી અશ્લીલતા એ કાવ્યની શિષ્ટતાને અનુચિત છે.

## વિક્રમનું પાત્ર.

આ વાર્તાનો નાયક રાજા વિક્રમ છે. જેના નામથી શાલિવાહન શક પ્રવર્તે છે તે રાજા વિક્રમ આ વાર્તાનો નાયક છે. એમ કવિ વાર્તાના છેડે સૂચન કરે છે. તે ચક્રવર્તી રાજા વિષે અનેક દંતકથાઓ ચાલતી અને તેમાંની આ વાર્તાની કથા એક હોય અગર તે શામળની કપોલ કલ્પિત હોય તેનો નિર્ણય થઇ શકે તેમ નથી. પણ આ વાર્તાના નાયક રાજા વિક્રમ સાહસિક, હિંમતવાન્, ચાલાક, કાર્યકુશળ અને સત્યનિષ્ઠ નાયક છે. કવિ કહે છે તેમ તે 'ચતુર સુજાણ' છે. તેની ચતુરાઈ ઈશારા માત્રથી જ વસ્તુસ્થિતિ સમજવામાં છે. હરસિધ માતા તેને ઇંદ્રસભામાં મોકલે છે. ત્યાં નિર્મળદમની નૃત્ય કરે છે વિ–બાબતો જાણી લઇ તે ભેદનો કેવી રીતે અને કયા કારણસર ઉપયોગ કરવો તેમાં તેની ચતુરાઇ છે. તેને પ્રાપ્ત થયેલી દરેક તકનો તેણે વ્યાજબી અને પોતાના લાભમાં ઉપયોગ કર્યો છે. હરિફોની ચૂકનો ઉપયોગ પોતાના લાભમાં કરી લે છે. સહેલાઇથી અને ઓછા જોખમે જે કાર્ય થઇ શકતું હોય તેમાં તે ખપ કરતાં વધારે જોખમ ખેડતો નથી. તેના હરિફો અમુક કારણસર દંડ નીચે મૂકે છે. તે તકનો તે ઉપયોગ કરી પોતાનું કાર્ય સાધી લે છે. અને તેમાં જોઇતું સાહસ અને હિંમત તે બતાવી શકે છે. તક ખોયા પછી પોતાના શૌર્ય અને પરાક્રમના આડંબર દર્શાવવા ખાતર યુદ્ધ માંગી લેતો નથી. તે તેની કાર્યકુશળતા અને ચતુરાઇનું ઉત્તમ દૃષ્ટાંત છે. વળી દંડપ્રાપ્તિમાં તેના જીવનું જોખમ રહેલું છે. સ્હેજ ચૂકે તો તેને પ્રાણહાનિ થાય તેમ છે. સ્હેજ નાહિંમત બને તો તેનું મરણજ નીપજે તેમ છે. છતાં પણ તેની અસાધારણ હિંમત અને સાહસિક વૃત્તિ તેને બચાવી લે છે એટલું જ નહિ પણ તેને ધ્યેયપ્રાપ્તિ કરાવી આપે છે.

તેને વીર વૈતાળની તેમજ હરસિધ માતાની મદદ મળે છે. તેવી મદદથી અશક્ય કાર્ય શક્ય બને છે પણ તેમાં રહેલું જોખમ ઓછું

થતું નથી. કાર્યની ભયંકરતા અને દુર્ઘટતા જેવી ને તેવીજ રહે છે. વીર વૈતાળ ફક્ત તેનો ગુપ્ત મદદગાર (Aid-de Camp) છે. તેની મદદ બહુ કીંમતી નથી. તેની મદદથી કાર્યમાં સરળતા આવતી નથી. તેની વિક્રમ રાજાને મદદ છે એમ જાણેથી વિક્રમ રાજામાં અદ્‌ભુતતા લાગે છે. વિક્રમ રાજાની અદષ્ટ વિદ્યાની મદદ, તેના વીર વૈતાળની મદદ કરતાં વધારે કીંમતી છે. તેનાથી કેટલેક અંશે કાર્ય સરળ બને છે. તેના વડે તે ઇંદ્રસભામાં જઈ નિર્મળદમનીનો ભેદ જાણી શકે છે, તેનાથી તે નિર્મળદમનીનો રત્નમંજરી ઉપરનો પત્ર વાંચી શકે છે. તેનાથી તે માટકાનું મજુર સ્વરૂપ ધારણ કરી પાતાળમાં જઇ શકે છે. પણ કાર્યની ફત્તેહ તો તેની કાર્યકુશળતાને જ આભારી છે. તેની હિંમત અને સાહસિક વૃત્તિથી જ તે ધ્યેય પ્રાપ્તિ કરી શકે છે.

તે પ્રણયી નાયક નથી. છતાં ઘણી સ્ત્રીઓને આકર્ષી પરણી શકે છે. તેના નામ ઉપર સ્ત્રીવર્ગ પ્રીદા છે. રત્નમંજરી અને પાતાળની પાંચે કન્યાઓ પોતે વિક્રમ રાજાને પરણી શકી માટે પોતાનું અહોભાગ્ય માને છે. તે ઉપરથી વિક્રમની સ્ત્રીભાવના વધારે કોમળ હશે તેમ જણાય છે તેનામા રસવૃત્તિ કે પ્રેમવૃત્તિ હશે એમ સમજાય છે પણ વાર્તામા તો સ્ત્રીઓની કિંમત તેને મન પોતાના પરાક્રમની પ્રસાદીથી વધારે હોય એમ જણાતું નથી. પોતાના શૌર્ય અને પરાક્રમથી મહાત કરી, આકર્ષી પોતાનું અંતઃપુર શોભાવવા પુરતું જ તેનું લક્ષ હોય એમ જણાય છે, પણ તે તેનું ખાસ ધ્યેય નથીજ. તે વાર્તામાંની કોઈ સ્ત્રીને જોઇ સૌન્દર્યમુગ્ધ બનતો નથી. કોઈનું સૌન્દર્ય તેને રસમુગ્ધ બનાવી શકતું નથી. પણ ફક્ત નિર્મળ દમનીનું અને દેવદમનીનું પરાક્રમજ તેને મહાત કરી શકે છે. આ ઉપરથી તે પ્રણયી નાયક કહી શકાય નહિ પણ તે પરાક્રમી નાયક છે એમ કહેવું વધારે યોગ્ય છે.

તે સત્યનિષ્ઠ છે. અને તેની સત્યનિષ્ઠાની ખરી કસોટી એ છે કે તે પ્રધાન અને રાણીનો પ્રેમ સંબંધ જાણ્યા છતાં, પોતે વચ-

નથી બંધાયેલો હોવાથી, તેમને દંડ (શિક્ષા) દેતો નથી, પણ માફી બક્ષે છે. અને તે પણ અંતરથી, તે તેમના ઉપર પાછળથી દ્વેષ પણ રાખતો નથી. જો કે આ પ્રસંગ તેની સત્યનિષ્ઠાનું ઉત્તમ દષ્ટાંત છે પણ તે ઉપરથી તેની સ્ત્રીભાવના એક સાચા પ્રણયી કરતાં જુદાજ પ્રકારની છે એમ સાબીત થાય છે. તેને મન તેના કવિની માફક સ્ત્રી એટલે એક આનંદનું સાધન, સુખની વસ્તુ. તેથી વધારે તેની કિંમત તેને નથી. હોડ રમતાં પહેલાં નિર્મળદમનીએ અને તેણે અરસ્પરસ વચન આપ્યાં હતાં. તે વિષે તેની ચિંતા અને આત્મહત્યા કરવાની તેની તૈયારી જોતાં તે વચન ખાતર પ્રસંગોપાત્ રાજપાટ અને પ્રાણની આહુતિ આપવા પણ તૈયાર હતો એમ કહેવું પડશે. એ તેની સત્યનિષ્ઠાની બીજી પ્રતીતિ છે. ક્વચિત્ તે પ્રસંગ વશાત્ અસત્યનો આશ્રય લેછે (માટકા તરિકે) પણ તે તેની સત્યનિષ્ઠામાં વિક્ષેપ રૂપ નથી. એક પ્રસંગે તેને પોતાના સ્વભાવ અને સિદ્ધાંત વિરૂદ્ધ આચરણ કરવાની જરૂર પડે છે. રત્નમંજરીની પાસે આવેલા દૂતને તે મારી નાખે છે. અને તેને મારી નાખતાં પહેલાં તેને ઉશ્કેરી, પોતાને ગાળો ભંડાવી, જાણે એક સાચા શૂરવીરને છાજે તેમ આયુધ સજવાની તક આપી યુદ્ધમાં મારી નાખતો હોય તેવો ખોટો દેખાવ કરે છે. આ તેના સ્વભાવથી વિરૂદ્ધ આચરણ છે જો તે તેના સ્વભાવથી વિરૂદ્ધ ન હોય તો દુશ્મનને ચેતવીને મારવાની એક સાચા લડવૈયાને છાજે તેવી ભાવના તેનામાં એવે ટાણે ઉદ્ભવેજ નહિ. પણ તેથી તેના ઉપરના આક્ષેપની ગંભીરતા ઓછી થતી નથી. એક ચોરે, ચોરી કરવાના ઇરાદાથી, ઘરમાં પ્રવેશ કર્યો હોય અને પછી જાણે સાચો શાહુકાર હોય તેમ ઘરધણીને જગાડી, તેને યેનકેન પ્રકારે ઉશ્કેરી, તેની પાસે પોતાને ગાળો ભંડાવી, તે બદલ તેને જાણે શિક્ષા કરતો હોય એવો ડોળ કરી તેને મારી નાખે અને ચોરી કરી નાશી જાય અને તે જો આક્ષેપથી બચી શકે તોજ વિક્રમ રાજા તેના ઉપરના આ આક્ષેપથી બચી શકે. તેતો ફક્ત યોદ્ધાઓના યુદ્ધનું એક ફારસ જેવું છે. જો વિક્રમે ધાર્યું હોત તો તે વીરવૈતાળ પાસે જેમ પાતા-

ળની કન્યાઓના વરને ઉપડાવી લીધો હતો તેમ આને પણ ઉપડાવી શકત અને પોતાનું કામ કાઢી શકત.

કવિનો આ દૃષ્ટાંતથી વિક્રમરાજાની યુદ્ધનિષ્ટા એક સાચા શૂરવીરને છાજે તેવી હતી એમ દર્શાવવાનો આશય છે. પણ તે આશય ફળ્યો નથી. ઉલટું તેથી વિક્રમરાજાના પાત્રમાં એક દૂષણ ઉભું થાય છે. એમ કહેવું યોગ્ય છે. આ પ્રસંગની કાંઈ જરૂરજ ન હતી. વિક્રમરાજાની બીજા પ્રસંગોએ બતાવવામાં આવેલી હિંમત અને સાહસિક વૃત્તિજ તેને માટે બસ છે. તેથીજ તેની યુદ્ધનિષ્ઠાની ખરી પ્રતીતિ થઈ શકે તેમ છે.

## સ્ત્રી પાત્રો.

તેનાં સ્ત્રી પાત્રોમાં મુખ્ય પાત્ર દેવદમનીનું છે. તે પોતાની અદ્દભૂત વિદ્યાથી વિક્રમને મહાત કરી શકે છે. તે જાણે એક મદારી હોય અને મર્કટને જેમ દોરવે અને રમાડે તેમ વિક્રમને કાર્યપ્રતિ દોરવે છે. વાર્તાનું સુત્ર તેના હાથમાં છે. અને વિક્રમ તે સુત્રથી બંધાયેલા મર્કટ જેવો છે. તે સિવાય દેવદમનીના પાત્રની બીજી ઉપયોગિતા નથી.

વાર્તામાં યોજાયેલાં શામળનાં સ્ત્રી પાત્રો તેની સ્ત્રીભાવનાને અનુસરતાં છે. તે ફક્ત પરાક્રમની પ્રસાદી અને પુરૂષ વર્ગના આનંદનું સાધન માત્ર હોય એ ભાવનાથી તેનાં સ્ત્રીપાત્રો ઘડાયાં છે. જેમ તેની બીજી વાર્તાઓમાં સ્ત્રીવર્ગ સંબંધી વધારે વિચાર રજુ કરાયેલા હોય છે તેમ તેની આ વાર્તામાં નથી. આ વાર્તામાં નાયિકા જેવું એકે પાત્ર નથી. વળી અમુક સ્ત્રીને લક્ષમાં રાખીનેજ વાર્તા રચાઈ હોય એવું પણ નથી તેથી શામળનો વસ્તુતઃ સ્ત્રી વિષે કેવો અભિપ્રાય હતો તે આ વાર્તા ઉપરથી સમજાય તેમ નથી પણ સાધારણ રીતે સમાજમાં જે સ્થાન સ્ત્રીઓ ભોગવે છે, તેનાથી તેની વાર્તાની સ્ત્રીઓનું સ્થાન ઉચ્ચતર બતાવવામાં આવ્યું છે. શામળના કે આજના સમયના સમાજમાં સ્ત્રીની શક્તિ પ્રભાવ વિષે જે મત છે છે તેનાથી તેની વાર્તાનાં સ્ત્રીપાત્રો વધારે શક્તિશાળી છે એમ

બતાવવામાં આવ્યું છે. અદ્દભુત દંડ ધરાવનારાંમાં એક દૈત્ય સિવાય બાકીની બધી સ્ત્રીઓ છે. તે ઉપરથી શામળનો સ્ત્રી વિષે ઉંચો અભિપ્રાય હતો એમ કહી શકાશે.

## મતપ્રતિપાદન.

શામળની આ વાર્તા વર્ણનાત્મક (Narrative) પ્રકારની છે. તેમાં કવિ પોતાના મતનું પ્રતિપાદન ખુલ્લી રીતે બોધ રૂપે કરી શકે નહિ. પણ શામળની ઘણી ખરી આવી વાર્તાઓમાં વચ્ચે વચ્ચે બોધાત્મક નિરૂપણો આવે છે. તેમાં શામળ પોતાનો અભિપ્રાય પ્રત્યક્ષ થઇ જણાવી દે છે. આ વાર્તામાં પણ એવાં નિરૂપણો છે પણ બહુ જ થોડાં, પણ એક ઠેકાણે શામળ એક સામાજિક વિષયમાં પોતાના મતનું પ્રતિપાદન કરતો હોય એમ ખુલ્લી રીતે જણાય છે. શામકુંઅરને શરૂઆતમાં કૌમાર્યવ્રત પાળવું હતું પછી તે સેવા અર્થે પરણે છે, કામનો પ્રસંગ ઉદ્દભવતાં તસ્કર સાથે પ્રેમ કરે છે વિ. બાબતોમાં શામળ સ્ત્રીના કૌમાર્યજીવન ઉપર પોતાનો મત પ્રતિપાદન કરવા પ્રયત્ન કરે છે એમ સ્પષ્ટ જણાય છે, તેણે સ્ત્રી જીવનપર્યંત કુમારી રહી શકે કે કેમ? એ પ્રશ્ન ઉપજાવ્યો છે. અને તેનો નિર્ણય આપવા શામકુંઅરવાળો પ્રસંગ વાર્તામા યોજ્યો હોય એમ જણાય છે તેના મત પ્રમાણે સ્ત્રી અવિવાહિત રહે તે શાસ્ત્રથી વિરૂદ્ધ છે, લોકાચારથી વિરૂદ્ધ છે અને અજીત કામ જીતવાનું સ્ત્રીની શક્તિની મર્યાદા બહારનું કામ છે માટે તેમણે અવશ્યમેવ લગ્ન કરવું જોઈએ. એવો શામળનો અભિપ્રાય હોય એમ જણાય છે. આ પ્રસંગ અને પ્રધાન અને રાજરાણીનો પ્રેમ પ્રસંગ એક બીજાના અનુસંધાનમાં છે. તે દંડ વિષે મુખ્ય વાર્તાથી ભિન્ન વિષયક છે. કારણકે એ પ્રસંગમાં તેના પરાક્રમના પરિણામ રૂપે તેને દંડ મળતો નથી. પણ તેણે ચાર દંડ મેળવ્યા છે અને જેણે ચાર દંડ મેળવ્યા હોય તેને પાંચમો દંડ જે કુંચી કંદોયણ પાસે હતો તે આપવોજ પડે તેમ હતું. અને તેથીજ તેને પ્રતાપદંડ મળે છે. તેથી એ પ્રસંગો સ્ત્રીના કૌમાર્યજીવન ઉપર પોતાનો મત પ્રદર્શિત કે પ્રતિપાદન કરવાના ઇરાદાથીજ યોજાયા હોય એમ જણાય છે.

# શામળકવિ.

# પંચદંડ.

---

## દોહરા.

શ્રી સરસ્વતિને હું નમું, પ્રીતે પૂજું પાય;
કરુણા દૃષ્ટે જુઓ તમે, સફળ મનોરથ થાય. ૧
આદ્યશક્તિ તું ઇશ્વરી, આરાસુરપતિ જેહ;
નવે ખંડ વ્યાપી રહી, સ્થાવર જંગમ તેહ. ૨
જેને તુજ કિરપા હતી, હવું તેને કલ્યાણ;
ન્યૂનતા એકે નવ રહી, જોતાં એહ પ્રમાણ. ૩
દશરથનંદન હું સ્તવું, નરકનિવારણ નામ;
મહારાજ રાજ રાજેશ્વર, રાજીવલોચન રામ. ૪
ભોજરાજ મન હરખિયો, લાયક મુહૂરત લીધ;
સિંહાસન શુદ્ધ કરાવિયું, શોભા વિધવિધ કીધ. ૫
પંડિત પુરાણિક વેદિયા, મળિયા વિપ્ર સુજાણ;
કીધી શોભા અવનવી, ઝળહળ ઝળકયો ભાણ. ૬
સિંહાસનપર પગ ધરે, ભૂપતિ ભોજ રાજાય;
બોલી હંસા પૂતળી, હાં હાં ન ધરશો પાય. ૭
એ સિંહાસન ઇંદ્રનું, અતુલ તેજ મહા મુલ્ય;
એ ઉપર બેશો તમો, થાઓ વિક્રમ તુલ્ય. ૮
એ આસન છે દેવનું, ઇંદ્રાસનનું સાર;
આભૂષણ એ સ્વર્ગનું, તેજતણો અંબાર. ૯
પાળક ગૌબ્રાહ્મણતણો, પરનાર સહોદર જેહ;
એવો જે ઉત્પન્ન થશે, આસન બેશે તેહ. ૧૦

કહે ભોજ સુણ પૂતળી, આસન એ અણમૂલ્ય;
વિક્રમ હાથ કેમ આવિયું, સ્વર્ગસૂખ સમતુલ્ય; ૧૧
પંચદંડ એને જડયા, તેણે તે શું થાય;
તે કયમ જિતી લાવિયો, પોતે વિક્રમ રાય. ૧૨
શું દંડે પરાક્રમ કર્યું, પ્રતાપ કર્યો શી પેર;
જિત્યા દંડ શા પ્રરાક્રમે, હતા કોણને ઘેર. ૧૩
તે શુણવા ઇચ્છું અમો, શું કરિયું પરકામ;
તેવાં પરાક્રમ હું કરું, તો બેશું એ ઠામ. ૧૪

## ચોપાઇ.

હંસા પુતળી બોલી વાણ, સાંભળ રાજા ચતુરસુજાણ;
ઉજ્જેણીનું કરતો રાજ, અસત્ય અન્યા તેને ત્યાજ. ૧૫
તેણે પરાક્રમ કીધું ઘણું, ચકવે રાજ તે વિક્રમતણું;
ધર્મવંત સહુ પુરનાં લોક, નહિં કોને વ્યાધિ કે શોક. ૧૬
સિંહાસન સોનાનું પત્ર, મસ્તક ધરે પંચદંડનું છત્ર;
ઉતપન તે સિંહાસનતણી, વિસ્તારી કહી શોભાતણી. ૧૭
કહી વાત તેની વિસ્તરી, શુણ મહારાજા હેતે કરી;
નગર ઉજ્જેણી અતિ અનૂપ, રાજ કરે વિક્રમ નર ભૂપ. ૧૮
અતિ પવિત્ર અષ્ટાદશ વર્ણ, કૃષ્ણકથા શુણે નિત્ય કર્ણ;
વિપ્ર સહુકો પ્રશ્નોતરી, વેદપાઠી ને અગનોતરી. ૧૯
ક્ષત્રી રણવટ કૂદીપડે, ગૌબ્રાહ્મણની વારે ચડે;
વૈશ્ય કરે વેપારી હાટ, ધર્મતણી ચલાવે વાટ. ૨૦
શીલવ્રત સહુ લોકજ અતિ, પતિવ્રતાધર્મ પાળે સતી;
એવો રાજા ચતુરસુજાણ, કોઇ કોઈની નવ લોપે આણ. ૨૧

## દોહરા.

એક સમે રાજા ચઢયો, દેઈ દદામે ઠોર;
ધમકારે પૃથ્વી ગડગડે, વાજે વાજાં ઘોર. ૨૨

આગળ હાર હસ્તી તણી, મદ ઝરતા માતંગ;
ધજા નેજા અતિ ફરકતાં, સિંદૂર ઓપિત અંગ. ૨૩
અંબાડી અંકુશ ભલાં, ઐરાવત આકાર;
બીજા ગજ તો અતિઘણા, એવા સહસ્રજ બાર. ૨૪
હય અરબી કચ્છી ભલા, ખુરાસાની કાસ્મીર;
કુંતળ કાળા કાબરા, શૂર પૂર રણધીર. ૨૫
ઉજ્જવલ અબ્લખ ભૂખરા, નીલા પીળા રંગ;
જડિત પલાણ હીરે જડયાં, અતિ અતળીબળ અંગ. ૨૬
અનેક રથ ને પાલખી, અનમી અતિ અસવાર;
ચઢયા વેડાંગ બહુ વાંકડા, ઝૂઝે મહા ઝુઝાર. ૨૭
કંઈ પાળા કંઇ પાખરી, કંઈ વાજાં ચેહેચાટ:
કંઇ નાટકચેટક ભલાં, ભણતા ભૂપત ભાટ. ૨૮
જશવંતોના જશ ભણે, પિંગળ પાઠ પુરાણ:
ગુણ ભેદ ગણ બહુ ગણે, દે મનગમતાં દાન. ૨૯
વિક્રમ વાડી સંચર્યો, રમવા કારણ આપ;
શેષનાગ લાગ્યો સળકવા, દુસ્મન લાગ્યો તાપ. ૩૦
સામદ સાથે સંચર્યા, તેથી શોભે દેહ;
ચઢયા રાય દેઈ દુંદુભિ, જેમ અષાડો મેહ. ૩૧
જેમ ગાજે સિંહ વનવિષે, જેમ પરાંઠી પૂર:
વિક્રમ સંગ સેના ચઢી, સામદ સઘળા શૂર. ૩૨
જેમ ચઢે લંકાપતિ, જેમ અવનવો ઇંદ્ર;
જેવો ગાંડિવધર ચઢે, તારામાં જેમ ચંદ્ર. ૩૩
પુણ્ય તણો પરતાપ છે, ભલપણ કેરો ભાણ:
એહ પ્રકારે નીસર્યો, વિક્રમ વીર સુજાણ. ૩૪
આવ્યો વાડિએ અતિસુખે, દિવસ ચડયો ઘડીચાર:
નૃત્ય કરે છે નાયિકા, શોભા અપરમ પાર. ૩૫
રંગ ઓછવ અદકો કર્યો, સજ્જનને સન્માન;
પુણ્ય કર્યાં બહુ પ્રીતશું, દાનપાત્રને દાન. ૩૬

તે શોભા સુખ નિર્ખતાં, દાતા હરખે મંન;
કરપી કળાઇ ખાઈ મરે, ને સૂમ છાંડે તંન. ૩૭
દિવસ પોહોર રહ્યો પાછલો, ફરી અસવારી પેર,
કંચન મેહ વરસાવતે, જાવા માંડયું શ્રેર. ૩૮
જાણ ઉજ્જેણ મધ્યે થયું, આવે રુડો રાય;
શોભા જોવા કારણે, નરનારી સૌ ધાય. ૩૯
કામ અધવચ કોનાં કહ્યાં, અધવચ મહેલ્યાં અંન;
વેપાર મૂકયો વેપારીએ, તરુણી મહેલ્યાં તંન. ૪૦
વણિક તોળતા ત્યાં રહ્યા, કર્યો લાભ તે ત્યાંજ;
બ્રાહ્મણ ભણતા ઉઠિયા, નરપત જોવા કાજ. ૪૧
કોઈ મહેલે કોઈ માળિએ, કોઈ ઘરમાં કોઇ બહાર;.
અટારિયે નારી ચઢે, નાનાં મોટાં નરનાર. ૪૨
રાજાનું મુખ નિરખવા, ઉલટ અંગ અપાર;
ઇશ્વિરને વહાલો ઘણો, દાતા ને ઝૂઝાર. ૪૩
એમ વિચારી સંચરે, નહાના મોહોટા લાગ;
મળી અસંખ્ય મેદનિ તહીં, નહિ પગમેલણ માગ. ૪૪
કાન પડયું સંભળાય નહિ, વાજે ઘોર નિશાન;
એ રીતે આવ્યો નગરમા, વિક્રમ વીર સુજાણ. ૪૫
ગજ ઉપર વાહન કર્યું, છત્ર ફરે છે શીશ;
સ્નેહસાથ બહુ સંચર્યા, પોહોર પાછલે દીશ. ૪૬
પુર અધવચમાં આવિયું, જ્યાં ધાંચણનું બાર;
ત્યાં એક કૌતુક નિપજ્યું, કહું સંક્ષેપ સાર. ૪૭

## ચોપાઇ.

દેવદમની ઘાંચણનું નામ, એ સ્ત્રી રહે તેણે ઠામ;
મહિપત આવ્યો મોહોલ્લા પાસ, તેણે શ્રેર બોલાવી દાસ. ૪૮
જાઓ માળિએ વાળો છાર, કરો અજવાળું ઘર ઘરબાર;
કહે દાસી કાંઇ આણો લાજ, આવે છે મહિપત મહારાજ. ૪૯

હવડાં છાર તે કયમ વાળિએ, ઊડે રજ મોહોલે માળિએ;
તો આપણે શિર દંડજ થાય, ઘરબાર ખુંચી લે રાય. ૫૦
વચન સાંભળ્યું દાસીતણું, દમની મનમાં કોપી ઘણું:
છાર વાળરે ભુંડી રંડ, મોટો રાય શું દેશે દંડ. ૫૧
તને મારે તો દંડજ દઊં, કહેતો સર્વસ્વ ખૂંચી લઊં:
કહેતો ઉડાડું આકાશ, એટલું જોર રાખું હું પાસ. ૫૨
તારો રાજા કયમ કહું હું, મારું વચન કયમ લોપે તું:
જા ઉતાવળી વાળજ છાર, રાજા જાય ને લાગે વાર. ૫૩
શુણી વાત વિમાસણ પડી, તત્ક્ષણ દાસી મેડે ચડી:
ઉડાડી રજ દશોદશ ઘણી, આવી અસ્વારી રાયજીતણી. ૫૪
ઉડતી દીઠી અદકી જેહ, રજે ભરાણી નૃપની દેહ;
ઉડાડે રીસે બહુ છાર, છારે છવાઇ થયો અંધકાર. ૫૫
ફટ ફટ રે એ રંડ ગુમાર, શું ઉડાડે છે હમણાં છાર:
અધિપતિ આવે ઊગ્યો ભાણ, કયમ રંડા છાંટે અણુજાણ. ૫૬
તે વારી કોની નવ રહી, જ્યમ વારે ત્યમ બમણી વહી:
ત્યાં છૂટયા દશવિશક જોધ, અંતઃકરણમાં આણી ક્રોધ. ૫૭
કોણે મુક્કી કોણે લાત, કોણે કુહાકેરી ઘાત:
છૂટી હાથથી નાઠી ત્યાંહ, આવી બેઠી દમની જ્યાંહ. ૫૮
તમારે કહ્યે હું તો ગઈ, અર્ધમુઇ મારથકી હું તો થઈ:
મારી લઠ ને ભાંગ્યાં હાડ, તુજમાં બળ હોય તે દેખાડ. ૫૯
મુજને મારી મહોકમપણું, તેથી પાણી ગયું તમતણું;
કોપી દમની શુણતાં વાત, લીધો દંડ ઘરમાંથી હાથ. ૬૦
આગળ જ્યાં હાથીની હાર, સ્યામા આવી તેણે ઠાર.
કોપી વાત સુણીને કરણ, મારગ રેખા કીધી તરણ. ૬૧
રસ્તા વચ રેખા ત્રણ કરી, ઘેર પોતાને પાછી ફરી:
અકસ્માત ભીંતો ત્રણ થઈ, અસ્વારી થંભી ત્યાં રહી. ૬૨
રોક્યા મારગ રુંધી વાટ, જઇ ન શકે કો આગળ ઘાટ;
સૈન્ય સહુકો થંભી રહ્યું, જાણ રાય વિક્રમને થયું. ૬૩

કોક કામિનિયે કીધો કોપ, મારગ વાટ થઇ છે લોપ;
રુંધી વાટ જવાની માપ, રાજા આવ્યો આપોઆપ. ૬૪
ન ખોદી ખોદાય ન પાડી પડે, અધિપતને મન અચરજ અડે;
અનેક પેરે કીધા બહુ ભેદ, તોયે પાર ન પામ્યા ખેદ. ૬૫
અડાડયા હાથી તે સાથ, બેલદાર વળગાડયા હાથ;
ટ કે ટાંકી નવ ટંકાય, ખુણો એક ઓછો નવ થાય. ૬૬
આવી દમની દંડ લઇ હાથ, બોલી રાય વિક્રમની સાથ;
બળીતાયું નહિ રાજા કામ, અભેદ ભીત છે એનું નામ. ૬૭
પંચદંડ ધરાવે જેહ, પાછી ભીત કરે જન તેહ;

**દોહરા.**

મુક તણો એક ગાંઠિયો, નથી ખાધો કો માય;
નથી મૂંછ મુખ કો તણે, જે ભીત પાછી હઠાય. ૬૮
વચન સાભળ્યું તે તણું, મનમા થયો ઉચાટ;
પાછો ફરિયો રાયજી, બીજી લીધી વાટ. ૬૯
ઘેર આવ્યો મહા દુઃખમાં, તવ કીધું ભોજંન;
પ્રાતઃકાળ સભા કરી, બેઠો ત્યાં રાજંન. ૭૦
ઠામ ઠામ વાતો કરે, ટોળે ટોળાં લોક;
શત્રુને સુખ ઊપન્યું, રાયજીને મન શોક. ૭૧
રાયે તેડું મોકલ્યું, માનથી દમની ઘેર;
મહેણું દીધું પંચદંડનું, પ્રીતે કહો તે પેર. ૭૨
પંચદંડ એ નામ શું, તે છે કોને ઠાર;
કેવું છે કારજ વડું, હું જાઊં તેણે ઠાર. ૭૩
તે મુજશું બોલો તમો, સાચા જે શુભ વાણ;
તેમા ખેદ ધરું અમો, તો ઇશ્વરની આણ. ૭૪

**ચોપાઇ.**

દમની કહે સમ ન વદો તમો, હવડાં નવ કહિયે તે અમો;
વગર સમજે કહું જો વાણ, પૃથ્વીપત ખોશો કંઈ પ્રાણ. ૭૫

કન્યા અમારે ઘેર અનૂપ, પ્રથમ તેહને જિતો ભૂપ;
રમત સૌ કરો એકઠી, સેત્રંજ ગંજીફો સોરઠી. ૭૬
રમો તમો જે ઉપર હોડ, મારી પુત્રી કેરી જોડ;
એ જિત્યાનો જશ કહાવશો, પંચદંડ જિતી લાવશો. ૭૭
નહિ જિતો પુત્રીની પાસ, દંડ જિત્યાની મૂકો આશ.

## દોહરા.

તેને જો તમે જિતશો, તો મુજને વિશ્વાસ;
નહિંતો કામ સરે નહી, મૂકો દંડની આશ. ૭૮
એવું કહી પાછી વળી, મંદિર તે તત્કાળ;
કુંવરી તેડું મોકલ્યું, મોકલિ છે સુખપાલ. ૭૯
શણગાર અંગ સોળે સજ્યા, મોતી પહોવ્યાં વાળ;
પીતાંબર પટ પહેરિયા, ભલું તિલક છે ભાલ. ૮૦
હામ કામ મૃગલોચની, સિંહલંકી સુજાણ;
વનિતા સોલજ વરસની, ભ્રુગુટી કામનું બાણ. ૮૧
દેવદમનીની દીકરી, નિર્મળદમની નામ;
શશિવદની મૃગલોચની, રુપતણું કંઈ ધામ. ૮૨
શીખ લેઈ માતાતણી, ચાલી ચતુરસુજાણ;
અહંકાર અતિ મન ધર્યો, રાજા તરણા સમાન. ૮૩
સુખપાલેથી ઊતરી, રાયે દીધાં માન;
આદરભાવજ કરી ઘણો, મહેલ્યાં ફોફળપાન. ૮૪
શી શી રમત જાણો તમો, તે ઓચરીએ આજ;
તમો કહો તે સાંભળું, કરિયે રુડાં કાજ. ૮૫
દમની કહે તમને ગમે, રમત માંડો જે જોડ;
હું કહું તે પછે પરહિયે, હાર જિતની હોડ. ૮૬

## ચોપાઇ.

હરખ્યો રાજા મનમાં વાટ, માંડયો ત્રણ પાસાનો પાટ;
રાજા કહે જે તારે કોડ, તેની મુખથી બોલો હોડ. ૮૭

તું કહે તે મારે મન ખરું, કોટિ ઉપાય કર્યે નવ ફરું;

### દોહરા.

દમની કહે હારું અમો, મૂલખરીદી દાસ;
પરણું તમને પ્રીતથી, રહું તમારી પાસ. ૮૮
જો તમો હારો રાયજી, દેશ કરવું ત્યાજ;
સેવક કરિ રાખું અમો, ભોગવું ઉજ્જેણી રાજ. ૮૯
ચાર દિવસનો વાયદો, થોડે અદકી ધાત;
તેનો સૂરજ સાખિયો, ફરિ બોલે જે વાત. ૯૦

### ચોપાઇ.

રાજા આપ્યો કોલે કરી, રમત રાજસભામાં ધરી;
વાયુવાગે વાતજ થઈ, બધા નગરમા ચર્ચા થઇ. ૯૧
પ્રધાન પંડિત જોઇને રહ્યા, સુણી વાત સહુ અચરજ થયા:
રમત રમે બે પોહોરજ હોય, નવ હારે નવ જિતે કોય. ૯૨
રાજાને નવ સૂઝે ઘાટ, અંતરમાં ઉપજ્યો ઉચ્ચાટ;
તે દિવસ રમત એમ રહી, દમની ઘેર પોતાને ગઈ. ૯૩
દિવાસતે કીધું રાજંન, ભાવંતાં કીધાં ભોજંન;
બીજે દિવસ થયો જેટલે, રમત કરી જારી તેટલે. ૯૪
કોઇ કોઇથી નવ પામે હાર, ઢાળે પાસા વારંવાર;
બે પોહોર મધ્યાહ્નજ થયા, રાજમોહોલમાં રાજા ગયા. ૯૫
ગઈ જુવતી પોતાને ઘેર, કરે કામ મનવાંછિત પેર;
દુરાચાર બોલે સહુ લોક, રાજાને મન પ્રગટયો શોક. ૯૬
ત્રીજે દિવસ થયુ પ્રભાત, નગર વિષે ચાલી વિખ્યાત;
રાજસભામાં નારી ગઇ, રમત હતી તે જારી થઇ. ૯૭
અનેક ઉપાય રાજાજી કરે, તેણે અર્થ એકે નવ સરે;
ખરા મધ્યાહ્ન થયા જ્યાહરે, રમત ઢાંકિ મૂકી ત્યાહરે. ૯૮

### દોહરા.

નિર્મળદમની તવ કહે, રહ્યો કાલનો દીસ;
કાલે પહેલાં જિતશો, પાગ નમાવું શીશ. ૯૯
ચેતાવું હું ચતુર નર, સભા શુણતાં પરમાણ;
વળતી કહેશો કહ્યું નહિ, પાળું પરઠણ વાણ. ૧૦૦
કાલ પહેલાં જિતો નહીં, તો પાળું માંરું વ્રત;
સેવક સહુ દેખતાં કરું, રાજ તજાવું તરત. ૧૦૧
વિક્રમ કહે વનિતા સુણો, રહેશે હુંશ તમ પાસ;
તુજ સરખી લાખો કરી, મૂલવિનાની દાસ. ૧૦૨

### ચોપાઇ.

એવું કહી સ્વસ્થાનક ગઈ, રાજાને મન ચિંતા થઇ;
રખે રાંડ જિતીને જાય, તેનો કાંઇક કરું ઉપાય. ૧૦૩
નિશા ચર્ચા જોઉં બાધે ગામ, લોક વહેવાર બોલે તે ઠામ;
ગલીકુંચી ને હાટેહાટ, ચોરે ચકલે વાટેવાટ. ૧૦૪
માનવી ટોળે મળિયાં બહુ, કરે વાત મુખેથી સહુ;
જિતે કાલ ધાંચણની બાળ, લેશે રાજાજીનો માલ. ૧૦૫
કોઈ કહે એ માઠું થયું, રામરાજ વિક્રમનું ગયું;
કોઇ કહે એતો વિપરીત, નીચ સંગાથે શાની પ્રીત. ૧૦૬
કોઇ કહે રાજા ઘેલો થયો, મમતે બોલ કામિનીને કહ્યો;
કોઈ કહે થાશે બીજી વાત, એને માથે હરસત માત. ૧૦૭
કોઈ કહે એ વાચા ચૂકશે, કામિનીને કહાડી મૂકશે;
કોઈ કહે માંડો કરશે મરમ, કેમ મૂકશે રાજા ધરમ. ૧૦૮
કો કહે હાથ દર્પણ શું કરે, જે તે કાલ વહાણામાં ઠરે;
એવું સાંભળે વિક્રમવીર, સ્ત્રીઓ ભરે જ્યાં નિર્મળનીર. ૧૦૯
જુથ્થ મળ્યાંતાં જુવતીતણાં, વર્ણન થાય રાજાનાં ઘણાં;
એક કહે એ રુડું થયું, માન મોટમ રાજાનું ગયું. ૧૧૦

તે શર ઇંદ્રાંકપર, આવી પડયું જોતે જોતે,
છોડયો પત્ર તર્ત ત્યાંહી, દેવ દૈત્યમાં વળું !
અજબ ગજબ આ શો ! શિલીમુખ સાથ પત્ર,
નેહથી નમન કરે, પ્રત્યુત્તર માગતું;
કોનો પત્ર આવ્યો અત્ર ? આ શરસંધાણ કોનું ?
વિષય શો સમાયો છે ? મન અનુરાગતું ?
વાંચો દેવાચાર્ય વેગે, અવનવું આ તો અતિ,
જોયું નહિં જાણ્યું નહિં, અસ્ત્ર ઊભું જાગતું;
બૃહસ્પતિ ગુરૂએ ત્યાં, પ્રકટ પત્રિકા વાંચી,
અર્જુનનું નામ સુણી, વેણુબાણુ વાગતું.
વાયુ કહે વાંકી વાત ! ન પહાવો ઐરાવણ,
કાલ ઊઠી કોક માગે, વસુધા મધ્યે સુધા;
દેવનું દેવત્વ જાય, માનવનું માન રાખ્યે,
બલિષ્ટ કો બીજું માગે, નર ન માનો સુધા;
સવિતા કે' સાચી વાત, આ તે ગર્વ કેવો કે'વો,
લેખે નહિં રજ માત્ર, વ્યર્થ માને વિબુધા;
ઈંદ્રાસન માગે કોક, એથી અધિકું કો માગે !
વિના પૂછયે ભાખું અમો, ન માનો ભલે બુધા !
પાંડવા ખાંડવ દાહ, સમે જીતી ગયો જાણ,
ગર્વ કરતો સર્વશું, જાણતો ના દેવને;
માની માન મરોડતાં, ઓડતાં દેવેશપર,
વિચાર કર્યો ન કાંઇ, ધારી અહમેવને;
વજ્ર વડે વેધો કાય, દેવનું દેવત્ત્વ જાય !
કોથી અવહાસ થાય ! શાંત કરો એવને;
આપનો અંશાવતાર, ભારે ધરે તેમાં ભાર,
વારૂ કરીને વિચાર, સત્ય સાધો સેવને.

ત્રિદશો તમામ એમ, વારા ફરતી ઉચ્ચારે,
શાંતિ નવ કોઈ ધારે, યુદ્ધ કરવા ઊઠે;
વિજયથી ધનંજય, વંકી ગયો વારૂ નહિ,
ગર્વ એનો ધારૂં નહિ, વાસવ ભલે રૂઠે;
તોડી નાખો અસ્ત્ર આવ્યું, જોઉં પછે કરે એ શું,
ઉમેરાઉમેર ચાલી, એમ ત્યાં મૂકે મૂઠે;
પાર્થ પરાક્રમ તણી, ખાંડવમાં હાનિ તણી,
વાત ના વિચારે કોઈ, સ્વયં ફૂટણા ફૂટે.

---

## શામળ.

### ( ૧ )

કેસર ક્યારા માંહિ, બરાસ કસ્તુરિ એહેકે;
પાછળ કનકનિ પાળ, લક્ષધા મોતી લેહેકે;
ગંગા ગોમતિ નીર, ઝવેર જડીત્રજ ઝારી;
સોળ ધરી શણગાર, સિંચે નરપતિની નારી.
એવી રીતે કદિ ઉગિયો, લસણ છોડ ગંગાતટે;
બદબોઈ ઊઠે પણ બહુ ઘણી, શામળ, સ્વભાવ નવ મટે.

### ( ૨ )

ઇંદ્રવારણાં હોય, કોય ખાંતે નવ ખાએ;
આવળ કેરાં ફૂલ, તેથી શિવ નવ પૂજાએ;
ઝાકળ કેરાં નીર, તૃષા તેથી નવ ભાગે;
બગલા ઉજ્વળ હોય, હંસને કામ ન લાગે;
દેખાય કરા મોતી સમા, આભ્રણ નવ ઓપે અશાં;
કવિ શામળ કહે સાંખી જુઓ, ગુણવિણ રૂપ કહો કશાં.

---

# કાળિદાસ.

પ્રથમ કરજોડી પ્રણામ કરૂં, મહા સરસ્વતીનું મન ધ્યાન ધરૂં;
દુહિતા ચતુરાનન દેવતણી, કવિતા ન શકે ગુણ કોય ગણી. ૧
જિને દેવ ગણેશ દિનેશ ભજે, શિવ શેષ વિશેષ સુરેશ યજે;
રતિ કોટિ અંતથી રૂપ ઘણું, નવ જાય ચવ્યું ચતુરાઈપણું. ૨
મુખ લાવણ્ય લોક લખી ન શકે, સમતા કવિતા કહે બુદ્ધિ થકે;
અપરાજિત રાજિત રૂપ પરા, નહિં બાળ વપુ ને જુવાન જરા. ૩
મણિ–ઝાલ ઝબુકતી ગાલ ગોરે, સચ્ચિદાનંદ બ્રહ્મનું ચિત્ત ચોરે;
યુત કુંડળ મંડિત રત્નકળા, જેમ હિંડોલે હિંચકતી ચપળા. ૪
શીશ હેમ કિરીટ જડિત મણિ, શતશૃંગ સમાન ભુજંગફણિ;
અલકાવલિ નીલ કુટિલ લટી, નકલંક મયંક લલાટ પટી. ૫
રસ કસ્તૂરી કેસર કુંકુમનું, કર્યું તિલક શોભે જ્યમ ઇંદ્રધનુ;
ત્રિકુટી જટીલી જટી જ્યોત તગે, ભૃગુજ્યોતિ જેવી ભ્રૂકુટી શું ઝગે. ૬
દલ–રાજીવનેત્ર કૃપાકરણી, દગ સુંદરતા–હરણી હરણી;
નક–વેસર હાટક હીરા તણી, જેમ ચંચ ભરી ફળ કીર તણી. ૭
દશનાવલિ દાડિમ બીજ જવી, અધરારૂણ બિંબક બિંબ–છબી;
એક બિંદુ અનુપમ ચિબુક વિષે, જ્યમ અંબુજમાં અલિ સૂતો સુખે. ૮

---

# ધીરો ભક્ત.

## ( રાગ કાફી ).

અંતે સંતને તેડાવેરે, હરિનું ભજન કરવા;
કરમાં માળા ઝાલીરે, મૂરખ જ્યારે સૂતો મરવા; ટેક.
નાનપણે ઘર ધંધામાં ધાયો, વૃદ્ધપણે હરિગુણ ગાય;
ઘર લાગ્યું ત્યારે કૂવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય;
જીતી બાજી હાર્યો રે, પથ્થરને નાવે બેઠો તરવા; અંતે૦ ૧

અંત સમે છાપાં તિલક બનાવે, ભૂલી ગયો જ્યારે ભાન;
એરણની ચોરી સોયનું દાન એમ, કેમ આવે વૈમાન;
ગુરુજ્ઞાન નાવ્યું રે, બુદ્ધિ તારી ગઇ ચરવા; અંતે૦ ૨
જુવતી નારીને જેવી પુત્રની આશા, એમ હરિ ભજે ફળ થાય;
વૃદ્ધ નારીને નહિં પુત્રની આશા, એનો એળે જનમ વહી જાય;
હરિને બેઠા ઠગવા રે, એંસી વર્ષે વર વરવા; અંતે૦ ૩
વીસ વર્ષે વિશ્વંભર મળે, ભક્તિ કરે ભય જાય;
હરિશું ધાયા તે બહુ કમાયા તેને, મળિયા નિરંજન રાય;
દાસ ધીરો કહે છે રે, મટયા ચોરાસી ફરવા; અંતે૦ ૪

---

## દયારામ.

### પદ–કાફી.

મનજી મુસાફરરે, ચાલો નિજ દેશ ભણી,
મુલક ઘણા જોયારે, મુસાફરી થઈ છે ઘણી—
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભુલતા ભાઇ,
ફરીને આ મારગ મળશે નહીં, એવી છે અવળાઇ,
સમજીને ચાલો સીધારે, ના જાશો ડાબા કે જમણી—મનજી૦
વચ્ચે ફાંશીઆ વાટ મારવાને, બેઠા છે બે ચાર,
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહીં ભાર,
મળ્યો છે એક ભેદીરે, કહેલી ગતિ સહુ તે તણી— મનજી૦
લાવા માલ વોહોરો શેઠના નામનો, થાય ના કહું અટકાવ,
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ,
એટલા સારૂં રે, ના થાવું વોહરતના ધણી— મનજી૦
જોજો જુગથકી જાવું છે, કરજો સંભાળીને કામ,
દાસ દયાને એમ ગમે છે, હવાં જઇએ પોતાને ગામ,
સૂઝે છે હાવાં એવું રે, અવધ થઈ છે આપણી— મનજી૦

(૨)

"પારસમણિને વાટકે, ભટજી માગે ભીખ."
ભટજી માગે ભીખ, નામ ચિંતામણિ હરિનું;
સકળ મનોરથ સે'જ, સિદ્ધ ઔષધ નથી કરીનું;
તે તજી કૂટે કઠિણ, યોગ, તપ, વ્રત, મખ, દીક્ષા;
ત્યાગી નવનીત તક્ર શુકલ લે, ઊંધી પરીક્ષા;
પરીક્ષા ન પોતા કને, શ્રુતિ ન પામ્યો શીખ;
પારસમણિને વાટકે, ભટજી માગે ભીખ.

---

## નરભેરામ.

### છપ્પા.

નથી નિપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં,
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી મળતો કાંઈ પ્રેમ, ગાંધી દોશીને હાટે
નથી મળતો કાંઈ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો પ્રેમ તપાસતાં, ગુજરી ગામો ગામની
કરે નરભો પ્રેમ પૂરો મળે કૃપા હોય શ્રીરામની. ૧

મળ્યો પ્રેમ વ્રજનાર, મગન થઇ મનમાં ફૂલી,
કહાન કહાન કહી ફરી, ભાન ગઇ દેહનું ભૂલી;
પ્રેમિ વિદૂરની નાર, નાહતાં નાગી ધાઈ,
એ લક્ષણ પ્રેમનું, જઈ ભેટી જદુસાઈ;
તે ગર્ભને કાઢી નાંખતી, છોડાં મુખે ધરાય છે,
કહે નરભો પ્રેમનું પારખું, છબિલો છોડાં ખાય છે. ૨

જ્યારે પ્રગટયો પ્રેમ, તુલસીના દળથી રાજી,
જ્યારે પ્રગટયો પ્રેમ, ખાધી ખીચડી ને ભાજી;

જેને પ્રગટ્યો પ્રેમ, પ્રેમને તે નર જાણે,
જેને પ્રગટ્યો પ્રેમ, તેહને વેદ વખાણે;
મનમાં જે પ્રેમ પ્રગટ થયો, એક રતીભર જેહને,
કહે નરભેરામ ગુરુથકી, નિત્ય બલિહારી તેહને. ૩

---

## દલપતરામ.

### સજ્જન વિષે.

#### દોહરા.

સજ્જન સૌના સ્નેહી પણ, દુષ્ટ તણે મન કાળ;
જગત ચક્ષુ છે સૂર્ય પણ, ધૂડ ગણે વિકરાળ.
સજ્જનને હરકત કરે, તે જન પામે ક્લેશ;
સ્પર્શ કરે તે પરજળે, અગ્નિને નહિ દ્વેષ.
મર્યાદા મૂકે નહિં, સજ્જન લડતાં કોય.
જેમ કુળવતી નારીનું, હસવું હોઠે હોય.
સજ્જનને જે સાંપડયાં, વિદ્યા વાણી વિત્ત;
વિવેકથી જે વાવરે, દુર્જન ઉલટી રીત.
શીખ શીખવતાં મુરખને, શીખે સમજુ તતકાળ;
તાડન કરતાં ટટ્ટુને, તેજણ તજે કુચાલ.
નિર્મળ જનને કયમ કરી, ગુપ્ત ભેદ કહેવાય;
કમાડ જેનાં કાચનાં, ગુપ્ત ચીજ ન રખાય.
નિર્મળ જળ ઢાંકે નહિ, પરયશનો આભાસ;
ફાનસમાં દીવો બળે, બાહેર પડે પ્રકાશ.
થોડે ઠેકાણે મળે, ઠરવા કેરું ઠામ;
બહુ પૃથ્વી જળ ક્ષારમય, દીસે દલપતરામ.

---

૬૧

## નર્મદાશંકર.

## સુરત.

### ( રોળાવૃત્ત. )

આતે શા તુંજ હાલ, 'સુરત સૂનાની મૂરત';
થયા પુરા બેહાલ, સુરત તુજ રડતી સૂરત !
રે હસી હસીને રડી, ચ્હડી ચ્હડિ પડી તું બાંકી;
દિપી કુંદનમાં જડી, પડીરે કથિરે ઝાંખી.
કંચનમણિનો દેવ, જેમ વેચાયો કડકે;
સુકુમારો તુજ દેહ, તેમ વ્હેંચાયો ભડકે.
ઉપર ઉપર એ બુરજ, શોભતા ઉડતા રંગે;
ઢળી પડયા નહિં તુરજ, ક્ષોભ પામે છે ઢંગે.
નેનતણા ચળકાટ, પડયાં ફૂલાં કહાં આજે !
ભર્યા ગાલના ઠાઠ, પડયા કૂવા કહાં લાજે !
દર્યા હોઠ જે લાલ, ધ્રુજે તે ફીકા કાળા;
દાંત તણાતા હાલ, સુઝે મરવાના ચાળા.
રુડું અણિયાળૂં નાક, બેડું ચાહાંથી ભાસે;
ગયૂં હાયરે નાક, નીચું મોઢૂં નીરાસે.
તેજસ્વી મુખ જેહ, સુરતનૂં સૂરજ જેવૂં;
ડરામણું ફિકું તેહ, સુરત તુજ ઘૂવડ તેવૂં.
ગોરૂં કારમૂં રૂપ, ખમાં પૂનેમે જેવૂં;
થયૂં વેઠતાં ધૂપ, અમાવાસ્યાયે તેવૂં.
તન પર સુરખી લાલ, ઉડી રહેતી ચ્હડતીમાં;
ધૂળ ઉડે છે હાલ, ભુંડી દુખદા પડતીમાં.

---

## ૬૨

# મણિલાલ નભુભાઈ.

## અમર આશા.

### ( ગઝલ ભૈરવી ).

કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે !
ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઈ છે ! કંઈ૦

જુદાઈ જીંદગીભરની કરી રોરો બધી કાઢી,
રહી ગઈ વસ્લની આશા, અગર ગરદન કપાઇ છે. કંઈ૦

ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમાં, ગમાવી એ કમાઈ છે. કંઈ૦

ઝખમ દુનીયાં ઝબાનોના, મુસીબત બોફના ખંજર;
કતલમાં એ કદમબોસી, ઉપર કયામત ખુદાઇ છે. કંઈ૦

શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમાં, મઝેદારી લુટાઇ છે. કંઈ૦

ફના કરવું ફના થાવું, ફનામા શાહ સમાઈ છે:
મરીને જીવવાનો મંત્ર, દીલબરની દુહાઇ છે. કંઈ૦

ઝહરનું નામ લે શોધી, તુરત પી લે ખુશાથી તું;
સનમના હાથની છેલી, હકીકતની રફાઇ છે. કંઈ૦

સદા દિલના તડપવામાં, સનમની રાહ રોશન છે,
તડપતે તૂટતાં અંદર, ખડી માશુક સાંઇ છે. કંઈ૦

ચમનમાં આવીને ઉભો, ગુલો પર આફરીં થઇ તું,
ગુલોના ખારથી બચના, બદન ગુલને નવાઈ છે. કંઈ૦

હજારો ઓલિયા મુરશિદ ગયા માશુકમાં ડૂલી;
ન ડૂલ્યા તે મુવા એવી કલામો સાંપ્ર ગાઈ છે. કંઈ૦

---

## બાલાશંકર ઉલ્લાસરામ.

### અમો મસ્તાન.

### ( ગઝલ ).

જીગરનો યાર જૂદો તો બધો સંસાર જૂદો છે,
બધા સંસારથી એ યાર બેદરકાર જૂદો છે.
ગણું ના રાવ રાયાને ગણું ના આખી દુનિયાંને,
પરંતુ જાન આ પર પ્યારીનો અખ્ત્યાર જૂદો છે.
હજારો બોધ મંદિરો મહીં નિત્યે ભલે થાજો,
અમો મસ્તાનના ઉસ્તાદનો દરબાર જૂદો છે.
બધા પરકાર તુફાને થઇ ચંચલ ચુકે નિશાન,
અમારા ચિત્તનો ચારૂ અચલ પરકાર જૂદો છે.
ઘડીભર બેશ બતલાવું, શિખાવું પ્રેમનો જાદુ,
અમો જાદુગરોનો યાર જે બાઝાર જૂદો છે.
શીખે જો પ્રેમ પૂરો તોજ અચળ અભેદ પામે તુ,
નથી જ્યાં પ્રેમ જ્યાં છે ભેદ, એ વ્યવહાર જૂદો છે.
ભલેને માહરા પંથે બધાંએ દુઃખને દેખે,
મને તો સુખ સાગર લ્હેરીનો કંઇ બ્હાર જૂદો છે.
થયો જે પ્રેમમાં પુરો થયો છે મુક્ત સરવેથી,
મહા મસ્તાન જ્ઞાનીના મગજમાં તાર જૂદો છે.

---

## મણિશંકર રત્નજી ભટ્ટ.

### સાગર અને શશી.

### ( રાગ-શંકરાભરણ ).

આજ મહારાજ! જલપર હૃદય જોઇને;
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે!
સ્નેહઘન કુસુમવન વિમલ પરિમલ ગહન—

નિજ ગગનમાંહિ ઉત્કર્ષ પામે !
પિતા ! કાલના સર્વ સન્તાપ શામે !
નવલ રસ ધવલ તવ નેત્ર સામે,
પિતા ! કાલના સર્વ સન્તાપ શામે !
જલધિ જલદલ ઉપર દામની દમકતી !
યામિની વ્યોમસર માંહિ સરતી !
કામિની કોકિલા કેલિ કૂજન કરે !
સાગરે ભાસતી ભવ્ય ભરતી !
પિતા સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !
સરલ તરણી સમી સરલ સરતી !
પિતા સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !

---

## બોટાદકર.

## ભાગીરથી.

### ( વસન્તતિલકા. )

દીઠું ભગીરથ તણા શ્રમનું સુહાતું,
હા ! આજ ભવ્ય પરિણામ મનોજ્ઞ મીઠું !
કર્તવ્યનિષ્ઠ ઉરના જયની સુગીતા,
દીઠી મહાર્ણવ સમી સુરવંદ્ય ગંગા. ૧

પૂરો પ્રયાસ મરણાન્ત કર્યો પિતાએ,
કીધો હતો સતત પૂજ્ય પિતામહે તે;
તોએ અભીષ્ટ ફળ ના નજરે નિહાળ્યું,
ને લક્ષ્યનું ન લવ નામ નિશાન ભાળ્યું. ૨

તોએ ભગીરથ મથ્યો ત્રિગુણા ઉમંગે,
ને દેહની ન દરકાર કરી લગારે;

લોભાવતી હૃદયથી ત્યજી રાજલક્ષ્મી,
દીધા વડા વિભવ ઐહિક સર્વ છોડી. ૩

કાં પામવો વિજય સ્વીકૃત કાર્ય માંહે,
કાં પામવું મરણ પૂર્વજના સુપન્થે;
એવો ઉરે અચલ નિશ્ચય હોય જેને,
સ્વર્લોક-વૈભવ ન દૂર જણાય તેને. ૪

દીઠી નગેન્દ્ર ઉર ભેદતી લક્ષ ધારે,
ને લોકમાં ઉતરતી પ્રબળા પ્રવાહે;
નાના તરંગ થકી નાચતી ભવ્ય ભાવે,
સ્વર્લોકસેવ્ય સરિતા અચિરાય એણે. ૫

દીઠી અને જગતના જનને બતાવી,
સંતૃપ્તિ પૂર્વજ તણા ઉર માંહિ આપી;
એ વીરના વિજયને જગતે વધાવ્યો,
ને દિવ્ય આર્યઇતિહાસ વિષે ગવાયો. ૬

એ સત્પ્રયાસ, ફળ, સાહસ એ સુભાગી,
એ ધૈર્ય, ખંત, દૃઢતા, ઉર એ યશસ્વી;
સંસારના હૃદયમાંહિ ઠસાવવાને,
ને એ સુપન્થ પર નિત્ય ચલાવવાને. ૭

તીર્થત્વ, પાવનકરત્વ, શુચિત્વ સ્હેજે,
એ કાર્યને વિબુધવર્ગ ન કેમ આપે ?
ને વિશ્વમાં અમર એ કૃતિ રાખવાને,
'ભાગીરથી' સદભિધાન ન કેમ આપે ? ૮

એ પ્રાચ્યનો ઉચિત આશય એક અંશે,
જે આર્યના ઉર વિષે પળ એક પેસે;
તે સર્વ પાપ થકી મુક્ત થઇ નિરાંતે,
ગીર્વાણના ગૃહ વિષે જઇ કાં ન બેસે ? ૯

સેવી અનેક શ્રમ, દૂર થકી ઉમંગે,
હા ! આવીએ તુજ પદે અયિ ! માત ગંગે !
ને શૂન્ય માનસ વડે વપુને ભીંજાવી,
પાછા ગૃહે વિચરીએ સુરને હસાવી. ૧૦
મીઠું મહત્ત્વ કદી અંતરમાં ન આવે,
એ વીરનું સ્મરણ ના પળ એક આવે;
કર્તવ્યનિષ્ઠ બનવા નહિં સ્વાન્ત જાગે,
ને અન્યના શ્રમ તણું ફળ આપ માગે. ૧૧
આરંભી કાર્ય પળમાં અટકી જનારા,
ને સ્વલ્પ વિઘ્ન નડતાં ત્યજી નાસનારા;
કર્તવ્યસંગ ફલદર્શન ઇચ્છનારા,
કાં કાર્યનું પ્રથમથી ફળ માગનારા. ૧૨
જે ભૂમિના અહહ ! આત્મજ હોય એવા,
ક્યાંથી સુભાગ્ય પ્રકટે ભવમાંહિ એના ?
એ ક્યાં થકી ત્રિદિવના પથને નિહાળે ?
ને ક્યાં થકી સુરતણાં સુખ સ્વલ્પ સેવે ? ૧૩



# કલાપી.

---

## ત્યાગ.

હું જાઉં છું ! હું જાઉં છું । ત્યાં આવશો કોઈ નહીં !
સો સો દિવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઇ નહીં !
ના આંસુથી, ના ઝુલ્મથી, ના વસ્લથી, ના બન્ધથી,
દિલ જે ઉઠ્યું રોકાય ના ! એ વાત છોડો કેદની !
સૌ ખુશ રહો જેમાં ખુશી ! હું જ્યાં ખુશી તે હું કરૂં !
"શું એ હતું ? શું આ થયું ?" એ પૂછશો કોઇ નહીં !
કૈં છે ખુશી ! કૈં છે નહીં ! દિલ જાણતું જે છે તે છે !
જ્યાં જ્યાં ઠરી દિલની ખુશી ત્યાં ત્યાં ખુશી દિલ છે નકી !
પેદા કર્યો'તો ઇશ ત્યાં ના કોઇને પૂછ્યું હતું !
એ ભૂસવા જો છે ખુશી તો પૂછવું એ કૈં નથી !
છે ઇશ્ક જોયો ખૂબ તો જોવું હવે જે ના દીઠું,
કિસ્મત બતાવે ખેલ તે આનન્દથી જોવા સહી !
આ ચશ્મ બુરજે છે ચઢ્યું આલમ બધી નિહાળવા,
તે ચશ્મ પર પાટો તમે વીંટી હવે શકશો નહીં.
મ્હારી કબર બાંધી અહીં ત્યાં કોઈને સુવાડજો !
હું જ્યાં દટાઉં ત્યાં ફુલોને વેરશો કો નહીં !
છે શું ફુલો, શું ઇશ્ક ને શુ સૌ તમે જાનારને ?
આ માછલું દરિયાતણું તે ઉર્મિઓ ગણતું નહીં !
મુજ ઉર્મિ એ તમ વારિધિ ! તમ વારિધિ મુજ ઉર્મિ છે !
જે હિકમતે આ છે બન્યું તે જાણશો કોઈ નહીં !
શું પુછવું ! શું બોલવું ! ખુશ છો અને રહેજો ખુશી !
વ્યર્થ આંસુ ખેરશો તો લૂછશે કોઇ નહીં !

---

# મલબારી.

## ઇતિહાસની આરસી.

(લાવણી).

(૧)

રાજા રાણા ! અક્કડ શેના ? વિસાત શી તમ રાજ્યતણી ?
કઇ સત્તાપર કૂદકા મારી ? લાખકોટિના ભલે ધણી.
લાખતો મૂડી રાખ બરાબર, ક્રોડ છોડશે સરવાળે,
સત્તા સૂકા ઘાસ બરાબર, બળી આસપાસે બાળે;
ચક્રવર્તિ મહારાજ ચાલિયા, કાળચક્રની ફેરીએ;
સગાં દીઠા મેં શાહઆલમનાં, ભીખ માગતાં શેરીએ.

(૨)

કયા જમશેદ, ફરેદુન, ખુશરો ? ક્યાં અરદેશર બાબેગાન ?
રૂસ્તમ જેવા શૂરવીર ક્યાં ? નહિ તુજને મુજને તે ભાન.
ખબર નહી યુનાની સિકંદર, કે રૂમી સીઝર કયાં ગૂમ ?
અવનિ કે આકાશ કહે નહિ, સારો ભવ મર મારે બૂમ.
હશે કહિંક તો હાથ જોડી ઊભા કિરતાર કચેરીએ,
સગા દીઠા મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ.

(૩)

દીઠાં અયોધ્યા, બેટ, દ્વારિકાં, નાથદ્વાર ને હરદ્વારી;
ઘરને આંગણે સુરત દેખતાં છાતી ધબકે છે મારી.
ગુર્જરગિરિ સૌરાષ્ટ્ર હાલ શા ? હાય ! કાળના કાળા કેર;
દખ્ખણ દુઃખમાં દેખી શત્રુની આંખ વિષે પણ આવે ફેર,
હજી જેવી શી બાકી નિશાની રહી રે વિનાશ કેરી એ ?
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ.

# નરસિંહરાવ દિવેટીયા.

## પ્રેમળજ્યોતિ.

(રાગ માંડ—દાદરા તાલ).

પ્રેમળ જ્યોતિ તારો દાખવી,
મુજ જીવનપન્થ ઉજાળ. (ધ્રુવ૦)

દૂર પડયો નિજ ધામથી હું ને ઘેરે ઘન અંધાર,
માર્ગ સુઝે નવ ઘોર રજનીમાં નિજ શિશુને સંભાળ:
મારો જીવનપન્થ ઉજાળ. ૧

ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ દૂર નજર છો ન જાય,
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય,
મારે એક ડગલું બસ થાય. ૨

આજ લગી રહ્યો ગર્વમાં હું ને માગી મદદ ન લગાર,
આપ બળે માર્ગ જોઇને ચાલવા હામ ધરી મૂઢ બાળ,
હવે માગું તુજ આધાર. ૩

ભભક ભર્યા તેજથી હું લોભાયો ને ભય છતાં ધર્યો ગર્વ,
વીત્યાં વર્ષોને લોપ સ્મરણથી સ્ખલન થયાં જે સર્વ;
મારે આજથકી નવું પર્વ. ૪

તારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ આજલગી પ્રેમભેર,
નિશ્ચે મને તે સ્થિર પગલેથી ચલવી પ્હોચાડશે ઘેર.
દાખવી પ્રેમળ જ્યોતિની સેર. ૫

કર્દમભૂમિ કળણ ભરેલી ને ગિરિવરકેરી કરાડ,
ધસમસતા જળકેરા પ્રવાહો સર્વ વટાવી કૃપાળ;
મને પહોંચાડશે નિજ દ્વાર. ૬

રજની જશે ને પ્રભાત ઉજળશે ને સ્મિત કરશે પ્રેમાળ,
દિવ્ય ગણોનાં વદન મનોહર મારે હૃદય વસ્યાં ચિરકાળ;
જે મેં ખોયાં હતાં ક્ષણવાર. ૭

# નાનાલાલ દલપતરામ કવિ.

---

### તાજમહેલ.

આ એજ શું મંડપ નિત્ય લગ્નનો ?
કે ભસ્મરાશિ પ્રિયુ પ્રેમભગ્નનો ?
આ તાજ શું એ મુમતાજનો ? સખે ?
કે સ્નેહના પંખીની વાસયષ્ટિ એ ? ૧
ધૂળની આંધી જામી, કે મેઘાડંબર સ્હોયલો ?
એવા આ અસ્થિરે વિશ્વે ઉગ્યો શું પ્રેમતારલો ? ૨
શું છે, કહો, વિશ્વના મ્હેલે ? પ્રેમનો ચન્દ્ર કે ચિતા ?
એજ આ યમુનાતીરે પ્રેમીના પ્રેમની ગીતા. ૩
પ્રેમની કવિતા કેરો ? કે એ જાહોજલાલીનો ?
સૌન્દર્યનો ? કલાનો ? કે તાજ આ મુગલાઇનો ? ૪
અંગાગમા માર્દવ છે કુમારીનો,
સોહાગ પાનેતરની પ્રભા તણો;
શૃંગારલીલા મુમતાજ શું હસે !
કેવાય તો નૂરજહાં, કહો, હશે ? ૫
પ્રેમની ભસ્મ ધારી, ને દિગન્તે માંડી આંખડી.
પ્રેમની જોગણ કો આ જૂવે વ્હાલાની વાટડી. ૬
ઉંચા મિનારા સમ ઉર્ધ્વ હસ્તથી,
ચંદ્રાનની ઘુમ્મટશીર્ષ ટેકતી;
ઢાળી છૂટા પાલવ વાડીચોક શા,
રસીલી કો નાચતી નિત્યરાસ આ. ૭
"વણમાણ્યા રસો વાધી પ્રેમરાશી બને, સખિ !'
એ મહા સત્યની જો ! આ પ્રતીતિ પ્રેમીએ લખી. ૮
કાળે પિછોડી ચકવાની જોડી શા,
બન્ને તટે બેલડ મ્હેલ માંડી, ત્યહાં;

અદ્વૈત એ દ્વૈતનું સ્થાપવું હતું,
અદ્વૈતનાથે નહિં દ્વૈત સાંખિયું. ૯
પૂર્ણિમાકેરી જ્યોત્સ્નામાં જ્યોત્સ્નાના પુંજ શી, સખે!
દંપતી પ્રેમની નિત્યે પૂર્ણિમા તપજ્જેજ તે. ૧૦

---

# ખબરદાર.

## સદાકાળ ગુજરાત.

(પદ).

જ્યા જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!
જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી, ત્યાં ત્યાં ગુર્જરીની મહોલાત (ધ્રુવ).
ઉત્તર દક્ષિણ પૂર્વ કે પશ્ચિમ, જ્યાં ગુર્જરના વાસ;
સૂર્ય તણાં કિરણો દોડે ત્યાં, સૂર્યતણોજ પ્રકાશ.
જેની ઉષા હસે હેલાતી, તેનાં તેજ પ્રફુલ્લ પ્રભાત,
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!
ગુર્જર વાણી ગુર્જર લહાણી, ગુર્જર શાણી રીત;
જંગલમાં પણ મંગલ કરતી, ગુર્જર ઉદ્યમ પ્રીત.
જેને ઉર ગુજરાત હુલાતી, તેની સુરવન તુલ્ય મીરાત;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!
કૃષ્ણ દયાનંદ દાદા કેરી પુણ્ય વિરલ રસ ભોમ;
ખંડ ખંડ જઈ ઝુઝે ગર્વે કોણ જાત ને કોમ.
ગુર્જર ભરતી ઉછળે છાતી ત્યાં રહે ગાજી ગુર્જર માત;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!
અણકીધાં કરવાનાં કોડે, અધુરાં પુરાં થાય;
સ્નેહ, શૌર્ય ને સત્ય તણા ઉર, વૈભવ રાસ રચાય.
જય જય જન્મ સફળ ગુજરાતી! જય જય ધન્ય અહલ ગુજરાત!
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!

---

૭૨

# શાન્તિલાલ ઓઝા.

---

## મુંઝવણ.

"આવો" કહું તો કહે " આતુરતા શી ?
દિલમાં ધીરજ નહિ સ્હેજે જણાયે."
"બેસો" કહું તો કહે "હુકમ નહિ ચાલે,"
ક્યમ એવું એમનું અપમાન થાયે !
"પધાર્યાં" કહું તો કહે "પારકા ગણો છો,
બહુ વિનયી દીઠાં કપટી ઘણાંયે."
કાંઇ ન કહું તો કહે "જડતાની મૂરતી છે,
હૈયે નથી ઉંડું હેત જરાયે."
"દાસી આપની" કહું ? પ્રેમરસ કેમ મળે ?
પ્રીતિ પોતાનાં સમોવડ ચાહે.
"નયન તારલીયા !"–એ ઓછું કૈં લાગતું,
ચંદ્ર થવા પોતે ચાહે સદાયે.
"વ્હાલા !" કહું તો કહે "નવું એમાં કાંઇ નથી,
હૈયાની હોંસે તો નવું કાંઇક હોયે."
"વન્દન કહું તો કહે વસમાને વન્દોછો.
વન્દિયે જે નહિં નયને નિરખિયે,"
"હૃદય ગગનમાં વિરાજો" કહું કેવું ?
ગગન ખાલી તેથી હૈયું લજવિયે ?
"હૈયાના હાર !" કહું તો કહે "લટકંતા,
ક્યાં સુધી રાખશો સોયે વીંધાઇયે."
બોલંતાં બાંધે ને લગની વધી જતી.
જીવન આખું નોછાવર કરીએ.

---

# કાવ્યના અર્થ, સમજૂતી વગેરે.

---

## પંચદંડ.

ટૂકો ૧-૧૪--દરેક ગ્રન્થકર્તા પોતાના ગ્રન્થના આરંભમાં વિઘ્નની નિવૃત્તિ માટે ઇષ્ટદેવતાની સ્તુતિ કરે છે, એ શિષ્ટાચારને અનુસરીને સામળકવિ પોતાની કવિતાના પ્રારંભમાં વાક્દેવના, તથા પોતાના ઇષ્ટિદેવતાની સ્તુતિનું મંગલાચરણ યોજે છે. **પાય**-(સં. પાદ) પગ. **કરુણાદષ્ટે**-દયાની નઝરથી. **આદ્ય**-પહેલી, સૃષ્ટિના આરંભકાળ પૂર્વેની. **આરાસુરપતિ**-આરાસુર પર્વતની જે અધિષ્ટાત્રી છે તે, અહિંઆં 'પતિ'નો અર્થ 'અધિપ' 'ઉપરિ' 'રક્ષક' એમ સમજવું. **નવેખંડ**-નવખંડનાં નામ દયારામ 'વસ્તુવૃંદ દીપિકામાં આપ્યાં છે-

ભરતખંડ હરિવરખખંડ કુરુ જાનિયે
ભદ્રખંડ ભદ્રાક્ષ, કિંપુરુષ માનિયે
ઇલાવર્ત અરુ કેતુમાલ, ખંડદેવહે,
ભરતખંડ તો શ્રેષ્ઠ, બને હરિ સેવહે

**સ્થાવરજંગમ**—અચલ અને ચલ પદાર્થો, જડ અને ચેતન સત્ત્વો. ૩-**કિરપા** (સં. કૃપા) દયા, મહેરબાની. **હવી** થવી, થાય, **હુવું**-(સં. ભૂ) થવું, થાય. **નચ**-નહિ ૪-**દશરથનંદન** રામ (બીજી વિભક્તિમાં છે). **નરકનિવારણનામ**-જેનું (રામનું) નામ નરકમાંથી માણસને બચાવે છે. **રાજેશ્વર**-રાજાઓના પણ રાજા. **રાજીવલોચન**-રાજીવ કહેતાં કમળ જેવાં જેનાં નયન છે એવા (બહુવ્રીહિ સમાસ). ૫. **હરખિયો**-આનંદ પામીઓ. સંસ્કૃત **હૃષ્** ધાતુ ઉપરથી **ષ્**નો 'ખ' થઇને આ શબ્દ ઉતરી આવ્યો છે, **મુહૂરત**-સારૂં કાર્ય કરવાને માટેનો અનુકૂળ સમય. **સિંહાસન**-દેવ, રાજા, તથા આચાર્યનું

અગર મોટા માણસને બેસવાનું સુંદર આસન. સુંદર અને કિમતી કારીગરી વાળી બેઠક. **વિધવિધ**–જૂદા જદા પ્રકારની ૬. **પુરાણિક**–પુરાણના જાણનાર. શુદ્ધ શબ્દ 'પૌરાણિક' જોઇએ. 'પુરાણિક' શબ્દ વ્યાકરણની દ્રષ્ટિએ અશુદ્ધ ગણાય. 'પુરાણ' શબ્દને 'ઇક' પ્રત્યય લગાડયો છે. નામને 'ઇક' પ્રત્યય લગાડવાથી વિશેષણ બને છે. ઇતિહાસ+ઇક=ઐતિહાસિક. ઇક પ્રત્યય લગાડતા પહેલાં શબ્દના આદિ સ્વરમાં વૃદ્ધિ થાય છે. **વેદિયા**–વેદને જાણનાર. **અવનવી**–જૂદી જૂદી પ્રકારની. **ઝળકયો**–(સં. જ્વલ્ ) પ્રકાશ્યો. **ભાણ** (સં. ભાનુ) સૂર્ય. ૭–**પૂતળી**–સં. પુત્તલિકા. **ન ધરશો પાય**–પગ મૂકશો નહિ. ૮–**અતુલ**–જેની તુલના થઇ ન શકે તેવું, જેના જેવું બીજું ન હોય તે. ૯–**અંબાર**–ઢગલો, રાશિ. ૧૧–**પાળક તેહ**–જે ગાયો તથા બ્રાહ્મણનું રક્ષણ કરે છે તથા જે પારકી સ્ત્રીનો પોતે ભાઇ હોય તે રીતે વર્તે છે તેજ એ આસન ઉપર બેસવાને અધિકારી છે. **સહોદર**–ભાઇ. એક ઉદરમાંથી જન્મેલો માટે. ૧૧–**અણમૂલ્ય**–અમૂલ્ય, ઘણુંજ કિમતી, જેનું મૂલ્ય થઈ શકે નહિ તેવું. **સમતુલ્ય**–સમ અને તુલ્ય એ બન્ને એકજ અર્થમાં છે છતાં કવિએ અહિંઆં તે બન્નેનો સાથે પ્રયોગ કર્યો છે. વ્યાકરણના નિયમથી તે અશુદ્ધ છે **કોણનેઘેર**–કોને ઘેર. ૧૪–**ઠામ**–સ્થળ, સિંહાસનપર. **(સાર)** શરૂઆતમાં કવિ સરસ્વતી, આદ્યશક્તિ અને રામને નમન કરે છે. પછી કહે છે કે એક વખતે ભોજ રાજા નિયમ પ્રમાણે સિંહાસન ઉપર પગ મૂકવા જેવો જાય છે, તેટલામાં તેની ઉપર હંસા નામની જે પૂતળી હતી તે મનુષ્ય વાચાથી તેને કહેવા લાગી 'હે રાજા, આ સિંહાસન ઉપર તને હજુ બેસવાનો અધિકાર નથી. જો તું વિક્રમ જેવો પરાક્રમી થાય તો બેસી શકે.' વળી જે ગાયો તથા બ્રાહ્મણનું પાલન કરે છે અને જે પરસ્ત્રીને પોતાની બ્હેન તરીકે ગણે છે તેજ આની ઉપર બેસી શકેઃ આ ઉપરથી ભોજરાજાએ તેને પ્રશ્ન કર્યો, 'હે પૂતળી, આ આસન જે વિક્રમ રાજાને પ્રાપ્ત થયું એમ તું કહે છે તે તેને

શી રીતે મળ્યું ? તે શી રીતે તેને જીતી લાવ્યો. વિક્રમ રાજાને પાંચ દંડ જડયા હતા એમ જે કહેવાય છે તે શી રીતે ? અને તે દંડથી કેવી રીતનું તેણે પરાક્રમ કર્યું. તે સઘળું મને વિસ્તારીને કહો.'

૧૫. **વાણુ**-વાણી. **ચતુરસુજાણુ**-હોશિઆર અને સારીરીતે જાણનાર સુજાણુ ક૦ સ૦ સં. **સુજ્ઞ, અન્યા**-અન્યાય. **તેને ત્યાજ**-અસત્ય અને અન્યાયનો તે ત્યાગ કરે છે. ૧૬-**ચકવે**-(સં. ચક્રે, સર્વોપરિપણે, એકહાકે. **પુરનાં**-નગરનાં. ૧૭-**પત્ર**-પતરૂં. **મસ્તક ધરે**-માથા ઉપર ધારણુ કરે. **ઉતપત**-ઉત્પત્તિ. ૧૮-**હેતે**-હેતથી, પ્રીતિથી **અનૂપ**-જેની ઉપમા થઈ શકે નહિ તેવું. ૧૯-**અષ્ટાદશ**-અઢાર. **કૃષ્ણુકથા**-કૃષ્ણુ ભગવાનની કથા. **કર્ણ**-કાને, પ્રશ્નોત્તરી-પ્રશ્નના ઉત્તર આપનાર. **વેદપાઠી**-વેદનો પાઠ કરનાર. ઉ૦સ૦ **અગનોતરી**-ખરો શબ્દ અગ્નિહોત્રી જોઇએ. અગ્નિહોત્ર યજ્ઞ કરનાર. ૨૦-**રણુવટ**-રણુની વાટ; **ક્ષત્રી-પડે**. ક્ષત્રિઓ રણુમાં લઢવાને માટે ઉત્સુક હતા. **વહારે**-મદદે. **હાટ**-દુકાન-(સં. હટ્ટિકા), **ધર્મ તણી ચલાવે વાટ**-ધર્મનું કામ કરે છે. ૨૧-**શીલવ્રત**-શીલ (ચારિત્ર્ય) જેનું વ્રત છે એવા. **લોપે**-તરછોડે. **આણુ**-આજ્ઞા. **સાર**-હંસા પૂતળી કહેવા લાગી. હે રાજા વિક્રમ રાજાનું પરાક્રમ જે હું તને કહું છું તે સાંભળ. તે રાજા ઉજ્જયિનીમાં રાજ્ય કરતો હતો. એ ઘણો ધર્મિષ્ઠ રાજા હતો. તેના રાજ્યમાં પ્રજા સંપૂર્ણ સુખી અને ધર્મપરાયણુ હતી. તેના વખતમાં દરેક વર્ણ પોતપોતાનું કર્તવ્ય ધર્મ પ્રમાણે કરતી હતી. '

૨૨. **દદામે**-(સં. ડિણ્ડિમ) લઢાઇની સ્વારીમાં સૌની આગળનું જે નગારૂં તે; મોટો ડમકો. **ઠોર**-ઠેકાણું બીજો અર્થ 'તરતજ' એવો પણુ થાય છે. **ધમકારે**-અવાજથી. ગડગડે-અવાજ કરે. ૨૩-**હસ્તી**-હાથી **માતંગ**-હાથી. **મદ**-હાથીની ખાંધમાંથી જે રસ ઝરે છે તે. **નેજા**-વાવટા. બરછી તથા ભાલો પણુ તેના અર્થ થાય છે, પણુ અહિંઆં વાવટાના અર્થમાં છે. **અતિ**-ઘણાં. **ફરકતા**-ફરફર ઉડતા. **ઓપિત**-શોભતા, ૨૪-**ઐરાવત**-ઇંદ્રનો ઘોળો અને મોટો

હાથી, એનો બીજો અર્થ બીજે ઈંદ્રધનુષ્ય, અથવા મેઘધનુષ્ય થાય છે. **સહસ્રજ બાર**–બાર હજાર. ૨૫–**હય**–ઘોડા. **અરબી**–અરબસ્તાનના. **કચ્છી**–કચ્છ દેશના. **ખુરાસાની**–ખોરાસાનના. **કુંતલ**–કેશ, વાળ. **પૂર**–પૂરેપૂરા **રણધીર**–રણમાં ટક્કર ઝીલે તેવા. પાછા ન હઠે એવા. ૨૬–**ઉજ્જવલ**–ઉજળા, **અબલખ**–ચિત્રવિચિત્ર, કાબરચિત્રા. **ભૂખરા**–ઝાંખા રંગના. નીલ ઘેરો, આસમાની, કાળો રંગ. **જડિત**–જડેલા. **પલાણ**–ઘોડા ઉપર નાખવામાં આવતું બેઠકને માટેનું જીન. **અતળીબળ**–ઘણાજ બળવાળા (બહુવ્રીહિ સમાસ.) ૨૭–**અનમી**–કોઇને નમ્યું ન આપે એવા, અતિ શૂર- **અસવાર**–ઘોડા ઉપર બેસનાર. **વેડાંગ**–ઘોડો, અશ્વ. **વાંકડા**–વાંકા શરીરવાળા (સં. વક્ર, ગુજરાતીમાં અનુનાસિક ઉમેરાયો છે જેમ સં. **मर्कट** ગુજરાતી માંકડું) **ઝૂઝે** (સં. યુધ્) લઢે. **ઝુઝાર** યોદ્ધા, લઢવૈયો. ૨૮–**પાળા**–પગે ચાલી લઢનારો સિપાઈ, પદાતિ. **પાખરી**–લશ્કરમાં લેઇ જવાને બખ્તર વગેરેથી શણગારેલા હાથી તથા ઘોડા. **ચેહેચાટ**–ચોગરદમ અવાજ કરવો તે. **ચેટક**–હાસ્ય ઉત્પન્ન કરે તેવા નટના પ્રયોગો. **ભલાં**–ઘણાં, **ભણતા**–બોલતા **ભૂપતભાટ** –રાજાના ભાટ–ચારણો. ૨૯ **જશવંતો**–કીર્તિવાળાં. **પિંગળ**–કવિતાના છંદોનું શાસ્ત્ર, **ગણ**–છંદ શાસ્ત્રમાં લઘુગુરુના નિયમથી ત્રણ ત્રણ અક્ષરનું જે માપ હોય તે, જેમકે યગણ, રગણ વગેરે. એકંદરે આઠગણ છે. **મનગમતાં**–ઈચ્છાનુસાર સંચર્યો (સં. સંચર્) ગયો **કારણ**–માટે. **આપ** (સં. **आत्मन्** પ્રા. અપ્પા) પોતે. **શેષનાગ**–પૃથ્વીને પોતાના માથા ઉપર ધારણ કરે છે તે નાગ **સળકવા**–હાલવા, આમતેમ મરડાવા. **દુશ્મન**–દુશ્મનને (બીજી વિભક્તિ) ૩૦–**સામદ** સામંતો. **રાય**–રાજા, **દુંદુભિ** ભેરી, આનક. **અષાડો મેહ**–અષાઢ મહિનામાં જે મેઘ ગર્જના કરે મેહ. તે સં. **मेघ** 'ઘ'નો 'હ'કાર થઈ જાય છે ૩૨–**પરાંઠી** ("પરઠવું' દૂર જવું એ ઉપરથી હશે) દૂર ગર્જવું તે પૂરપાણીની ભરતી. **સંગ**–સાથે, ૩૩. **લંકાપતિ**–રાવણ, **અવનવો**–નવો, જૂદી રીતનો.

**ગાંડીવધર**–અર્જુન. ગાંડીવ એ અર્જુનના ધનુષ્યનું નામ હતું. ૩૪. **પરતાપ**–પ્રતાપ, પ્રભાવ. **ભલપણ**–ભલમનસાઈ. **ભાણ**–સૂર્ય. જાણે તે ભલમનસાઈમાં સૂર્ય હોય. ભલપણકેરો ભાણ કરતાં ભલપણકેરો ચંદ્ર એવી કલ્પનામાં વિશેષ ઔચિત્ય જણાય છે. કારણ કે ભલપણથી મનુષ્ય બીજાના હૃદયને પોતાના તરફ આકર્ષી શકે છે, પ્રસન્ન કરી શકે છે. જેમ ચંદ્ર પોતાનાં કિરણોથી આકર્ષે તેમ. પણ ભાનુ સાથે સરખાવતાં સૂર્યની માફક તે પોતાના ભલપણથી બીજાના ઉપર પોતાનો પ્રભાવ નાખતો એવો અર્થ કરવો પડે પણ તે યુક્ત લાગતો નથી. **નિસર્યો**–(સં. નિઃસર્) બહાર ગયો. ૩૫ **દિવસ–ચાર** ચાર ઘડી દિવસ ચઢયો તે અરસામાં. **અપરમપાર**–ઘણીજ, જેનો છેડો નથી તેવી. ૩૬. **ઓછવ**–ઉત્સવ, આનંદ, **અદકો**–(સં. અધિક) વધારે. **દાનપાત્રને**–દાન આપવા લાયકને. ૩૭. **નિર્ખતાં**–જોતાં (સં. નિરીક્ષ) **કરપી**–(સં. કૃપણ) કંજુસ. **કળાઇખાઈ**–કળ ખાઇ. **સૂત્ર**–કૃપણ, કંજુસ, દમડી પણ ખર્ચે નહિ તેવો. **છંડી**–છોડી. **તન**–(સં. તનુ) દેહ. ૩૮–**પોહોર**–(સં. પ્રહર). ત્રણ કલાકનો કાળ. **પેર**–તજવીજ ગોઠવણ; (ખબર અર્થ પણ બીજે થાય છે, જેમ 'કહો ઋષિ પૃથ્વીની પેર'), **કંચનમેહ**–સોનાનો વર્ષાદ. પ. ત. અર્થાત પુષ્કળ સોનાનું દાન આપતો. **અતિશયોકિત** અલંકાર. ૩૯. **જાણ**–ખબર. **કારણે**–માટે. **ધાય**–દોડે. ૪૦ **અધ્રવચ**–અધૂરાં, **મહેલ્યાં**–મૂક્યાં. **તરૂણી**–સ્ત્રી. **તન**–છોકરાં ૪૧. **વણિક્...ત્યાજ**. વાણીઆઓએ તોળવાનું રહેવા દઇને તેનાથી જે નફો મળવાનો હતો તે છોડી દીધો. ૪૨. **માળિએ**–માળીઆ ઉપર. **અટારિ**–ઉંચી મેડી, ઝરૂખો, ગોખ, છજુ. ૪૩. **ઉલટ**–ઉત્સાહ, આનંદ. **અપાર**–પુષ્કળ. ૪૪. લાગ–લાગ (તક) પ્રમાણે. **મેદની**–માણસોનો સમૂહ. **પગમેલણ**–પગ મૂકવા જેટલો માગ ( સં. માર્ગ ) રસ્તો. ૪૫. **નિશાન**–નોબત. **ઘોર**–ભય ઉત્પન્ન કરે તેવી. **વાજે**–વાગે ૪૬ **ગજ**–હાથી. **શીશ**–(સં. શીર્ષ) માથું. **સાથ**–સહિત. **દીશ**–દિશામાં ૪૭

**અધવચમાં** અડધે રસ્તે. **બાર**–(સં. દ્વાર) બારણું. **નિપજ્યું**–(સં. **निष्+पद्**) ઉત્પન્ન થયું. **સંક્ષેપ**–ટુંકમાં.

[ વિક્રમ રાજાની સ્વારીનું અહિંઆં વર્ણન કર્યું છે. એક વખતે વિક્રમ રાજા ગામ બહાર વાડીમાં ફરવાને નીકળ્યો. સાથે પુષ્કળ, હાથી, ઘોડા તથા સૈનિકોને લીધા. હાથી તથા ઘોડાઓની ઘણી જાતો હતી. સૈનિકોમાં કોઈ રથમાં બેઠેલા, કોઈ પાલખીમાં, કોઇ ઘોડા ઉપર તો કોઈ પગે ચાલતા હતા. સાથે ભાટચારણો રાજાના યશોગાન ગાતા, બ્રાહ્મણો વેદના મંત્રોના ઉચ્ચાર કરતા હતા. ચાર ઘડી દિવસ ચઢ્યો તે વખતે તે વાડીએ પહોંચ્યો. ત્યાં થોડો સમય આનંદમાં વ્યતીત કર્યો, નાયિકાઓનાં નૃત્યને જોયાં અને બ્રાહ્મણ વગેરેને સુવર્ણનું અઢળક દાન કર્યું. પછી પૂર તરફ પાછો ફરવા લાગ્યો. આ વખતે પાછાં વાજાંઓ વાગવા લાગ્યાં અને તેના અવાજ ચારે દિશામાં પ્રસર્યા. તે સાંભળીને બ્રાહ્મણો તથા વ્યાપારીઓ, પણ પોતાનું કામ છોડી દઇને રાજાની સવારી જોવાને બહાર આવ્યા; કોઈ મહેલમાં રહ્યા રહ્યા તો કોઇ માળીઆ ઉપર ચઢીને તો કોઈ અટારીએ ચઢીને રાજાના મુખનું દર્શન કરવા લાગ્યા. આ સમયે તેમનામાં ઉત્સાહનો પાર નહોતો. રસ્તા ઉપર પણ જોતજોતામા એટલી બધી લોકમેદની થઇ ગઇ કે પગ મૂકવા જેટલી પણ જગ્યા બાકી રહી નહિ. વાજાંના અવાજથી લોકના શબ્દ પણ કાને સંભળાતા નહોતા. આ રીતે રાજાની સવારી આવતી હતી. તે નગરમાં રસ્તામાં વચમાં એકાએક ઘાંચણના ઘર આગળ થોભી ગઇ.

૪૮. **ઠામ**–સ્થળ. **મહિપત** (મહીપતિ) રાજા. **દાસ**–દાસી. ૪૯ **છાર**–ધૂળ, રાખોડી કચરો. ૫૦ **હવડાં**–હમણાં. ૫૧ **રંડ**–રંડા. અધમ સ્ત્રી. ૫૩ **લોપે**–ઉલ્લંઘન કરે. ૫૪ **વિમાસણ** (સં. વિમર્ષણ) વિચાર. **દશોદિશ** દશે દિશામાં. ૫૫. **અદકી** (સં. અધિક) વધારે. **છેર**–ધૂળ **ભરાણી**–ભરાઇ, ઘેરાઇ ગઇ. ૫૬ **ગુમાર**–અક્કલહીન. ૫૭ **વારી**–અટકાવી, **જયમ...વધી**. જેમજેમ તેને અટકાવવામાં આવી

તેમ તેમ તે વધારેને વધારે ધૂળ ઉડાડવા લાગી. **વીશેક**-આશરે વીશ. **જોધ**-યોદ્ધાઓ. ૫૮ **કોણે**-કોઇકે. **જ્યાંહ**-જે જગ્યાએ. ૫૯ **લઠ્ઠ**-જાડો દંડો, લાકડી. **હાડ**-હાડકાં. ૬૦ **મહોકમ**-પુષ્કળ. ઘણી **પાણી**-જોર, પ્રભાવ. ૬૧ **શ્યામા** સ્ત્રી. ઠાર-સ્થાન **કરણ**-(કર્ણ) કાન. **રેખા**-(લીટીઓ). **તરણ**-ત્રણ ૬૨ **થંભી**-થોભી ગઇ. (સં. સ્તમ્ભ) ૬૩ રૂંધી-અટકાવી. ૬૪ **લોપ**-(સં. લુપ્) અલોપ, દેખાતી બંધ થવી. **વાટ** (સં. વર્ત્મન્) રસ્તો, માર્ગ. **આપોઆપ**-જાતે, પોતે ૬૫ **અચરજ**-આશ્ચર્ય. **અધિપત**-રાજા. **અડે**-થાય. **પેરે**-રીતે. **ભેદ**-યુક્તિઓ. **તોયે**-તોપણ. **પાર**-છેડો, અન્ત. ૬૬ **બેલદાર** કડીયાને મદદ કરનાર મજૂરો. **ટંકાય**-ટાંકણાથી ટંકાવું.

[ દેવદમની ઘાંચણના ઘર આગળ રાજાની સ્વારી થોભી ગઈ. તે વખતે તે ઘાંચણના ઘરમાં એક દાસી હતી. દેવદમની તેને પોતાની પાસે બોલાવી, અને તેને હૂકમ કર્યો કે માળીઆ ઉપરથી ધૂળ સાફ કર. પણ દાસીએ કહ્યું કે રાજા વિક્રમની સ્વારી આ બાજૂએ આવે છે. માટે હમણાં ધૂળ સાફ કરવી તે ઠીક નથી. પણ ઘાંચણે તેને રાજાથી નહિ બ્હીવાને કહ્યું. તથા ધમકી આપી એટલે તે દાસી ધૂળ સાફ કરવા લાગી. આથી તે ધૂળ રાજાના સૈન્યમાં આજૂબાજૂએ ઉડી. તેથી સૈન્યમાંથી કેટલાક યોદ્ધાઓ તેની પાસે આવ્યા અને તેને ખૂબ માર આપ્યો. આથી તે દમની પાસે આવી અને કહેવા લાગી કે 'તમારા કહેવાથી હું ધૂળ સાફ કરતી હતી, તેથી મને આ લોકોએ ખૂબ મારી, આ સાંભળીને દેવદમનીને ખૂબ ક્રોધ ચઢયો. તેથી તે ઘરની બહાર નીકળી અને રાજાનું સૈન્ય જ્યાં ઊભું હતું ત્યાં ગઇ અને ત્યાં તેણે હાથથી ત્રણ રેખાઓ રસ્તામાં દોરી અને તેમાંથી ત્રણ ભીતો ખડી થઇ. પછી ઘર તરફ પાછી વળી. આથી તમામ સૈન્યની ગતિ રૂંધાઇ ગઇ. રાજાએ તે ભીતો તોડવાને બહુ બહુ પ્રયાસો કર્યા. ઘણા મજૂરોને કામે લગાડયા પણ તે ભીતો તૂટીજ નહિ. છેવટે રાજા નિરાશ થયો. પણ દમનીએ કહ્યું 'હે

રાજા! તું ગમે તેટલા ઉપાયો કરીશ તો પણ આ ભીંત તૂટશે નહિ. જો તું પંચદંડ મેળવી શકીશ તો તારાથી આ ભીંત તૂટશે. ]

**કો માય**—કોયની માતાએ. **સું'ઠ-હઠાય.** કોઈની માયે સૂંઠનો ગાંઠીઓ ખાધો નથી કે તે આ ભીંતને પાછી હઠાવી શકે. તેમ એવો કોઇ મૂછવાળો (શૂરવીર) નથી કે જે ભીંતને પાછી હઠાવી શકે. ૬૯ **ઉચાટ**-ચિંતા. ૭૩ **કારજ** (સં. કાર્ય) કામ. **વડુ** (સં. વૃદ્ધ) મોટું. [દમનીનાં વચન સાંભળીને રાજા ઘેર ગયો, પણ તેના મનમાં શાન્તિ વળી નહિ. તેને ભોજન કરવું પણ ગમ્યું નહિ. લોકમાં રાજા વિષે ઘણી વાતો થવા લાગી. છેવટે રાજાએ દમનીને પોતાની પાસે બોલાવવા તેડુ મોકલ્યું. તે આવી એટલે રાજાએ તેને પૂછયું 'હે દમની, પંચદંડ એ શું છે? અને કોને ત્યાં છે તેનું તું મને બરાબર કહે.)

૭૫. **સમ**-સોગન. **વદો**-બોલો, **હવડાં** હમણાં. ૭૬. **અનુપ**-જેની સરખામણી ન થઈ શકે તેવી. ઘણીજ સૌંદર્યવાળી.

રાજાનો પ્રશ્ન સાંભળીને દમનીએ ઉત્તર આપ્યો 'હે રાજા તમે જે પ્રશ્ન પૂછ્યો તેનો ઉત્તર હું હમણાં નહિ આપું. હમણાં તો હું એટલુંજ કહું છું કે તમારે પ્રથમ કોઈ પણ રમતમાં મારી પુત્રીને જીતવી. જો તમે એને જીતશો તો તમે પંચદંડ જીતી લાવશો અને જો તમે હારશો તો પછી તે મેળવવાની આશા તમારે છોડી દેવી')

૭૮ **કામ સરે**-કામ સિદ્ધ થાય. ૭૯ **મંદિર**-ઘર, મકાન. **તત્કાળ**-તે વખતે **સુખપાલ**-પાલખી. ૮૦ શણગાર (સં. શૃંગાર) ઘરેણાં. **સજયા**-ધારણ કર્યાં, પહેર્યાં. **પહેરાવ્યાં,** પરોવ્યાં. **વાળ**-વાળી **પટ**-વસ્ત્ર. **ભાલ**-કપાળ, ૮૧ **મૃગલોચની**-મૃગના લોચનની માફક જેનાં લોચન છે એવી (બહુવ્રીહિ સમાસ) **સિંહલંકી**-સિંહની માફક વાંકી કેડવાળી. બ.સ. ૮૧ ભ્રગુટી-(સં. ભ્રકુટિ) આંખનાં ભવાં. સંસ્કૃત 'ક'નો ગુજરાતીમાં 'ગ' થઈ જાય છે તેનું આ ઉદાહરણ છે. તેજ રીતે 'કાક'નું 'કાગડો' થાય છે. અને 'પ્રકટ'નું 'પ્રગટ' રૂપ બને છે. કામનું બાણ. તેની આંખનાં ભવાં જાણે કામનાં બાણ હતાં. તે

બાણની માફક જોનારના હૃદયને વીંધે એવાં મોહક હતાં. ૮૨ **શશિવદની**–ચંદ્રના જેવા મોઢાવાળી. ૮૩ **શીખ**–શીખામણ. **તરણું**–ઘાસ અર્થાત્ અતિ તુચ્છ. ૮૪ **ફોફળપાન**–સોપારી અને પાન, દ. સ. (ફોફળ સં. પૂગફળ ઉપરથી આવ્યો છે અને તેનો અર્થ સોપારી થાય છે.) ૮૫ **ઓચરીએ**–('ઉચ્ચાર' શબ્દમાંથી ક્રિયાપદનું રૂપ બન્યું છે) બોલીએ. ૮૬ પછે (સં. પશ્ચાત્) પાછળથી. **પરઠીએ**–હોડ બકીએ, **હોડ**–શરત.

[ રાજાએ પછી દેવદમનીની છોકરી, નિર્મળદમનીને તેડાવી અને તે સોળે શણગાર સજીને રાજાના મહેલમાં ગઇ. રાજાએ તેને રમત રમવાનું કહ્યું. તેણે હા પાડી, પણ એવી શરત કરી કે જો તે હારે તો તે રાજાની દાસી થઇને રહે અને જો તે જીતે તો રાજા તેનો દાસ બને. રાજાએ આ શરત સ્વીકારી. રમતની અવધ ચાર દિવસની રાખી હતી.]

૮૭ **કોડ**–ઇચ્છા, અભિલાષા, **કોટિ**–કરોડો. ૮૮ **મૂલખરીદી**–પૈસાથી વેચાણ લીધેલી દાસી, સરખાવો સંસ્કૃત 'શુલ્કદાસી' શબ્દ. ૯૦ **વાયદો**–મુદત. **સાખીઓ**–સાક્ષી, (સંસ્કૃત **ક્ષ** નો 'ખ' થઈ જાય છે તેનું આ એક ઉદાહરણ છે. તેજ પ્રમાણે સં. 'અક્ષિ' ઉપરથી ગુજરાતીમાં આંખ અને 'મક્ષિકા' ઉપરથી માખી છે ).

૯૦–૯૭ **કોલ**–વચન. **વાયુવેગે**–પવનના જેટલી ઝડપથી, ઘણીજ ઝડપથી. ૯૩ **ઉપન્યો** ઉત્પન્ન થયો. **ઉચ્ચાટ**–સંતાપ, ૯૪ **દિવાસતે**–દિવસ હોતાં. **ભાવંતાં**–પોતાને પસંદ પડતાં. **જારી**–શરૂ. ૯૫ **ઢાળે**–નાખે. **મધ્યાહ્ન**–( **મધ્ય+અહન** ) બપોરનો વખત, દિવસનો મધ્યમ વખત. એ૦ ત૦ સ૦ ૯૮ **અનેક-સરે**–રાજાએ ઘણા ઉપાયો અજમાવી જોયા પણ તેથી એકે ઉપાય ઉપયોગમાં ન આવ્યો. તેનાથી એનું કાર્ય સધાયું નહિં. **ઢાંકી**–બંધ કરી. ૯૯ **તવ**-ત્યારે, **દીસ**–દિવસ–ફક્ત કાલનો દિવસજ રમતનો બાકી રહ્યો છે. **પાગ** પગ.

**પરમાણુ**–નક્કી ધાર. **પાળું** રાખું. **પરઠણુ**–શરત. **વાણુ**–વાણી. ૧૦૨ **હુંશ**–હુંજ.

[ દમનીની છોકરીએ મૂકેલી શરત રાજાએ સ્વીકારી, પછી બન્નેએ રમત શરૂ કરી. પહેલે દિવસે એમાંથી કોઈની હારજીત થઈ નહિ. બીજે દિવસ પણ તેજ રીતે પસાર થયો. તેજ પ્રમાણે ત્રીજો દિવસ પણ વહી ગયો. ચોથા દિવસે રમતની શરૂઆત કરી તે પહેલાં તે છોકરીએ રાજાને પોતાની શરત વિષે ફરીથી ચેતાવ્યો. પણ રાજા તેની માફક રમતના પૂર ઉમંગમાં હતો તેમજ તેને જીતવાની આશાવાળો હતો. ]

૧૦૩–૧૨૪ ૧૦૩ **સ્વસ્થાનક**–પોતાને ઘેર. ૧૦૪ **નિશા**–રાત્ર. **આધે**–બધુ, આખું. **ગલીકુંચી**–એક પોળમાંથી બીજી પોળમાં જવાના સાંકડા રસ્તા. **હાટેહાટ**–દુકાને દુકાને, દરેક દુકાન. અવ્યયિભાવ સમાસ. **ચોરા**–ગામમા સૌને બેસવાની જગ્યા. ૧૦૫ **બાળ**–બાળા, છોકરી. **માલ**–મિલ્કત. ૧૦૬ **માઠું**–ખરાબ. **રામરાજ**–રામના જેવું સર્વને શાન્તિ અને સુખનું રાજ્ય. **વિપરીત**–ઉંધું, ખરાબ. ૧૦૭ **ઘેલો**–ગાંડો. **બોલ**–વચન. **કો કરે–માત** કેટલાકો એમ કહેવા લાગ્યા કે એને કંઇ પણ હરકત નડશે નહિ. કારણ કે તે હરસત માતાનો ભક્ત છે. આથી કંઇક જુદું પણ સારૂં પરિણામ આવશે. ૧૦૮ **વાચા**-વચન **કો-મુકશે.** કેટલાક એમ કહેવા લાગ્યા કે એના વચનનો ત્યાગ કરશે, બોલ્યું ફોક કરશે, અને તે સ્રીને કાઢી મૂકશે, **મરમ**–ભેદ. ૧૦૯ **ઠરે**–(સં. સ્થિર) સિદ્ધ થાય, પરિણામ આવે. **નિર્મળ**–ચોકખું. **નીર** જલ. ૧૧૦ **જુથ્થ**-(સં. યૂથ) ટોળું. **જુવતીતણાં**–યુવતીઓનાં. તણા એ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે. **વર્ણન**–વાત. લોક રાજાની બહુ વાતો કરવા લાગ્યા.

**મોટમ**–મોટાઇ. અહિંઆં 'મ' તદ્ધિત પ્રત્યય છે. ૧૧ **દહાડી**–દિવસે. **રૂઠે**–(સં. રુષ્ટ ભૂતકૃદન્ત ઉપરથી ધાતુ આવ્યો છે. તે જ પ્રમાણે **વૃષ્ટ** ઉપરથી વૂઠવું, **તૃષ્ટ** ઉપરથી તૂઠવું) ગુસ્સે થાય. ૧૧૨

**કોઇશું**-કોઇ સાથે. 'શું' એ ત્રીજી વિભક્તિનો પ્રત્યય જૂની ગુજરાતીમાં જોવામાં આવે છે. ૧૧૩ **ઘાંચણુનીચશું**-નીચ ઘાંચણુ સાથે **વાદ**-વાદવિવાદ. **નરપતનો**-રાજાને. **નાદ**-ગર્વ, અભિમાન. **ઉતરશે**-(સં. **उत्तरिष्यति**) ગળશે, હેઠો પડશે. ૧૧૪ **બહુમુખે**-ઘણાના મોઢે. **રૂડું**-સારૂં, પ્રિય. **લક્ષણવંતો**-વિક્રમરાજા. **લહે** (સં. **लभ्**) વિચારે. ૧૧૫ **જોય**-જુએ, **પાર**-છેડા, આખું ગામ જોઈ વળ્યો. ૧૧૭ **લહી**-જાણી. ૧૧૮ **પૂજનસામગ્રી**-પૂજા કરવાની સામગ્રી. **આય**-માતા, **પાળો**-પગે ચાલીને. **પંથ**-રસ્તો. **રાય**-રાજા. ૧૧૯ **ચાચર**-(સં. ચત્વર) મંડપની બહારનો ખુલ્લો ચોક, મંદિર આગળનું ચોકડું, ચકલું. **નગરજતણી**-શહેરનીજ. અહિંઆં 'તણી' એ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય નગરને લાગેલો છે, પણ કવિએ નામની સાથે પ્રત્યય જોડવાને બદલે, તે બેની વચ્ચે 'જ' ક્રિયાવિશેષણ અવ્યયનું પદ મૂકયું છે. આથી વ્યાકરણથી આ પ્રયોગ અશુદ્ધ છે. **માતાભણી**-હરસત માતાના મંદિર તરફ. **ધરણીપત**-(ધરણીપતિ) રાજા. **ધરણી** એટલે પૃથ્વી. ૧૨-**કુમકુમ**-સં. કુંકુમ-કંકુ **અક્ષત**-ચોખા. **મણા**-ન્યૂનતા, પૂરણ (સં. પૂર્ણ) પરી. ૧૨૧ **કોટે**-ગળા ઉપર. **ધારયું**-ધારણ કર્યું. મૂકયુ. **આવ્હાન**-બોલવાની વિધિ. **ચંડી** માતા. **મોટીમાત**-તે મહાન્ હરસત માતા, **મા મા હાથ**-હરસત માતાએ કહ્યું કે તારો પ્રાણ ત્યજીશ નહિ. એમ કહીને તેનો હાથ ઝાલ્યો, તેને પ્રાણ ત્યજતા અટકાવ્યો. ૧૨૩ **અંતર-લાજ**. મારા હૃદયમાં શરમે વાસ કર્યો છે: અપકીર્તિ થવાના નામથી હૃદયમાંજ દુઃખી થાઉં છું. અર્થાત્ નિર્મળદમની સાથે પોતે જે શરત કરી છે, તેમાં જો તે હારે તો કીર્તિ ખોવી પડે એ વિચારથી આબરૂ ગમાવવાના વિચારથી હૃદયમાં સંતાપ થાય છે. એમ તે કહે છે. **ડોકરી**-ડોશી. **સંગાથે**-સાથે. ૧૨૫ દિગ્વિજય-દિશાઓમાં વિજય (તત્પુરુષ) દિક્+વિજય) દિક્ એટલે દિશા.

[ નિર્મળદમનીએ ત્રીજા દિવસની રમતના અન્તે જે તેને ચેતવણી આપી, તેથી રાજાને બહુજ ચિન્તા થઈ. તેને મનમાં કંઇ

પણ કળ વળી નહિ. રાત્રિના વખતે તેણે નગરવાસીઓ એના વિષે શો વિચાર કરે છે તે જાણવાનો વિચાર કર્યો. અને પછી લોકચર્ચા સાંભળવા નિકળ્યો. લોક રાજા વિષેની જૂદી જૂદી વાતો કરતા હતા. આ બધી વાતો સાંભળીને રાજાને પોતાની અપકીર્તિનો ભય પેઠો. રમતમા હારીને કીર્તિ ગુમાવવી તેના કરતાં મૃત્યુ વધારે સારૂં છે એમ તેણે માન્યું. તેથી કટાર લઈને હરસત માતાના મંદિર આગળ ગયો, અને ત્યાં જઈને પોતાના ગળામાં કટાર ભોંકવા લાગ્યો, એટલામાં માતાએ જાતે પ્રકટ થઇને તેનો હાથ ઝાલ્યો.

૧૨૫ **ખ્યાત**–કીર્તિ. ૧૨૬ **પ્રપંચ**–છળ, યુક્તિ. **જીત્યાતણો**–ભૂતકાળના રૂપ સાથે છઠ્ઠીનો પ્રત્યય લગાડયો છે. વ્યાકરણથી અશુદ્ધ. 'જયતણો' એમ શુદ્ધ રૂપ જોઈએ. **આજ**–સં. **अद्य**, **તમ**–તમારી ૧૨૭ **પરવરો**–જાવ **તુજ**–તારા. ૧૨૮ **પહોચસે**–કોડ–તમારા મનની તમામ અભિલાષાઓ પૂરી થશે, **હુંશ**–હોશ, કોડ. **જુગજુગ**–યુગેયુગે (અવ્યયિભાવ સમાસ). **સહેલું**–સરળ સં. સુલભ 'ભ' નો 'હ' થઈને વર્ણવ્યત્યાસના નિયમ પ્રમાણે 'હ'કાર 'લ'ને સ્થાને અને 'લ'કારને સ્થાને 'હ'કાર જઈને આ શબ્દ થયો છે, વર્ણવ્યત્યાસના નિયમથી સં. બિડાલ ઉપરથી ગુ. બીલાડો. સં. તુણ્ડિ ઉપરથી ગુ. ડુંટી વગેરે થાય છે. ૧૩૦ **ગ્રહ** રવિ, ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ નવમાંથી એક **ત્રિદશ**–દેવતાઓ (**त्रि** ત્રીજી+**दशा** સ્થિતિ, જેની હમેશાં ત્રીજી અવસ્થા અર્થાત્ યૌવન હોય છે તે દેવો) **ત્રૂઠે.** (સં. **तुष्ट** ભૂ. કૃ), પ્રસન્ન થાય. **આપ**–(સં. **आत्मन्-अप्पा-आप**) પોતે ૧૩૧. **પવન પહેલાં**–પવન કરતાં વધારે ઝડપથી. ૧૩૨ **નૌતમ**–નવી. ૧૩૩ **જેશું**–જેની સાથે. **ઉર્વશી**–દેવતાઓની અપ્સરા તે પુરુરવા રાજાની સાથે પરણી હતી. પણ દેવોના શાપને લીધે તે લતાના રૂપમાં બદલાઈ ગઇ હતી, અને તેથી રાજાને તેનો વિયોગ થતાં ગાંડો થઇ ગયો હતો. પણ પછી સંગમન નામનો મણિ પ્રાપ્ત થતાં તેનો

મેળાપ પાછો થયો હતો. આ કથા કવિ કાલીદાસે 'વિક્રમોર્વશીય નામના નાટકમાં આલેખી છે. ૧૩૪ **કશું**-શું ? **એકાવલહાર**-(સં. **एक+आवलि+हार**) એકજ સેરનો પણ બહુજ મૂલ્યનો હાર.

[ હરસત માતાએ રાજાને કહ્યું-'હે રાજા ! તું શોક અને સંતાપથી તારા ચિત્તને ઉદ્વિગ્ન કર નહિ. દમની તે નીચ જાતની તું સમજીશ નહિ. તારા વેતાળની સાથે તું ઈંદ્રાસન આગળ જા અને ત્યાં દમનીને ઉર્વશીની સાથે નાચતાં જોઇશ. તે જોઇને તારો સંશય જતો રહેશે, રાજાએ આ વચન સાંભળીને પોતાના વીર વૈતાળને તેડાવ્યો અને પછી ઇંદ્રની સભામાં ગયો. ત્યાં હરસત માતાએ કહ્યા પ્રમાણેનું દશ્ય જોયું. દમની ત્યાં નાચતી હતી. અને પછી તેની ઉપર પ્રસન્ન થઇને ઇન્દ્રે તેને એકાવલિહાર આપ્યો. ]

**હરયો**-(સં. ધાતુ **हृ**) ચોર્યો. દષ્ટે-દષ્ટિથી. **મોટપ**માં 'પ' એ અર્વાચીન તદ્ધીત પ્રત્યય છે અને તે સં. **त्व** પ્રત્યયનું રૂપ છે. ૧૩૯ **ઝાલ**-એક જાતનું કાનમાં પહેરવાનું ઘરેણું. **ઝેર**-જાંજર. ૧૪૦ **સુર**-સુરજ. **ધેર**-ધારણ. ૧૪૧. **આચરયું**-કર્યું. **સુરનાયક**-(સુર-દેવ+નાયક) ઈંદ્ર ષ. ત. **પેર**-રીતે. બેઠો એ સંસ્કૃત **उपविष्ट**નું રૂપ છે. **उपविष्ट-उवइट्ठ-वइट्ठ-बइट्ठ** અને 'બેઠો' એ ક્રમ છે. ૧૪૧ **સભાય**-સભામાં જ **તેડું**-નિમંત્રણ, નોતરૂં.

[ ઈંદ્રે દમનીને પ્રથમ હાર આપ્યો પણ જેવો તેણે પોતાનો હાથ પાછો કર્યો તેવામાં વેતાળે દમની જાણે નહિ તેવી રીતે તે હરી લીધો. પછી ઇંદ્રે તેને પાન આપ્યાં. દમની તે પાછાં આપવા જતી હતી તેવામાં વૈતાળે તે પણ લઇ લીધાં. પછી કાનની ઝાલ અને તેના પગનું ઝેર વૈતાળે લીધું. પછી સૂર્યોદય થતાં રાજા વૈતાળ સાથે પોતાના મહેલ તરફ પાછો વળ્યો. દરરોજના નિયમ પ્રમાણે પુણ્ય દાન કર્યું અને સભા ભરી પછી દમનીને તેડું મોકલ્યું. )

**કયમ**-(સં. કિમ્) શા માટે ? **મુઇ**-(સં. **मृता** ભૂતકૃદન્તનું રૂપ. **मृत** ઉપરથી 'મૂઈ') **પાસ**-(સં. પાર્શ્વ) નજીક. **દાસ**-દાસી.

**નોહે**-નહોય. **નાઠાતણું**-નાઠું એ **नष्ट** ભૂ. કૃ. ઉપરથી થયેલું રૂપ છે, અને તેને અહિંઆં નામ તરીકે કવિએ પ્રયોજ્યું છે. **અર્થાત્** 'નાઠા' એ શબ્દને કવિએ નામ તરીકે ગણીને છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લગાડયો છે. **મોટાશું**-મોટા સાથે. **કોડ**-મનની અભિલાષા.

[ માણસે જઇને દમનીને કહ્યું 'તું કેમ હજુ સુધી ઘરમાં સૂઇ રહી છે. શા માટે રમત માટે વહેલી ઉઠતી નથી. મોટાની સાથે તેં શરત પાડી છે. પણ હવે તું તેમાથી નાસી છૂટે એમ નથી. માટે ચાલ તૈયાર થા.' ]

૧૪૪ **મુંછ** શબ્દ સં. **श्मश्रु** ઉપરથી વર્ણવ્યત્યાસના નિયમથી બન્યો છે. **વદ્યો**-બોલ્યો. ૧૪૭ **જારી**-શરૂ. **ઠામોઠામ**-ઠેકાણે ઠેકાણે. અવ્ય. સ. ૧૪૮ **પાણી**-બળ, તાકાત. ૧૪૯ સ્વપ્નાકેરી એમાં 'કેરી' એ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે. **સાક્ષાત્**-પ્રત્યક્ષ, નઝરેનઝર. નાચ સં. નૃત્ય (સં. '**त्य**' નો પ્રાકૃતમાં '**च्च**' થઇ જાય છે. આથી **नृत्य-नच्च** અને પછી નાચ શબ્દ બને છે. તેજ પ્રમાણે **सत्य** ઉપરથી સાચું.) ૧૫૦ **રીઝયો**-ખુશી થયો. ૧૫૧ **આળપંપાળ**-મિથ્યા, ફોગટ. ૧૫૨ **ચુકી**-ભૂલી ગઇ. **દાવ**-સોકટાંની રમતમાં પાસા નાખવાનો જે વારો આવે છે તે. ૧૫૩ **ચટકી**-તીવ્ર લાગણી. **અદકી** (સં. **અધિક**) વધારે. **ચિત્ત**-ચિત્તમાં ૧૫૫ **બેહબાકળી** (સં. **विरहव्याकुला**) અસ્વસ્થ ચિત્તની. **વિમાસણ**-(સં. **विमृशनम्**) પ્રસ્તાવો. ૧૫૬ **ચડી**-પ્રાપ્ત થઇ.

પછી દમની સુખપાલમા બેશીને રાજાના દરબારમાં આવી. રાજાએ તેને રમત શરૂ કરવાને કહ્યું. એટલે રમત રમવા બન્ને જણ બેઠા. પુરના તમામ માણસો જોવાને એકઠા થયા. રમત રમતાં રાજાએ તેની આગળ કહ્યું 'મને આજે એક સ્વપ્ન આવ્યું હતું તે હું કહું છું તે તું સાંભળ. આજે સ્વપ્નામા મેં ઇંદ્રાસનનો નાચ જોયો. ત્યાં તું નાચતી હતી; અને ઇંદ્રે પ્રસન્ન થઇને તને એક હાર આપ્યો. બોલ આ વાત ખરી કે ખોટી, દમનીએ ઉત્તર આપ્યો 'ખોટી'. એટલે

રાજાએ તેને પ્રત્યક્ષ હાર દેખાડયો, આથી તે ઝાંખી પડી ગઇ. આમ માનભંગ થતાં દાવ નાખવામાં તેણે ભૂલ ખાધી. અને પહેલા દાવમાં રાજા જીત્યો. બીજી વખતના દાવમાં રાજાએ ઇંદ્રે આપેલાં પાન દેખાડયાં, આથી તેનું ચિત્ત ફરીથી અસ્વસ્થ થઇ ગયું. અને બીજા દાવમાં હારી. ત્રીજી વખતે રાજાએ તેના કાનની ઝાલ પોતાને જડેલી જણાવી. તે જોઇને તેનું ચિત્ત પાછું અસ્વસ્થ થઈ ગયું, અને ત્રીજી વખત પણ હારી.]

૧૫૮ **એંધાણ**–નિશાની. **પરવશ**–પ્રાણ–પ્રાણ જવાની તૈયારીમાં આવી ગયો. મરણતોલ થઈ ગઈ. ૧૫૯ **ફેર**–ફરી. **ફાળ**–ચિન્તા. ૧૬૦ **મનથકી**–મનથી. 'થકી' પ્રત્યય એ જૂની ગુજરાતીમાં ત્રીજી વિભક્તિનો પ્રત્યય છે. ૧૬૧ **આગળ** (સં. **अग्रे**) મુખ સામે. **પાણીથી થઈ પાતળી**–તેની દેહ સંતાપથી એકદમ ઘણીજ સૂકાઇ ગઇ. **તે ઠાર**–તે વખતે. ૧૬૨ **ઢાળતાં**–નાખતાં. **સાથ** (સં. સાર્થ) ટોળું, સમૂહ. ૧૬૩ **વડહથ** (સં. વૃદ્ધ+હસ્ત) બળવાન, સમર્થ. **નીર**–પાણી, બળ, ટેક. **નીશાન**–નોબત. ૧૬૫ **ગાંધર્વવિવાહ**–પરણનાર વર અને વધૂ એકબીજાની સંમતિથી છૂપી રીતે લગ્ન કરે, માબાપોની સંમતિની પણ અપેક્ષા રાખ્યા સિવાય, તે ગાંધર્વ વિવાહ કહેવાય છે. મનુસ્મૃતિમાં આઠ પ્રકારના વિવાહ ગણાવ્યા છે તેમાં 'ગાંધર્વ વિવાહ' પણ એક છે. બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, ગાંધર્વ, રાક્ષસ, પૈશાચ, અને આસુર **સહી**–કબૂલ. **ક્ષણું**–ક્ષણ ૧૬૭ **સજ**–તૈયાર થઈ, સાવધાન થઇ. **કુંકણ**–કોકણ દેશ. ૧૬૯ **ઉમાદે**–ઉમાદેવી.

[ચોથા દાવ વખતે રાજાએ તેના ઝેર વિષે પૂછ્યું. તેણે કહ્યું કે તે ઘર આગળ ભૂલીને આવી છું. આથી રાજાએ પોતાની પાસેથી તે ઝેર તેને દેખાડયું. આ ઉપરથી તે છોભીલી પડી ગઇ. અને તે સ્થિતિમાં ચોથો દાવ નાખતાં ભૂલ કરી દીધી. આથી રાજા જીત્યો. રાજાની જીત થતાં બધાઓએ રાજાને વધાવી લીધાં. વાજાં અને નોબતો વાગવા લાગી. શરત પ્રમાણે દમનીએ રાજા સાથે ગાંધર્વ વિધિથી

વિવાહ કર્યો. પછી રાજાએ તેની સાસુને પંચદંડની હકિકત પૂછી. આ ઉપરથી તેણે રાજાને કોંકણદેશમાં સોપારાઘડ ગામમાં શિવશર્મા નામના બ્રાહ્મણને ત્યાં જઈને વાસો રહેવાનું તથા ત્યાં શું બને છે તે ચર્ચા જોવા તેમજ સાવચેત રહેવાને સૂચવ્યું.]

૧૭૧-૧૯૨. ૧૭૧ **વડા**–મોટા. ૧૭૨ **ધીર**–ધૈર્ય, ધીરજ. ૧૭૩ **આહ્લાદ**–આનંદ. **પ્રાસાદ**–મહેલ. ૧૭૪ **કુણ**–કયા. **ઠામ**–ઠેકાણે. ૧૭૫ **મણા** તોટો. **વામણા**–(સં. વામન) ઠીંગણા. **દામણા**–દયામણા. ૧૭૬ **પ્રીછે**–ઓળખે. **પોળ**–સં. **प्रतोलिका–पओलिआ**–પોળ. ૧૭૮ **લઘુલાઘવી** પોતાના દેહને નાનો બનાવી શકે તેવી વિદ્યા. હોય તેના કરતાં ઘણોજ ન્હાનો દેહને કરી શકે તે વિદ્યા. **રઢિયાળુ**–સુંદર. રૂડું. ૧૮૧ **માનુભાવ**–મહાનુભાવ મોટા મનવાળો. **મુખી**–મુખ્ય–વડો. ૧૮૨ **ઉદરતંન** જાણે પેટનો છોકરો હોય તેમ વિક્રમ તરફ ગોરાણી પ્રીતિ રાખતી હતી. ૧૮૪ **ધારણ**–ધેન ૧૮૫ **માઝમ**–(સં. મધ્યમ સં. ધ્ય નો પ્રાકૃતમાં **झ** થઈ જાય છે. તેજ પ્રમાણે **बुध्यते** ઉપરથી **बुज्झइ** બૂઝે) **અરાંપરાં**–આજુબાજુએ ૧૮૮ **ઉચળી**–ઉંચકઈ–ઉંચું ઉંચકાવા લાગ્યું. **હેઠો**–નીચે. ૧૮૯ **પ્રૌઢું**–વિશાળ મોટું. **મશાણ** (સં. **श्मशान** મડદાં બાળવાની જગ્યા. **રાણ**–વેરાન જંગલ. **સિદ્ધ**–સિદ્ધ પુરુષો. ૧૯૦ **જોગણી योगिनी. ભોગણી**–ભોગ કરનારી. **ચામુંડા**–જોગણીઓ ૧૯૨ **જુહાર**–પ્રણામ, **દીસ**–દિવસ.

[સાસુના વચન ઉપરથી વિક્રમરાજા કોંકણદેશમાં ગયો, અને ત્યાં સોપારાગડ ગામમાં શિવશર્માનું ઘર શોધી કાઢ્યું. તે પોતાના ઘરના બારણા આગળ આંબલીના ઝાડની છાયા નીચે કેટલાક વિદ્યાર્થીઓને ભણાવતો હતો. રાજાએ ત્યાં જવાને નાના વિદ્યાર્થીનું રૂપ ધારણ કર્યું. એ પછી શિવશર્માને પોતે વિદ્યાર્થી તરીકે દાખલ કરવાને વિનંતિ કરી. આ સમયે ગોરાણી ઘરમાંથી બહાર નીકળ્યાં, અને તે વિક્રમને જોઈને રાજી થઇ ગઇ, અને ખુશાથી તેને વિદ્યાર્થી તરીકે રાખ્યો. તેના ઉપર દિવસે દિવસે પોતાના છોકરા જેટલું હેત રાખતી

હતી. આ ગોરાણીને યોગિનીપદની આકાંક્ષા હતી, તેથી ચોસેઠ યોગિનીઓને સંતોષવા ઇચ્છતી હતી. પણ તેમણે ૬૪ બત્રિશલક્ષણા માણસોનો ભોગ આપવાને કહ્યું હતું. પણ વિક્રમના આવતા પહેલાં માત્ર વિદ્યાર્થીની સંખ્યા ૬૨ અને તેનો પતિ એમ કુલે મળીને '૬૩' જ સંખ્યા હતી પણ વિક્રમના આવવાથી તે સંખ્યા ૬૪ ની થઇ તેથી તે ઘણી ખુશી થઇ ગઈ. આથી એક દિવસે મધ્યરાત્રિના વખતે જ્યારે તે બધા ઉંઘતા હતા ત્યારે તે ઘરની બહાર નીકળા અને ઝાડ ઉપર ચઢી પણ વિક્રમ રાજા જાગતો હતો. તેને કુતૂહલ થઈ આવ્યું તેથી તે ઝાડની નીચે પોલાણમાં જઇને બધું નઝરે જેવા બેઠા. ઉમાદેવીએ પછી ઉડણ દડના ત્રણ પ્રહાર ઝાડની ડાળી ઉપર કર્યા, એટલે ઝાડ ઉડયું અને સ્મશાનભૂમિમાં ગયું. ત્યાં ૬૪ જોગણીઓ ઉભી હતી. તેમને જોઇને તેણે નમસ્કાર કર્યા.]

૧૯૪-૧૯૬. ૧૯૪ **કંથ**-પતિ. **ઉપન્યો**-ઉત્પન્ન થયો. **પેર**-યુક્તિ, રીત. **ભવાની**-ભવનું નારીજાતિ વાચકરૂપ. જેમ ઇન્દ્ર ઉપરથી ઇન્દ્રાણી.

[પછી ઉમાદેવિએ કહ્યું 'હે યોગિનીઓ! હવે મારે ત્યા ૬૪ બત્રિશલક્ષણા પુરુષો થયા છે તો તમે કહો તે દિવસે હું વ્રત કરૂં અને તમને ભોગ આપવાને લાવું.]

૧૯૭-૨૦૯. ૧૯૭ **નૈવેદ**-દેવ અગર દેવી વગેરેને આપવાનું ભોજન. ૧૯૮ **વડાં**-અડદની જાડી પૂરીઓ, **બાકળા**-બાફેલું કઠોળ. કરેણ-એક જાતનું સુગન્ધ રહિત પુષ્પ. ૧૯૯ **ભાલ**-કપાળ. **ભાણું**-ભોજન માટે પીરસેલી થાળી. ૨૦૦ **પ્રદક્ષિણા**-ચોગરદમ ફરવું તે. **ઓચરો**-ઓલો. **ઉદક**-જલ. **અંજલી**-હાથનો ખોબો, સંપૂટ ૨૦૪ **ઘાટઘડવા**-મારી નંખાવવા. **વેઠું**-સહન કરૂં. **ઉગારૂં**--બચાવું. ૨૦૫ **કરામત**--યુક્તિ. **સ્થાનક** જગ્યાએ. ૨૦૬ **દન**-દિન, દિવસ ૨૦૭ **ન્હાવણ**--સ્નાન ૨૦૮ **વિઘન**-વિઘ્ન--અડચણ ૨૦૯ **ઢિંગ**--ગપ્પુ.

[ઉમાદેવીના શબ્દો સાંભળીને જોગિણીઓ આનંદમાં આવી ગઇ. પછી તેમણે ચૌદશના દિવસે બધાએ ૬૪ જણાને લઇ જવાને ફરમાવ્યું, અને ન્હવડાવી તથા કપાળ ઉપર સિંધુરના ચાંલ્લા કરવાનું પણ સૂચવ્યું. અને એમ પણ કહ્યું કે ભાગ આપતી વખતે તેણે પાણી હાથના ખોબામાં લેવું અને પછી "હે માતા આ ભાગ સ્વીકારશો" એમ કહેવું. તે વખતે તે હુંકારો દેશે. તો આ વખતે તેણે તેમને માટેનું ભક્ષ તૈયાર રાખવું. જો તે તૈયાર નહિ હોય તો તેના પ્રાણ લેશે ઉમાદેવીએ 'સારૂં' એમ જણાવ્યું, પછી ઝાડ ઉપર ચઢીને દંડનો પ્રહાર કર્યો અને ઘર આગળ આવી. રાજા તો જે જોયું હતુ તેનાથી વિસ્મય પામ્યો. સવાર થતા બધા શિષ્યો સ્નાન કરીને ગુરુની આગળ ભણવાને બેઠા તે વખતે વિક્રમે બધી હકિકત જણાવી. પણ તે બાળકોએ એ હકિકત માની નહિ.]

૨૧૦--૨૧૯. ૨૧૧ **આજથકી**--'થકી' પ્રત્યય અહિંઆં પંચમી વિભક્તિનો છે અને તે 'આજ' ક્રિ. અ. ને લગાડયો છે. ૨૧૨ **કંઠ**--ગળામાં સપ્તમી વિભક્તિમાં છે. **આરોપશે,** સત્રભેદ, ભવિષ્યકાળ સં. आ+रुह. **ચોસઠ ખૂટયો કાળ**--આ ચોસઠ જનનું મૃત્યુ હવે નજીક આવ્યું છે. ૨૧૩ **સમેત**-સાથે. **કળે**--સમજે **ગત્ય**--ગતિ, માર્ગ. ૨૧૫ **નાશું**--નાશીશું, દોડી જઈશું. **કેડે**--પછવાડે. **મરત**-મૃત્યુ, મરણ. ૨૧૮ **કોઈનું ન બેઠું મન**--કોઈનું મન માન્યું નહિ. **વહિ**--પસાર ૨૦૯ **સ્વામ**--સ્વામી.

[પછી ગુરુએ વિક્રમની વાત સાંભળીને તે સાચી માની તેથી દરેકને બચાવવાનો ઉપાય શોધવા લાગ્યા. વિક્રમે તે ઉપાય દેખાડયો. તેમણે કહ્યું કે 'નૈવેદ્ય આપતી વખતે જ્યારે બધાઓને, દંડ નીચે મૂકીને ઉમાદે બેસાડશે ત્યારે પોતે તે દંડ લાગ જોઇને ઉપાડી લેશે અને પછી તે પ્રથમ દોડી જશે, એટલે બાકીના બીજાઓએ પણ દોડતા દોડતા તેની પછવાડે નાશવું. કોઇએ પણ પાછું વળીને જોવું નહિ. આમ કહ્યા પછી બધા શાન્ત રહ્યા ત્યાર પછી ત્રણ દિવસ પસાર

થઈ ગયા. એટલે તેરસનો દિવસ આવ્યો, અને ઉમાદેવીએ પોતાના પતિને પોતાની વ્રત નિમિત્તે નૈવેદની ઇચ્છા દર્શાવી.]

૨૨૦–૨૩૨ **અડદજતણી**–અડદનીજ. નામ અને પ્રત્યયની વચ્ચે શામળ અવ્યય ઘણી વખતે યોજે છે તેનું આ એક ઉદાહરણ છે. ૨૨૧ તન–છોકરા. **વાહાણામાં**–સ્હવારમા. ૨૨૧ **સાર**–સારી. ૨૨૨ **પેખવી**–જોવી. ૨૨૩ **ક્ષુધાર્થી**–ભૂખ્યા. ૨૨૪ **વચનજ જાય**–વચન ખોટું પડે. ૨૨૫ **ઘૃત**–ઘી. **પાકસામગ્રી**–રસોઇની સામગ્રી. ૨૨૬ **કરમાં** હાથમાં ૨૨૮ **હાક**–બૂમ. **પરચંડ**–ઘણીજ ઉંચી. ૨૩૦ **ભક્ષ કરી તે નાર**–તે સ્ત્રીને ખાઈ ગયાં. ૨૩૧ **ચોસઠ ખાધા ભવાનીએ**–ભવાની તે ચોસઠ માણસોને ખાઈ ગઇ. ૨૩૨ **વહાણું વાતે**–ત્યારે વહાણાનો વખત થયો ત્યારે.

[ ઉમાદેવીએ પછી નૈવેદની સામગ્રી તૈયાર કરી; અને તે બધાઓને ભોજન માટે કેમ બેસવું તે માટે સૂચનાઓ પણ આપી પછી તેઓએ સ્નાન કર્યું અને ભાણા ઉપર બેઠા. આ વખતે તેણે દંડ નીચે મૂકયો અને પાછી પ્રદક્ષિણા ફરવા લાગી. અને કહેવા લાગી 'હે ભવાની આ બત્રિશ લક્ષણાનો ભોગ લો. આ તકનો લાભ લેઇને વિક્રમ રાજાએ તે દંડ લેઇ લીધો અને પછી દોડયા. બીજા વિદ્યાર્થીઓ પણ સૂચના પ્રમાણે તેમની પછવાડે નાઠા. જોગિણીઓ તો ખાઉં ખાઉં કરતાં ત્યાં આવી, પણ બત્રિશ લક્ષણાઓ ત્યાં ન દીઠા એટલે ઉમાદેને પકડીને તેના શરીરના ૬૪ ટૂકડા કર્યા અને ખાઇ ગયાં. પેલાં છોકરાંઓ તથા ગુરુ તો લગભગ બાર જોજન દૂર નાસતા નાસતા ગયા.

૨૩૩–૨૫૫. ૨૩૩ **સીમાડે**–સરહદ આગળ. ૨૩૪ **ઠરીને**–નિરાંતે વિશ્રાન્તિથી. ૨૩૫ **વળ્યો**–પાછો ફર્યો. **ખજાના**–ઢગલા. **સૂનાં**–(સં. શૂન્ય) ખાલી. ૨૩૬ **પારખ**–નાણાં ધીરનાર. **સુખડીઆ**–સુખડી શેકનાર, કંદોઇ. ૨૩૭ **ખોળ કરી**–તપાસ કરી. **ઓટ**–ઓટલો ૨૩૯ **શય્યા**–પથારી. ૨૪૧ **મોલ**–મહેલ. **બિલ્લ**–બિલાડી. ૨૪૨ **સાન**–

નિશાની- ૨૪૫ **કારાગૃહમાંહ**-કેદખાનામાં. **ચારા અર્થ**-ચારા માટે. ૨૪૭ **ઘાત** સંહાર, ૨૫૦ **પેર**-નાશની યુક્તિ ૨૫૧ **સુજ**-સમજણ **ગુંજ**-ગુહ્ય વાત. ૨૫૩ **ધરણુ**-પૃથ્વી (સં. ધરણી) ૨૫૫ **ઝાપટયો**-માર્યો. (છોકરાંઓને નાસતા નાસતાં થાક લાગ્યો એટલે એક શહેરના સીમાડા આગળ આંબાનું ઝાડ હતું ત્યાં બેઠા. તેમને આ સમયે ભૂખ ઘણી લાગી હતી. તેથી વિક્રમે તેમને ત્યાં બેસવાનું કહ્યું અને પોતે શહેરમાં ગયો. આ શહેરમા તેને એક કૌતુક એ જણાયુ કે ઠેકાણે ઠેકાણે માલથી ભરેલી દૂકાનો હતી તથા ધનના ભંડારથી ભરેલાં મકાનો હતાં, પણ કોઈ મનુષ્ય તેને જણાયો નહિ; છેવટે ફરતાં ફરતાં એક મકાનના અટારી ઉપર ગયો તો ત્યાં એક બીલાડી તેણે જોઈ. તેને જોતાં બિલાડીએ નિશાની કરી, આથી પાસેની દાબડીમાંથી તેણે બિલાડીની આંખમા અંજન આંજ્યું; અંજન આંજતાની સાથે તે એક સુંદર નારીના રૂપમાં પલટાઈ ગઈ. પછી તેણે પોતાનો બધો ઇતિહાસ કહ્યો. તેણે જણાવ્યું કે તે ચંદ્રશેખર રાજાની પુત્રી છે. પણ એક દૈત્યે તેને ત્યાં પકડી આણી છે. એ દૈત્યના ત્રાસથી અહિની વસતી ભાગી ગઇ છે. કોઇ પણ માણસ અહીંઆં રહેતું નથી, એ દૈત્ય દિવસે બહાર ફરવાને જાય છે. તેથી દિવસે તેને બિલાડી તરીકે રાખે છે અને રાત્રે અંજન આંજીને સ્ત્રી બનાવે છે. તેની પાસે એક **અજીત** દંડ છે. એ દંડ જેની પાસે આવે તેજ એને જીતી શકે. રાજા એ વાત સાંભળીને દૈત્યના આવના સુધી ત્યાં થોભી ગયો. પછી જ્યારે તે આવ્યો ત્યારે તેનો દંડ લઇ લીધો અને તેને મારીને તે સ્ત્રીને છોડાવી.)

૨૫૭ **તાપ**-સંતાપ ૨૫૯ **ઓશીંગણુ**-ઉપકૃતા, આભારી, ઋણી. ૨૬૧ વિનંતિ (સં. વિજ્ઞપ્તિ-વિણ્ણત્તિ, વિનંતિ) આજીજી. કેટલાકો આ શબ્દને 'વિનતિ' ઉપરથી ઉતરી આવેલો લેછે પણ એ ખોટું છે. ૨૬૩ **ચતુરા**-સ્ત્રી. **તેણુ ઠાર**-તે સમયે ૨૬૫ **ત્રંબાવટી**-ખંભાતનું નામ ૨૬૭ **સંચર્યો**-ગયો ૨૬૮ **ગઢ**-કિલ્લો ૨૭૦

**અવાસ**-રહેઠાણ ૨૭૩ **મેહ** મેઘ ૨૭૬ **હિડમૂઢ**-આકુળ વ્યાકુળ ૨૭૭ **ઉકેલ્યો**-વાંચ્યો ૨૭૯ **પ્રીછજો**-જાણજો. **હોડ**-શરત. **ખોડ**-ભૂલ. ખામી.

[ દૈત્ય મરાયો જાણીને બધા લોક ત્યાં રહેવાને નગર તરફ આવ્યા અને વિક્રમની વાહવાહ બોલવા લાગ્યા. તે સ્ત્રીનાં માબાપ પણ ત્યાં આવ્યાં પછી નગર બહાર બેસાડેલા પોતાના ત્રેસઠ સાથીઓને વિક્રમે ભોજન કરાવ્યું. ચંદ્રશેખરની ઇચ્છાથી તેની કન્યાને પણ વિક્રમ પરણ્યા અને પછી કોંકણ દેશમાં આવ્યા. ત્યાંના રાજાની કન્યાને પોતે પરણ્યો. તેમજ ત્યાંના પુરોહિતની કન્યાને શિવશર્માને પરણાવી, અને પછી પોતાની રાજધાની તરફ પાછો વળ્યો.

પોતાથી રાજધાનીમાં પ્રવેશ કર્યા પછી ફરીથી દમનીને પાસે ગયા અને તેને બધી હકિકત કહી. તેણે રાજાને ફરીથી ત્રંબાવટી નગરી (ખંભાત નગર) જવાને સૂચવ્યું. આ નગરમાં ત્રંબક નામે રાજા રાજ્ય કરતો હતો. રાજા વૈતાળને લેઇને ત્યાં ગયો અને રાત પડી એટલે અદૃષ્ટ રીતે નગરમાં પ્રવેશ કર્યો. પછી ત્યાંનાં બઝારો, શેરીઓ, ગઢ તથા મહેલો જેયા. પછી ફરતાં ફરતાં એક મહેલ આગળ આવ્યો ત્યાં એક તેર વરસની છોકરીને તેની પાસે તેણે જેઈ. તે વખતે એક દૂત સાંઢ લઇને તેને તેડવાને આવ્યો હતો અને છોકરીએ 'હું આવું છું.' એમ તેને કહ્યું અને અંદર ગઈ. આ વખતે એક દામોદર નામનો પોપટ કાગળ લઇને ત્યાં આવ્યો અને તે સ્ત્રીને આપ્યો. તે કાગળ દમનીએ લખ્યો હતો. તેમાં તેણે વિક્રમ રાજા સાથે પરણવાનું લખ્યું હતું.

૨૬૮-૩૦૩ **તત્ર**-ત્યાં ૨૮૭ **કેજો નાય**-ના કહેજો ૨૮૯ **ગધ્રાય**-તિરસ્કાર દર્શાવવાને આ શબ્દનો પ્રયોગ છે. **સૈયર**-સહીયર-સખી બેનપણી. ૨૯૧ **ભંગડ**-ભાંગનો વ્યસની, કેફી ૨૯૩ **અભેદંડ**-નિર્ભયતા આપનારો દંડ ૨૯૬ **ચેતવ્યાવણ**-ખબર આપ્યા વગર, અજાણતાથી ૨૯૯ **ચેત**-ચિત્તમાં.

[ રત્નમંજરીએ દમનીને પત્રના જવાબમાં લખ્યું કે તે વિક્રમ રાજાને કદી પણ પરણનાર નથી. વિક્રમ જેવા ઘણાને તે દાસ રાખે એમ છે. પોપટ કાગળ લઇને પાછો ગયો. બહાર ઉભેલા દૂતને પછી તેણે ઘરમાં બોલાવ્યો અને તેની સાથે જવાની તૈયાર કરવા લાગી. પોતાની રત્નની પેટી તથા અભેદંડ સાંઢની પીઠ ઉપર મૂકાવી વિક્રમે આ સઘળી ચર્ચા જોઈ. તેણે જાણ્યું કે આ સ્ત્રી દંડ લઈને નાશી જશે. તેથી વૈતાળે તે દંડ સાંઢની પીઠ ઉપરથી ઉપાડી લીધો. આ પછી વિક્રમ અને દૂતની વચ્ચે બહાર તકરાર થઈ તેમાં દૂત મરાયો અને રાજાએ દૂતનું રૂપ ધારણ કર્યું. એટલામાં રત્નમંજરી બહાર આવી અને સાંઢ ઉપર સવાર થઇ. રાજાએ સાંઢણીને પૂર્વ દિશામાં હાંકી. રત્નમંજરીને પશ્ચિમ દિશામાં જવું હતું. તેથી તેને શંકા થઇ. વિક્રમને પૂછતા તેણે કહ્યું કે તે તો માળવાના ચોર છે અને તેનું નામ જુગારી છે અને તે તેને હરવાને આવ્યો છે. ]

૩૦૪–૩૨૧. ૩૦૪ **દૈવ**–નસીબ, **પહોંતી**–પહોચી, પાર પડી. **મનનો માન્યો** મનથી જે ગમે એવો હતો તે ૩૦૫ **મર્કટ**–માંકડું (સં. 'ટ' નો ગુ. મા 'ડ' થાય છે). **ઘેલી**–ગાંડી. **શિર**–માથું. ૩૦૭ **નમેરો**–મહેર વિનાનું. દયા વગરનું ૩૦૮ **ફુટયું મુજ કર્મ**–મારૂં નસીબ ઉંધુ વળ્યું. ૩૦૯ **પરભવ્યો**–પરાભવ કર્યો, સંતાપ્યો. ૩૧૧ **મેળો**–મેળાપ. ૩૧૫ **હજૂર**–પ્રત્યક્ષ, સાક્ષાત્, **નૂર**–તેજ ૩૧૬ **સરે**–સિદ્ધ થાય. **તવ**–ત્યારે (સં. **तावत्**) **ઓળખે**–( સં. **अवलक्ष्** ) જાણવું, પીછાનવું, **ચતુર સુજાણ**–ચતુર અને સુજાણ–કર્મધારય સમાસ ૩૧૮ **પદ્મ**–કમળનું ચિન્હ ૩૧૯ **કમળપત્રશાં**–કમળના પત્ર જેવાં, **અરુણવત્** અરુણ જેવા લાલ, **હેજ**–હેત, સ્નેહ ૩૨ **દિનકર**–સૂર્ય. અહિંઆં મણિમાં સૂર્યની સંભાવના કરી છે માટે ઉત્પ્રેક્ષા અલંકાર ૩૨૧ **વીશવસા**–જેમ 'સોળઆની' તેવોજ આ રૂઢ પ્રયોગ છે. તેનો અર્થ પૂરેપૂરા. કોઇપણ જાતની શંકા વગર તમે વિક્રમ રાજા છો એમ રત્નમંજરી કહે છે. **તેજપુંજ**–તેજનો ઢગલો—અંબાર, પુષ્કળ

તેજવાળા, ૩૫૩૫ના ભંડાર. **મહાકામ** (મહત+કામ) મોટી કામના–મનોરથોવાળા–મહત્ત્વાકાંક્ષી. ક. ધા.

[ રાજાની વાત સાંભળીને રત્નમંજરીને સંતાપ થયો. હવે તે વિક્રમને સંભારવા લાગી–અને પોતે તેને વરવા વિષે જે અવગણના દર્શાવી હતી તે માટે પસ્તાવો કરવા લાગી. પણ ધીરજ રાખીને તે જુગારી વેષવાળા રાજાને કહેવા લાગી “હે જુગારી! જો મને આ પ્રમાણે હરી જઇશ તો હું તને શાપ દઇશ! પણ વિક્રમે તેને શાન પાડી એટલે તેણે કહ્યું ‘મને વિક્રમ પાસે લેઈ જા, એમ કહીને વિક્રમ રાજાના તે વખાણ કરવા લાગી. ]

૩૨૨–૩૨૬ ૩૨૨ **શ્યામા**–સ્ત્રી ૩૨૩ **પૂંઠેથી** (સં. **पृष्ठ**). પછવાડેથી. આ શબ્દને સપ્તમી તથા તૃતીયા એમ બન્ને વિભક્તિઓના પ્રત્યયો લાગ્યા છે. **સાંચિયો**–સંચય કરી રાખ્યો. **તે**–બીજી વિભક્તિમાં છે. ૩૨૪ **પંથે**–રસ્તે **આણે**–(સં. આનયન) આવના, **દંન**–દિન, દિવસ. **૩૨૬ મટયા**–શાન્ત થયા.

( તેનું ચિત્ત ઠેકાણે આવ્યું એટલે વિક્રમે તેને શાબાશી આપી પછી પોતે શામાટે તેને એ રસ્તે આણી તે બધી હકિકત કહી અને વિશેષમા જણાવ્યું કે સ્હવાર થતાં તે એને વિક્રમ રાજાનો મેળાપ કરાવશે. માટે કાંઇ પણ સંતાપ કરવો નહિ. આથી તે શાન્ત થઇ. )

૩૨૭-૩૪૦ **વિમાસણ**–વિચાર. **ચંત**–ચિત્તમાં ૩૨૯ **દાઝ**–(સં. દાહ ) મનનો સંતાપ. **ભાંગું**–નિવારણ કરૂં, શમાવું. ૩૩૨ **પહોત્યા.** પૂરા થયા. **ગુંજ**–(સં. **गुह्य**) છૂપી વાત, ગોષ્ઠી. **જુગતે** (સં. યુક્તિ) યુક્તિથી, બુદ્ધિથી કુણ (સં. **कःपुनः–कउन**–કોણ–કુણ) કોણ, કયા ૩૩૫ બેટડી–નાની છોકરી. બેટીને ‘ડી’ લઘુતાવાચક પ્રત્યય લગાડયો છે. ૩૩૭ **માટ**–માટે. **પદ્મિની**–શૃંગાર શાસ્ત્રમાં શંખિની અને હસ્તિની, પદ્મિની, ચિત્રિણી, એવી ચાર પ્રકારની નાયિકા ગણાવી છે તેમાંની એક. ઘણી સુંદર સ્ત્રી.

૩૩૯ **વધાઈ**-વધામણી, **અમૂલક**-અમૂલ્ય, ઘણોજ કિમતી. ૩૪૦ **શીખ**-આજ્ઞા, હુકમ.

[ રત્નમજરીની પાસેથી કાગળ લેઈને નીકળેલો પોપટ રસ્તામાં ચાલતાં દમલપુર ગામમાં પોતાના બંધુ ગંગારામને મળવાને નીલી ગુણિકાને ઘેર ગયો અને ત્યાં પોતાને ભાઇને મળ્યો. તેને કુશળ સમાચાર પૂછી, વિનોદની વાતો કરી અને પછી પોતે શા માટે મુસાફરીએ નીકળ્યો હતો તે બધી હકિકત કહી. પછી વિક્રમ રાજા રત્નમંજરીને પણ પરણવાનો છે તે અને તેની પાસેના દંડ તથા પેટીનું વૃત્તાન્ત કહીને તેનાથી છૂટો પડયો. ]

૩૪૧ **વાસ**-ઠીક. **કથાય**-વાર્તા. **લહ્યું**-જાણ્યુ ૩૪૨ **લાગ**-તક. **રૂડીપેર**-સારી રીતે ૩૪૩ **ઘાટ**-યુક્તિ. **નિકટ**-નજીક ૩૪૪ **હેઠાં**-નીચે ૩૪૫ **રણમાંય**-અરણ્યમાં, જંગલમાં. ૩૪૬ ભગિની-બહેન. ૩૪૮ **વળગ્યાં**-ભેટયા. **કારજ**-કામ (સં. કાર્ય) **ભરથાર** (સં. **ભર્તા**) પતિ, ધણી. **પાખે**-સિવાય. **હવડાં**-હમણાં.

[ પોપટની વાત ગુણિકાએ સાંભળી હતી તેથી તેણે રત્નમંજરીની પેટી લઇ લેવાને પ્રપંચ કર્યો. પ્રાતઃકાળ થતાં જેવી રાજા અને રત્નમંજરીની સાંઢ દમલપુર શહેર આગળ આવી એટલે તે બન્ને જણ સાંઢ ઉપરથી નીચે ઉતર્યાં. રાજા ભોજન લેવાને માટે તેને ત્યા બેસાડીને ગામમાં ગયો. નીલીગુણિકાને આ વાતની ખબર પડતાં તે રત્નમંજરી પાસે ગઇ અને તેને ભાણેજ કહીને બોલાવી તથા ઓળખાણ કાઢયું. પછીથી આડું અવળું સમજાવીને તેને સરસામાન સહિત પોતાના મકાનમાં લેઇ ગઇ. રતનમંજરીને નીલીના ઘરમાં આવતાં તે એક ગુણિકા છે એ બાબતની ખબર પડી. તેથી તેણે એ સંબંધી એને પ્રશ્ન પૂછયા. ]

૩૫૧-૩૬૩ **ઉચરી**-બોલી. **સજો**-પહેરો, ધારણ કરો. **નવલા**-નવીન**રંગ**-મોઝશોખ, **નિતનિત**-દરરોજ. **હેજ**-હેત, પ્રીતિ. ૩૫૫ **નીચ**-હલકી. **ઝાળ**-ક્રોધરૂપી અગ્નિ શરીરમાં વ્યાપ્યો, ઘણો ક્રોધ

ચઢયો.૩૫૭ **સોદો**–માલની ખરીદી. **વાટમાં**–રસ્તામાં **તનમાં**–શરી રમાં(સં. તનુ) ૩૬૦ **મેદની**–માણસોનો સમૂહ. **માનવ**–મનુષ્ય ૩૬૨ કાષ્ટ–લાકડાં. **ભક્ષીને**–ખાઇને ૩૬૩ **શકટ**–ગાડું. **સરિતા**–નદી.

[ ગુણિકાએ તેને ઉત્તરમાં ત્યાં રહીને મોઝશોખ ભોગવવાનું કહ્યું. આથી રત્નમંજરી ઘણીજ ક્રોધાયમાન થઇ અને તેને મારવા અગર જાતે આપઘાત કરવાનો નિશ્ચય કર્યો. આ વખતે રાજા બજારમાંથી વસ્તુ ખરીદીને રત્નમંજરી પાસે શહેર બહાર ગયો. પણ ત્યાં તેને જોઇ નહિં તેથી તેને દીલગીરી થઇ, આથી શહેરમાં તેની તપાસ કરવા લાગ્યો. બધે ખૂબ તપાસ કરી. છેવટે રાત્રે એક જગ્યાએ એક સ્ત્રીની આજુબાજુએ લોકનું ટોળું ભેગું થઇ ગયું હતું અને તે ગામના રાજાને ખબર પડતાં તે સ્ત્રીને તું કોણ છે એ પ્રશ્ન પૂછતો હતો, ત્યાં એ જઇ ચઢયો. આ સ્ત્રી તે રત્નમંજરી હતી. તે રાતની વખતે ગુણિકાના ઘરની બહાર નીકળીને નાઠી હતી. રાજાના સવાલના જવાબમાં તેણે જણાવ્યું કે "મને મારા પતિનો વિયોગ થયો છે માટે તું બચાવ" એમ કહીને સતી થવાને નદી કિનારે ચાલી નીકળી. ] રાજા પણ ત્યાં પાછળ પાછળ ગયો.

**કષ્ટ**–દુઃખ. **પ્રકાશ**–પ્રકટ, ખૂલ્લું. **પૃથ્વીપતિ**–રાજા. **અવનિપતિ**–(અવની–પૃથ્વી) રાજા. ૩૬૭ **કરુણા**–દયા. ૩૬૮ અણાવી (સં. **आ+नी**) તેડી મંગાવી. **ગર્થ**–દ્રવ્ય. **સાર્યો**–સિદ્ધ કર્યો. **અર્થ**–મનોરથ, ઇચ્છા. **ખર**–ગધેડો ૩૬૯ **કટક**–સૈન્ય ૩૭૦ **રાઢ**–તકરાર. **માંહેમાંહે**–એકબીજા સાથે. **જોધ**–યોદ્ધાઓ. **વઢતાં**–લઢતાં **વિત્યા**–પસાર થયા. ૩૭૧ **વાંક**–અપરાધ. **નિવારણકાજ**–અટકાવવાને માટે ૩૭૨ **ઘોર**–ભયાનક.

[ રત્નમંજરી સતી થતી હતી તે વખતે તેણે વિક્રમને જોયો અને જોતાં વિક્રમને તેણે ઓળખ્યો અને તેની પાસે ગઇ. તે ગામના રાજાએ આ બન્નેની પ્રીતિ જોઇને તેમને બધી હકિકત પૂછી. વિક્રમે તે કહી. પછી તે બન્નેને ગામનો રાજા પોતાના મહેલમાં લઇ ગયો.

પછી નીલિગુણિકાને કેદ પકડી અને તેને ત્યાંથી સાંઢણી તથા રત્નની પેટી પણ પાછી મંગાવી. ગુણિકાને ગધેડા ઉપર બેસાડીને ગામમાં ફેરવી. આ સમયે ત્રંબાવટીના રાજાએ પોતાની છોકરીની શોધમાં પગલું કાઢવાને લશ્કર મોકલ્યું હતું, તે દમલપુરમાં આવ્યું. તેમની ખાત્રી થઇ હતી કે રત્નમંજરીનો ચોર દમલપુરમાં છે તેથી તે લોકે યુદ્ધનું કહેણ મોકલ્યું. દમલપુરના રાજાએ તેનું કારણ જાણવા માટ લોકને મોકલ્યા અને ખરૂં કારણ જાણ્યું.]

૩૭૪ **કાય**–(સં. કાયા) દેહ. **પાય** (સં. પાદ 'દ' નો 'ય' થઇ જાય છે) પગ. **ધન**–ધન્ય. ૩૭૮ જતન–યત્ન ૩૭૯ **મહોલાં પાસ**–મહેલ પાસે. **મસ્તકચ્ઢરૂં**–માથે ચઢાવું. **તરૂણદંડ**–એ દંડનું નામ છે.

[ માંડણ રાજાએ આથી ત્રંબક રાજાને જણાવ્યું કે રત્નમંજરીને લાવનાર તે વિક્રમ છે. આ સાંભળીને ત્રંબક રાજાનો ક્રોધ ઓછો થઈ ગયો, અને ઉલટો વિક્રમને પોતાના શહેરમાં ફરીથી તેની સાથે જવાને કહ્યું. માંડણરાયે પણ પોતાની કન્યા પરણવાને કહ્યું. આથી વિક્રમ તેને પણ પરણ્યો અને ત્રંબાવટીમાં રત્નમંજરીને પરણવાને ફરીથી તે નગરમાં ગયો. તેને પરણીને પોતાને મહેલ ગયો અને ચોથા દંડ વિષે દેવદમનીને પોતે પૂછ્યું. ]

૩૮૦–૩૮૧ **ભોળા**–છેતરાઇ જાય એવા.

[ તરૂણદંડ વિષે પૂછતાં દેવદમનીએ રાજાને પોતાના નગરમાં વીરભદ્ર નામના બ્રાહ્મણને પોતાની પાસે બોલાવીને તેને ધન આપવા તથા તેની બાળ પુત્રીની ચર્ચા જોવાનું કહ્યું. ]

**મોર**–મોહોર, સોનાનો સીક્કો. ૩૮૩ **પતિત**-ધર્મથી ભ્રષ્ટ ૩૮૪ **ભાઇ-અર્થ**–મારે કંઇ તમારાં રત્નો જોઇતાં નથી. તેની સાથે મારે કશું લેવા દેવા નથી. ૩૮૫ **રાજપ્રતિષ્ઠા**-રાજા તરફથી મળતી ભેટ **ખાટકી**-કસાઇ. ૩૮૬ **અઘ**-પાપ. **કોડી**–એક જાતનું હલકું ચલણ.

૩૮૭. **જવ**-જ્યારે, જેટલે (સં. **यावत्**) **સમૃદ્ધિ**-વૈભવ. ૩૮૮ **કશી**-સખ્ત રીતે. **ધશી**-દોડી. ૩૯૦ **ઘટિકા**-ઘડી. **વિસ્તરી**-(સં. **वि+स्तृ**) ફેલાઇ. ૩૯૧ **વિશેક**-વિશેષ. ૩૯૨ **ચોટે**-બજારમાં. **તનયા**-છોકરી. ૩૯૩ **અરાંપરાં**-આજૂબાજૂ. ૩૯૫ **અંબાર** ઢગલા. ૩૯૭ **ગાંસડી**-પોટલી. **અમતણી**-અમારી. ૪૦૧ **વહેળા**-ઝરણાં. **હાડ**-હાડકાં. ૪૦૨ **આહ્લાદ**-આનંદ. **વ્યંતર**-એક ભૂતની જાતના મલીન આત્માઓ. **જક્ષ**-યક્ષ. **કિન્નર**-એક જાતનાં સત્ત્વો જેનો મુખનો આકાર મનુષ્ય જેવો હોય છે, અને બાકીનો ઘોડાનો આકાર હોય છે. ૪૦૫ **કુમકુમવર્ણી**-કંકુના રંગની. ૪૦૬ **જાન**-પરણવા જનાર વરરાજાની સાથે જનારાં સગાં સંબંધીઓ. ૪૦૭ **લાગ**-સમય. ૪૧૦ **નિદાન.** (અ). જરૂર, ખચિત. ૪૧૧ **ગુહા**-ગુફા. **પ્રચંડ**-વિશાળ અને ભયાનક. **વળગી**-ઝાલી.

[ સ્હવારે વીરભટને રાજાએ પોતાની પાસે બોલાવ્યો અને તેનું સન્માન કરીને રત્નથાળ ભેટ કરી, પણ તેણે તે લેવાની ના પાડી એટલું નહિં પણ રાજાની નિન્દા કરીને ત્યાંથી ચાલ્યો ગયો. આથી રાજાએ એના ઘરની ચર્ચા જોવાનો નિશ્ચય કર્યો અને છૂપા વેષે એના ઘર આગળ ગયો, અહિંઆં બે ઘડી રાત્રિ જતાં તેની છોકરી બહાર નીકળી. તેની પાસે એક દંડ હતો. તે ચૌટામાં ગઈ. પછીથી પ્રધાનની પુત્રી, વણિકની પુત્રી, અને ક્ષત્રિયની પુત્રી એમ બીજી ત્રણ છોકરીઓ તેની ભેગી થઈ. આ ચારે જણાંઓએ પરણવાનો સરસામાન બજારમાંથી લીધો હતો, તે ઉંચકવાને એક મજૂરની શોધમાં હતાં. વિક્રમ રાજાએ આ તમામ ચર્ચા જોવાને માટકા મજૂરનો વેષ ધારણ કર્યો અને ખાવાનું આપવાની શરતે તે પોટલું માથે ઉચકવાને કબૂલ કર્યું. અને પછી ચારે જણાં નદી, નાળાં, પર્વત ઓળંગીને હરસતમાતાના દેવળ આગળ ગયાં અને માતાને વિનંતિ કરી કે "હે માતા, અમારી બ્હેનપણી જે કુંકુમવર્ણી તે પાતાળમાં પરણે છે. અને અમે બધાંઓ પણ તે જેની સાથે પરણે

તેમની સાથે પરણવાનો નિશ્ચય કર્યો છે. માટે અમને ત્યાં જવાને અમારો માર્ગ નિર્વિઘ્ન કરો. માતાએ તે પ્રમાણે વરદાન આપ્યું. એટલે તેઓ માટકા મજૂરના ખાસ આગ્રહથી તેને પણ પોતાની સાથે લઈને તે તરફ જવાને નીકળ્યાં. ત્યાં જવા માટે દંડનો પ્રહાર કરતાં અંદરથી એક ગુફા નીકળી તેની અંદર થઈને તેઓ પાતાળ તરફ ગયાં. ]

૪૧૨–૪૨૪. ૪૧૨ **નીર**–પાણી. **નહાવાકેરે કારણ**–ન્હાવાને માટે. **ઝાકમઝોળ**–આનંદ, મહાલવું તે. જુઓ, "છીંકું ખોળતાં લીધી ખોળ, હવે અખા કર ઝાકમઝોળ," **કલ્લોલ**-આનંદ. ૪૧૫ **સમર્યો**.-યાદ કર્યો. **પ્રીછે**–જાણે, ઓળખે. ૪૧૬ **ભાલ**–કપાળ, ૪૧૯ **ફટ**–ધિક્કારનો શબ્દ છે. **ઉપહાસ** મશ્કરી ૪૨૧ **તકે**–વખતે, ૪૨૨ આકુળવ્યાકુળ–બેબાકળી. ૪૨૩ **ઝાઝાં**–અધિક.

[ તે ચારે જણીઓ પાતાળ નગરની બ્હાર એક સરોવર પાસે આવ્યાં અને ત્યાં કિનારા ઉપર દંડ, લૂગડાં વગેરે બધુંએ માટકાને સોંપીને જળમા નગ્ન ન્હાવાને પેઠાં. એટલામાં વૈતાળ આવીને તે બધું હરી ગયો. ન્હાઈ રહીને જળમાં રહ્યાં રહ્યાં તેમણે કપડાં માગ્યાં પણ માટકાએ તો હાથ ખંખેર્યા. આથી તે બહુ ગુસ્સે થયાં. છેવટે કુમકુમવતીને ખબર આપીને કપડાં મંગાવ્યા, અને તે પહેરીને બધાં કુમકુમવતીના ઘર આગળ ગયાં. આ સમયે લગ્નનું મુહૂર્ત હતું. પણ વરરાજાને વૈતાળ લેઇ ગયો હતો તેથી તે પણ ત્યાં જડયો નહિ. તેથી બધાં આકુળ વ્યાકુળ થયાં. આ વખતે વિક્રમે સુંદર રૂપ ધારણ કર્યું હતું. તેને જોઈને તેની સાથે તાત્કાલિક પરણાવવાનો વિચાર કર્યો.

૪૨૫–૪૨૮. ૪૨૮ **પચરંગી પીઠી**–સુગંધીયુક્ત હરદળ વરકન્યાને શરીરે પરણતા પહેલાં ચોપડે છે તે, **પચરંગી**-પાંચ રંગવાળાં, **ચીર**–સ્ત્રીને પહેરવાનું ઝીણું રેશમી વસ્ત્ર ૪૨૬ **દીઠો**–સં. દૃષ્ટ દીટ્ઠો–દીઠો, **અવનવો**–નવો, જૂદો **ઉગમતો**–ઉદય પામતો. મંગળ–પરણતી વખતે વરકન્યાને મંગળફેરા ફેરવવામાં આવે છે તે. ગોત્રજ પરણતી વખતે

પોતાના ગોત્રની દેવીની પૂજા કરવાની પ્રથા છે, તે પ્રમાણે તેમણે પણ કરી, **વર જોઇ આંખડી ઠરી**--તે વરને જોઇને બધાના ચક્ષુ ઠર્યા. બધાંને તે વર ગમ્યો, અને તેમનું મન માન્યું.

પછી વિક્રમને પીઠી ચડાવી અને તેમની સાથે પાંચે કન્યાઓ પરણી આ બધાંને તે ખરેખર ગમી ગયો હતો]

૪૨૮ **ભાડે**--કોઈ પણ કામ કર્યા કરાવ્યાના બદલામા જે નાણું આપવામાં આવે છે તે (સં. ભાટક) ૪૩૦ **શીખ**--આજ્ઞા, હુકમ. ૪૩૧ **વિસ્મે**--વિસ્મય, આશ્ચર્ય, ૪૩૨ **અધિપત**--રાજા.

[પછી રાજાએ કહ્યું હું તો માટકો છું, અને તમારી સાથે ભોજનની શરતે મજૂરીએ ભાડે આવ્યો છું માટે મને ભોજન કરાવો અને મને જવાની રજા આપો પણ તે સઘળાં તેમના મનથી તો સમજીજ ગયાં હતાં કે તે માટકો નથી પણ વિક્રમ રાજા છે તેથી તેની પ્રદક્ષિણા કરી ને તેને નમસ્કાર કર્યા,]

૪૩૩-૪૩૬. ૪૩૩ **સાધી**--કરી **ગતિ**--ઉપાય **રાંક** (સં. રંક) ગરિબ **પરચંડ** (સં. પ્રચંડ) વિશાળ મોટું.

[રાજાએ વીર વૈતાળે જે જે લેઈ લીધું હતું તે બધું પાછું આપી દીધું, અને જાનમાં આવેલા વરને રાંક ધારીને કુમકુમવતીની ન્હાની બ્હેન સાથે પરણાવ્યો પછી તે પાંચ કન્યાઓ અને દંડને લેઈને રાજા ઉજ્જન નગરીમાં દાખલ થયો અને દમનીને વંદન કર્યા, પછી શું કરવું તે વિષે તેની સલાહ લીધી]

૪૩૭-૪૪૩. ૪૬૭ **વહેવારીઆ**--વ્હેપારી **બેશી રહો પછે ઘેર**--છેલ્લામાં છેલ્લો દંડ ક્યાં છે તેની ભાળ તમને ત્યાં લાગશે, તેથી ત્યાં તમે જાવ, પછીથી તમારે બીજું કંઇપણ કરવાની જરૂર રહેશે નહિ ૪૪૨ **અડક**--અટક, ઉપનામ **પેર**--યુક્તિ **પરમાણ**--પ્રમાણ, ઓળખાણ **નાવ્યો**-- (ન+આવ્યો, ધનવંત શેઠ કયો તે વિષે મનમાં કંઈ સમ-

જાયું નહિ. ૪૪૪ **જરા જૂરણ**-જરાથી જીર્ણ. **ગાત્ર**-શરીરના અવયવો. **શિથિલ**-ઢીલો. **પાંગળો** (સં. પઙ્ગુ) લંગડો.

[ દમનીએ રાજાને કહ્યું-હવે તમે તમારા નગરમાં એક ધનવંત કરીને વ્હેપારી છે તેની ભાળ કાઢો, અને તેના ઘરની ચર્ચા જુઓ. ત્યાથી તમને છેલ્લા દંડનો પત્તો લાગશે. પછી તે શેઠની શોધમાં નીકળ્યો. છેવટે મહા મુશીબતે ખબર પડી કે તે નગરમાં એક વૃદ્ધ ૧૧૨ વર્ષની ઉમરના, આંધળા, લંગડા તથા શરીરે નબળા એવા ધનવંત શેઠ છે. એનું વર્ણન સાંભળીને તેજ દમનીએ કહેલો ધનવંત શેઠ છે એમ નક્કી કર્યું. ]

૪૪૪-૪૫૯. **અલેખે**-લેખા-હિસાબ વગરનું, અઢળક **સેવાકારણે** ઘરડપણમાં તેની ચાકરી બરદાસ્ત કરે, સેવા કરનાર મળે તેથી પરણવાનું એ અવસ્થામાં ઇચ્છતો હતો. ૪૪૫ **કરૂપ** (સં. કદ્રૂપ) બેડોળ **દીપક-કૂપ** જાણી જોઈને દીવો લઇને કૂવામાં કોણ પડે ? જાણી જોઇને એવો કયો માણસ છે કે તે પોતાની છોકરી આવા જરાજીર્ણ, આંધળા અને લંગડા સાથે પરણાવે ? ૪૪૮ **એહધરે નહિમન**-એ મન ઉપર લે નહિ. તેનાં માબાપો તેને પરણાવવાનું કહેતાં પણ આ કાન ઉપર તે બાબત ધરતીજ નહોતી. **ઘરસૂત્ર**-ઘરસંસાર, ગૃહસ્થાશ્રમ. ૪૪૯ **વિશ્વ**-આખું જગત. **વિનવે**-વિનંતિ કરે. **તોય**-તોપણ **ધરે નહિ કાન**-સાવધાનતાથી સાંભળે નહિ. નહિકર-નહિતો **રાન**-અરણ્ય, જંગલ. ૪૫૦ **રાચું**-પ્રસન્ન થાઉં. **રાચું એણી રીત**-એ રીતે મારો વખત આનંદમાં ગાળું. ૪૫૧ **વિખાણ**-વખાણ. **વેદ**-નક્કી. **ન્યાયશાસ્ત્ર**-ગૌતમમુનિએ રચેલું શાસ્ત્ર. તે ષડ્દર્શન શાસ્ત્રોમાનું એક મનાય છે. પણ અહિંઆં કવિ 'ધર્મશાસ્ત્ર' ને બદલે ન્યાયશાસ્ત્ર શબ્દ યોજે છે ધર્મશાસ્ત્રમાં લગ્ન કયી ઉમરે કરવું. કયારે કરવું, સ્ત્રીઓ કૌમારવ્રત લેઈ શકે કે નહિ તે બધાનો નિર્ણય આપ્યો છે. ૪૫૨ **ખાંપણ**-ખોડ. ૪૫૩ **બ્રહ્મહત્યા**-બ્રાહ્મણને મારતાં જે પાપ લાગે તે. ડગ-ડગલું, પગલું. ૪૫૫ **તાજ**-ત્યાગ ૪૫૬ **તળાંસે**-દાબે. ૪૫૬ **ભલીભાતશું**-રૂડી રીતથી, સારા પ્રકારથી.

[ધનવંતશેઠ પાસે ધન પુષ્કળ હતું, તેથી જોકે તે ઘણાજ જરાજીર્ણ અંધ તથા લંગડા હતા, તેમનાં ગાત્રો ઢીલાં થઈ ગયાં હતાં તો પણ પોતાની ચાકરી બરદાસ્ત સારી થઈ શકે માટે પરણ-વાની ઇચ્છા કરતા. પણ તેમને કન્યા આપનારૂં કોઇ ન હતું. જાણી જોઇને દીવો હાથમાં લેઇને કુવામાં કોણ પડે? પણ આ વખતે આ શહેરમાં એક સોળ વર્ષની શ્યામકુંવર નામની એક ભર યૌવના સ્ત્રી હતી તે ઘણીજ રૂપવતી હતી. તેને લગ્ન તરફ તિરસ્કાર હતો. તેથી તેણે આજીવન કૌમારવ્રત લેવાનો નિશ્ચય કર્યો. પણ એક વખતે એક પંડિત પાસેથી તેણે એવું સાંભળ્યું હતું કે જો કોઇ સ્ત્રી આખી જીંદગી સુધી કુંવારી રહે તો તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે. આથી તેને પોતાનો નિશ્ચય ફેરવવો પડયો. તેણે હવે પરણવાની ખાતરજ પરણવાનો વિચાર કર્યો. જ્યારે તે વરની શોધમાં હતી ત્યારે તેને ધન-વંત શેઠની ખબર પડી. તેથી તેમને વરી. રાજા આ હકિકત સાંભ-ળીને ધનવંત શેઠના ઘર આગળ ગયો અને ત્યાં ચર્ચા જોવા લાગ્યો.]

૪૬૦–૪૭૫. ૪૬૦ **તેનો બોલ હૃદેમાં વસ્યો**–તેના શબ્દો હૃદયને ગમ્યા, **આખું**–આખું. ૪૬૧ **ઘોર**–ભયાનક, **વાટડી**, છાતીની પીઠ ઢંકાય એવું કપડું. **સજજ** (સં. સદ્ય) તૈયાર. ૪૬૩ **વિપરીત**–વિરૂદ્ધ, ઉંધું. ૪૬૫ **કંથ**–પતિ (સં. કાન્ત) **પોઢવું**–સૂઇજવું. **ધરણ**–ધરણી. પૃથ્વી. **દિન**–દિવસ. ૪૬૭ **ખાતર**–ચોરી કરવી તે. **જોત**–જ્યોતિ. **દેહલ**–શરીર. **ફુટડા**–સુંદર. ૪૬૮ **રક્ત**–લાલ. **શીશ**–માથે. **ભીડી**–ઢાંકી. **રુડો**–સારો. ૪૬૯ **તસ્કર**–ચોર ૪૭૦ **રામા**–સ્ત્રી (ના રુદેમાં) (હૃદયમાં.) **ઘૃત**–ઘી. ૪૭૧ **એળે**–વ્યર્થ, નકામો. **જોગ**–યોગ. ૪૭૨ **કંથ સ્વાદ કાયા નહિ ભોગ**–પતિની કાયા સાથે દેહ સાથે જેણે યોગનો રસ ચાખ્યો નથી. ૪૭૪ **ગરથ**–(સં. ગર્થ) પૈસો.

[રાજાએ ધનવંતશેઠને ત્યાં આવીને બે દિવસ સુધી ચર્ચા જોઇ તો શ્યામકુવર પોતાના ઘરડા પતિની સેવા પૂર્ણ ભાવથી કરતી હતી. પણ રાતના વખત કંઇક નવુંજ દીઠું. મધ્યરાત્રે તેના ઘરમાં ચોરને

દાખલ થયેલો જોયો. તેને જોતાં તેની નઝર એના ઉપર ઠરી અને પછી તેનું ચિત્ત ચલાયમાન થયું. તેણે તેની સાથે ભોગની ઇચ્છા દર્શાવી. પણ ચોરે કહ્યું હું તો ચોરી કરવા આવ્યો છું.)

૪૭૬--૪૭૯. ૪૭૬ **અમશું**-અમારી સાથે, **મનકોડ**-મનની કામના. **ટાલ્ય**-દૂર કર, **વ્રેહની**-વિરહની. **આગ**-(સં. અગ્નિ) તાપ. **દહાડી**-દિવસે. 'ઇ' પ્રત્યય સપ્તમી વિભક્તિનો જૂની ગુજરાતીમા આવે છે. તેનો આ અવશેષ છે. ૪૭૯ **સન્નિધ્ર**-(સં. સન્નિધિ) સમક્ષ. **તુજશું**-તારી સાથે.

[તે સ્ત્રીએ ચોરને જવાબ આપ્યો તારે જે ધન જોઇએ તે હું તને આપીશ પણ તું મારી સાથે એક વખત રમ. અને દરરોજ અહિંઆં દિવસે આવજે ચોરે કહ્યું "હે સ્ત્રી તારા પતિના દેખતાં હું રમું તો મારો ધર્મ લોપાય." ]

૪૮૦-૪૮૮. **પાસો**-કરોડ, બાજુ, પડખું **તળે**-નીચે. **અંગુઠો** સં. અંગુષ્ઠ. ૪૮૫ **ઉઘાડયાં**-(સ. **उद्**घાટિત) ખુલ્લાં કર્યાં. ૪૮૬ **અચરત અડયો**-આશ્ચર્ય થયું. ૪૮૭ **મામ**-મમતા. **કુડ** (સં. **कूट**) ખરાબ. ૪૮૮ **ધાઓ**-દોડો **સાઓ**-પકડો. **લાખેક**-લગભગ લાખ.

[ચોરના શબ્દ સાંભળીને સ્ત્રીએ પોતાના પતિને મારી નાખવાનું વચન આપ્યું. અને પછી ઘરડા પતિને મારી નાખ્યો. પછીથી તે ચોરની સાથે મનમાન્યો ભોગ કર્યો, અને પછી તેને ઘરમાંથી જવાની વદાય આપી. જતાં જતાં દરરોજ આવવાનું તેને કહ્યું. પણ ચોર જેવો ઘર બહાર જાય છે કે તુર્તજ વિક્રમે તેને પકડીને મારી નાખ્યો કારણ કે તે ખૂની, ચોર અને જાર હતો. સ્ત્રીએ બારણું ઉઘાડયું, અને જુએ છે તો તેને મરી ગયેલો જોયો આથી તે મનમાં પસ્તાવા લાગી. તેણે બૂમ પાડી 'અરે કોઈ દોડો, અને આ ચોરને પકડો.' એટલામાં ઘણા લોક ત્યાં એકઠા થઇ ગયા. રાજા તો આ બધું નજરે જોઇને પોતાને ઘેર આવ્યો.]

૪૮૯–૫૦૪. ૪૮૯ **દાનપાત્ર**-દાનને લાયક. **કણ**-અનાજ. **કોઠાર**-ભંડાર. **કૃષ્ણાર્પણ** ધર્માદા આપી દેવું. ૪૯૨ **ચોદશા**-ચારે દિશામાં **અશ્વિની**-ઘોડી. ૪૯૪ **માગણ**-ભીખ માગનાર. ૪૯૫ **ધાય**-દોડે. **થાપા**-કંકુવાળા હાથના થાપા. ૫૦૨ **રોળ** ઘણું, પુષ્કળ. ૫૦૩ **વેગળા**-દૂર.

[ પ્રાતઃકાળમાં તે સ્ત્રી સતી થવાને નીકળી. આખા ગામમા એ વાત ફેલાઈ ગઇ, રાજા પણ કૌતુક જોવાને નીકળ્યો. સોળ શણગાર સજીને તથા ધામધૂમથી ક્ષિપ્રા નદીના કિનારા આગળ ગઇ, રાજા પણ અહિંઆં આવ્યો. અહિંઆં લોકની મેદની ઘણીજ એકઠી થઇ, રાજા બધા લોકને દૂર રાખીને પોતે એકલો તે સતી સ્ત્રી પાસે ઉભો. અને તેને પાછા ફરવા તથા ઘેર જઈને રંગવિલાસ મોજશોખ માણવાને કહ્યું. ]

૫૦૫–૫૦૯. ૫૦૫ **બળકરીને**-જોરથી, બહુજ તાણીને. **છેટું**-વિજોગ **નડે**-હરકત કરે. ૫૦૬ **જગ** જગત્. **તાજ**-ત્યાગ, ૫૦૭ **કથી**-કહી. ૫૦૮ **પુષ્પવિમાન**-પુષ્પક નામનું એક જાતનું હવામાં ઉડવાનું વિમાન, રામચંદ્ર પણ લંકામાંથી અયોધ્યામાં પાછા ફરતી વખતે પુષ્પક વિમાનમાં બેઠા હતા. **ચ્હાયછે**-ઇચ્છા કરે છે. **સાંખીએ**-સહન કરીએ. **નિકર**-નહિ તો. **ઉંધો નાખીએ**-ચગદી નાખીએ. નીચે ધક્કો મારીને નાંખી દેઇએ, **પ્રાજે કરૂં**-પરાજય કરૂં, હરાવું, મારી નાખું.

[ શ્યામકુંવરે રાજાને કહ્યું 'હે રાજા તને ખબર નથી કે હું સતી સ્ત્રી છું. માટે તારે મારા કામની વચમાં આવવું નહિ. નહિ તો તું મારા શાપનો ભોગ થઈ પડીશ. ]

૫૧૦–૫૧૯. ૫૧૦ **કર્મ**-કામ. ૫૧૧ **ફોગટ**-વ્યર્થ, નકામાં. **ફુલ**-ગર્વ, બડાઈ, **બાહુ**-આખું. **મંદિર** મહેલ. **તાહરે**-તારા. **મામ**-ટેક. ૫૧૩ **તસ્કર**-ચોર. ૫૧૫ **ફેલ**-પાખંડ, ઢોંગ. ૫૧૬ **શિશમુંડણ**-માથું મુંડાવવું તે, માથા ઉપરના વાળ કાપી નંખાવવા. પહેલાંના

વખતમાં રાજાઓ ગુસ્સે થતા ત્યારે સ્ત્રીઓને આવા પ્રકારની સજા કરતા. **ખરવાહન**-ગધેડાનું વાહન, ગધેડા, ઉપર બેસાડવું તે. ૫૧૭ **મોજડાં**-જોડાં, પગરખાં. ૫૧૯ **સરવ**-બધા, સર્વ. **એંધાણ**-નિશાની, **એસું**-એની સાથે, ત્રીજી વિભક્તિમાં છે. **બાકરીબાંધવી**-મમત કરવો, વેર લેવું તે. **હસારથ**-હસાહસ, મશ્કરી. **હાણ**-હાનિ નુકશાન.

[ તે સ્ત્રીનાં વચન સાંભળીને વિક્રમે કહ્યું 'હે સ્ત્રી હું તારાં તમામ દુષ્ટ કર્મ જાણું છું માટે ખોટા ઢોંગ કરીશ નહિ. જો તું એવા ઢોંગ ચાલુ રાખીશ તો તારૂં માથું મુંડાવીને માથે તને ચૂનો ચોપડી, નાક તથા કાન કાપીને ગધેડે બેસાડવી પડશે "]

૫૨૦-૫૩૬. **મહીપતિ**-(મહી. પૃથ્વી+પતિ ઉપરી) રાજા. **પરમાણીઆં**-નક્કી કર્યાં. ૫૨૧ **કાજ**-(સં. કાર્ય) કામ. ૫૨૨ **ઝાઝું**-અધિક. **નવ**-ના. **કીજીએ**-કરીએ. **કેડો**-પૂઠ. **મા**-નહિ. ૫૨૩ **અંતર**-હૃદયમાં. **કોટિવાર**-કરોડો વખત. ૫૨૩ **પ્રીછો**-જાણો સમજો. **પેર**-રીતે. ૫૨૬ **વરત**-વ્રત. ૫૨૭ **મેદની**-સમૂહ. ટોળું. **વિતી**-પસાર થઈ. ૫૨૮ ઠરી (સં. સ્થિર) નિરાંતે. ૫૨૯ **અદકું**-(સં. અધિક) વધારે ૫૨૯ **નરપત** (નરપતિ) રાજા. **સરે**-સિદ્ધ થાય. ૫૩૩ **ચિંતવ્યાં**-ચિન્તન કરવા પ્રમાણે **કોડે**-કોડથી, ઉમંગથી. ૫૩૬ **ચાનક**-કાળજી, ખંત, બોધ, શિક્ષા. **પારખુ**-પરીક્ષા. ૫૩૭ **ખ્યાત**-ખ્યાતિ, કીર્તિ. **વીગતકેરી** હકિકતની 'કેરી' છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે. ૫૩૯ **તવ** (સં. તાવત્) તેવામાં. **ઉચરી**-બોલી. **ગૂંજ**-(સં. ગુહ્ય) છૂપી વાત. **સુઝ**-અક્કલ. ૫૪૧ **ભાંજ**-ભાગ, દૂર કર. **દાજ**-લાગણી. ૫૪૩ **પરિયાં**-પેઢી.

[ રાજાનાં ધમકીનાં વચન સાંભળીને તે સ્ત્રીએ રાજાને કહ્યું 'હે રાજા ! તને સ્ત્રીના ચરિત્રની હજુ ખબર નથી. પણ તને હું જે કહું છું તે બરાબર સમજી રાખજે. જ્યાં જોઇશ ત્યાં સ્ત્રીઓ બધી સરખી છે. આ વિષે જો તને શંકા થતી હોય તો કુંચી કંદોયણને

ત્યાંજા અને તે તને આ સઘળી વસ્તુ સમજાવશે. આથી રાજા તેની પાસે ગયો. કુંચીએ સર્વ હકિકત જાણી લીધી તેથી તેણે રાજાની ઇચ્છા પાર પાડવાને હા પાડી. તેણે કહ્યું 'મારી પાસે પ્રતાપ નામનો દંડ છે, તે દંડની મદદથી હું સર્વ જાણી શકું છું. તારી ઇચ્છા પાર પાડવાને હું ખુશી છું પણ તેથી તને ખોટું ન લાગે માટે મને વચન આપ, રાજાએ તે પ્રમાણે વચન આપ્યું. ]

૫૪૫–૫૫૯. ૫૪૬ **ગુપ્ત**-છૂપા. **મજુસમાં**-પટારામાં. **પસાય**-બક્ષીસ, પસાયતું. ૫૪૭ **સમ**-સોગન. **મહોલ**-મહેલ. ૫૪૮ **હવડાં**-હમણાં. **માગ**-(સં. માર્ગ) રસ્તો. ૫૫૨ **મનસા**-મનથી (સંસ્કૃત 'મનસ્'ની ત્રીજી વિભક્તિનું રૂપ) **બેસણું**-બેસવાનું આસન. ૫૫૩ **હૈડું**-હૃદય. ૫૫૫ ઠરયો (સં. 'સ્થિર' ઉપરથી) બેઠો. **પ્રહાર** (સં. **हृ** with **प्र**) ફટકો, ૫૫૭ **સાંખી**-સહન કરી. **પ્રતિઉત્તર**-વળતો જવાબ. ૫૬૦ **વાળીયો**-દૂર કર્યો.

[ પછી કુંચીએ રાજાને ગુપ્ત રીતે પોતાના ઘરમાં મજૂસમાં ઘાલ્યો, એટલામાં ત્યાં પ્રધાન આવ્યો. પ્રધાને કુંચીને કહ્યું 'આજે રાણીએ સોગન ખાધા છે માટે તેની પાસે જવું છે તો તું મને તે કાર્યમાં મદદ કર. વિક્રમની વડી રાણીની સાથે મારે ઘણી પ્રીતિ છે. તેણે સાત વખત મને તેડવાને મોકલ્યો છે ! કુંચીએ ત્યારે તેને કહ્યું,' તમે આ મજૂસ પર બેસી જાવ, આ રીતે તેને મજૂસ પર બેસાડીને પોતાના દંડથી ત્રણ પ્રહાર કર્યા એટલે મજૂસ ઉડવા લાગી, અને રાણીના મહેલમાં ગઈ. રાણીએ તેને ખુબ માન આપ્યું, આખી રાત તેની સાથે ગાળીને પછી તે વિદાય થયો. અને કુંચીને ઘેર આવ્યો, પછી તેની વિદાય લીધી. રાજાએ આ સઘળું જેયું, અને મનનો સંશય દૂર થયો, પછી કુંચીને કહીને પ્રતાપદંડ તેણે મેળવ્યો.]

૫૬૦–૫૮૦ ૫૬૦ **વાધી**-(સં वृद्ध) વધી. **જુગ** (યુગ) **ખ્યાત** (સં. ખ્યાતિ) કીર્તિ. ૫૬૧ **જંજીર**-નાની તોપ, મોટી બંદુક 'ઝાંઝર' અર્થ પણ અન્યત્ર થાય છે. **જીતનાં**-વિજયનાં. **હુતી**-હતી કર-

ફુકડા–ટૂકડા. **નચિંત**–નિશ્ચિન્ત, ફીકર વગરનો ૫૬૨ **શક–સંવત્** **જોતિક** (સં. જ્યોતિષ્ક) જોષી, ૫૬૪ **ઉણી**–ન્યૂન **રીઝીને**–પ્રસન્ન થઇને. **ભૂપત** (સં. ભૂપતિ) રાજા ૫૬૬ **અંતરિક્ષ**-આકાશમાં, અદ્ધર. **જડિત્ર**-જડેલી. **વીશ ને બાર**–બત્રીશ ૫૬૭ **કંચનતણું**-સોનાનું **વર્તુલઆકાર**–ગોળાકાર **ગજ**–૨૪ ઇંચ અગર તસુનું માપ ૫૭૦ પુંઠળ-પછવાડે (સં. પૃષ્ઠ). **સ્ફાટિકમણિ**-આરસપહાણ. **સોહાવ્યું**–શોભીતું કર્યું (સં. **શુભ્** ઉપરથી છે. 'શ'નો પ્રાકૃતમાં 'સ' થાય છે અને '**ભ**'નો 'હ' થાય છે.) ૫૭૨ **અધિપતિ**–રાજા ૫૭૩ **શાલિવાહન**–પ્રતિષ્ઠાન–પેઠણના એક બ્રાહ્મણની સુમિત્રા નામની બાળવિધવાની પુત્રીનો શેષથી થયેલો પુત્ર. જ્યારે સોમકાંત રાજાએ સુમિત્રા તથા તેના પિતા સુલોચનને નગર બહાર કાઢી મુકયા ત્યારે તે ગામની બહાર એક કુંભારને ત્યાં રહ્યો હતો. ન્હાનપણથી તે માટીનાં રથ, ઘોડા વગેરે બનાવીને યુદ્ધની રમત રમતો હતો. વિક્રમ અને તેની વચ્ચે વૈર થયું હતું. શેષની મદદથી વિક્રમના સૈન્યને તેણે હરાવ્યું હતું. એના એ વિજયના સ્મારક તરીકે હજુ પણ એનો શક વર્તાય છે, એના શક અને વિક્રમના શકની વચ્ચે ૧૩૫ વર્ષનું અંતર છે. એનો શક દક્ષિણમાં ચાલે છે. **ભડ**–વીર (સં. 'ભટ') ૫૭૪ **પાય**-પાદ, પગ. ૫૭૫ **ભાવ**–હેત. **નાવે**–ન આવે. ૫૭૬ **હરસત** માતાનું નામ છે. **કિરપા** (સં. કૃપા) મહેરબાની **નવનિધ**-કુબેરના ભંડાર એ નવ કહેવાય છે. પદ્મ, મહાપદ્મ, શંખ, મકર, કચ્છપ, મુકુંદ, કુંદ, નીલ અને ખર્વ આમાંના કેટલાક મણિઓ છે. એ નિધિઓ સજીવારોપણે કુબેરની સેવામાં રહે છે. જુઓ નર્મકથા કોષ, પૃ-૧૫૫.

[ દંડ લઇને વિક્રમ રાજા દમની પાસે ગયો અને તેની કીર્તિ સર્વત્ર ફેલાઇ. તેના વિજયની તોપના અવાજથી આડી ઉભી કરેલી ભીંત તૂટી ગઇ, અને પોતે નિશ્ચિંત થયો, પછીથી તેનો શક જગતમાં વર્તાવા લાગ્યો, હવે ઇંદ્રના જેવીજ કીર્તિ પોતે ભોગવવા લાગ્યો.

ઇંદ્ર રાજાએ પણ તેને માટે બત્રીશ પૂતળીઓનું સિંહાસન મોકલ્યું તેની ઉપર વિક્રમ રાજાએ રાજ્ય કર્યું અને પછી સ્વર્ગમાં ગયો. આ પ્રમાણે વાત કહીને પૂતળીએ ભોજ રાજાને કહ્યું કે જે કોઈ વિક્રમ રાજા જેવી ખ્યાતિ મેળવે તેજ તે સિંહાસન ઉપર બેસી શકે. ]

---

૧ વિક્રમ રાજાના સિંહાસનની કથા કહો તથા તેનું વર્ણન આપો ? (વર્ણન માટે જુઓ પં. ૫૬૬–૫૬૮)

૨ વિક્રમ રાજાનો શક જે અત્યારે પ્રવર્તે છે તે વિષેનો ઇતિહાસ કહો. એ શક ક્યાં પ્રવર્તે છે તે કહો ?

૩ 'વિક્રમ' વિષે ટુંક હેવાલ આપો.

૪ વિક્રમ રાજાની સ્વારીનું વર્ણન આપો (જુઓ પંક્તિ ૨૨–૪૭)

૫ પંચદંડની વાર્તામાં કહેલા પંચ દંડ કયા કયા તેમનાં નામ આપો તથા વિક્રમે તે કેવી રીતે મેળવ્યા તે ટુંકમાં કહો.

( પંચદંડનાં નામ, ઉડણદંડ જુઓ, ૧૭૧–૨૩૨, અઉતદંડ. ૨૩૩–૨૬૩, અભેદંડ ૨૬૪–૨૭૯, તરૂણદંડ ૩૮૦–૪૩૬ પ્રતાપદંડ ૪૩૦–૫૫૯)

૬ સામળની ભાષા વિષે શું જાણો છો ? તેની કવિતામાં છઠ્ઠી વિભક્તિના કયા કયા પ્રત્યયો વપરાયા છે ?

(ચાચરદેવી નગરજ **તણી** ૧૧૯) 'તણી' પ્રત્યય.

'વિગત કેરી વાત' ૫૩૭ કેરી પ્રત્યય.

૭ સામળના વખતમાં લોકરિવાજ તથા જનરૂઢિઓ, તેમજ વહેમો કેવા કેવા પ્રકારના હતા તે 'પંચદંડના' કાવ્ય ઉપરથી કહો.

(૧) રાજાઓ બહાર ફરવા નીકળે તે વખતે ગરિબોને દાન આપતા.

"પુણ્ય કરયાં બહુ પ્રીતશું, દાન પાત્રને દાન,
"તે શોભા સુખ નિર્ખતાં, દાતા હરખે મન.

(૨) દેવની આરાધના અગર અમુક પ્રકારની સિદ્ધિથી સામાન્ય પુરૂષો પણ ચમત્કારો બતલાવી શકતા.

કોપી વાત શુણીને કરણ, મારગ રેખા કીધી તરણ,
રસ્તા વચ રેખા ત્રણ કરી, ઘેર પોતાને પાછી ફરી;
અકસ્માત ભીતિ ત્રણ થઈ, અસ્વારી થંભી ત્યાં રહી. ૬૧–૬૨

(૩) યોગિનીઓને વશ કરવાને બત્રીશ લક્ષણા પુરુષોનો ભોગ આપવાનો રિવાજ.

તમો બેસજો સર્વે સાથ, સંકલ્પ કરવો મારે હાથ,
ચોસઠ જોગણી સંતોખવી, પૂરણ પ્રીતે તે પોંખવી. ૨૨૨

(૪) રાજાના ઘરની સ્ત્રીઓને બહાર જવા સામે પ્રતિબંધ.

ભલું દુઃખ દારિદ્રયનું, ભલી વેઠવી ભૂખ,
તેથી ભૂંડું ભૂપ ઘર, સ્ત્રી માણસને દુઃખ;
વાત કોઇશું થાય નહિ, બહાર નવ જવાય,
રૂડું ભૂડું જણાય નહિ, રહી કાળાગૃહમાંય. ૨૮૧–૨૮૨

(૫) દુષ્ટ કર્મ કરનાર સ્ત્રીઓને રાજા ઘોર શાસન કેવી રીતે કરતા તે નીચેની લીટીઓમાં વર્ણવામાં આવે છે.

શિશમુંડણ તહારૂં કરૂં, ચૂનો ચોપડું તાંહ,
જીભ કઢાવું તાળવે, દેખે સહુ સંસાર. ૫૧૬–૫૧૯

૮ સતી થવાનો રિવાજ કેવા પ્રકારનો હતો તે વિષેની વિધિનું વર્ણન કરો. ૪૮૯–૫૦૧

**પંચદંડ સમાપ્ત.**

# નરસિંહ મહેતો.

---

ગુજરાતી ભાષાના આદિ કવિ નરસિંહ મહેતાનાં પ્રભાતીઆં ગુજરાતમાં જાણીતાં છે. તે પ્રભાતીઆંમાં નરસિંહ મહેતાના તત્ત્વ જ્ઞાનના તથા ભક્તિ વિષેના વિચારો સમાયેલા છે. આ પદ પણ એવું એક પ્રભાતીયું છે. પ્રાતઃકાલમાં ઉઠતી વખતે જે ગીત ગાવામાં આવે તેનું નામ પ્રભાતીયું. તેમાં બહુધા ઇશ્વરના ગુણગાન તથા બોધ હોય છે. આથી લાક્ષણિક અર્થમાં નરસિંહ મહેતાનાં પ્રભાતીઆં તે કેવલ દેહની જાગ્રદ્ દશાનાંજ નહિ પણ આત્માની જાગ્રદ્ દશાનું પણ સૂચન કરાવે છે. આ પ્રભાતીઆમાં ઇશ્વિરનું ધ્યાન કરવા વિષે નરસિંહ મહેતા પોતાના આત્માને ઉપદેશે છે.

**અલ્પમતિ**—થોડી બુદ્ધિવાળા, અહિંઆં તે સંબોધન તરીકે છે. **અવર**–બીજો, ભગવાનના ધ્યાન સિવાયનું બીજું કામ. **અર્થ નવ સરે**-કાર્ય સિદ્ધિ થાય નહિ. **માયા દેખાડીને મૃત્યુ વહોરે.** ભગવાનના ધ્યાન સિવાય બીજું કામ જે કરે છે તે મિથ્યા છે, અને તેથી આત્મહાનિરૂપી મૃત્યુને તે પ્રાપ્ત થાય છે. **માયા**–મિથ્યા. **વહોરે** (સં. **वह्** ઉપરથી) લાવે. **શ્રીકૃષ્ણના ચરણમાં**–શ્રીકૃષ્ણના પગની સેવામાં, શ્રીકૃષ્ણના દાસ થવામાં અર્થાત્ ઇશ્વરની દાસ્ય ભક્તિમાં. **સુખપાર**–સુખનો છેડો. જે કોઈ ઇશ્વરને શરણે જાય છે તેના સુખનો છેડોજ નથી. અર્થાત્ પુષ્કળ સુખનો ભોક્તા તે થાય છે. **અવર**–બીજો. **વેપાર**–ધંધો, કામ, પ્રવૃત્તિ. **મેહેલ્ય**–મૂકીદે. **કૃષ્ણનું–મ્હોયે** મુખથી કૃષ્ણના નામનો ઉચ્ચાર કર. મ્હોં શબ્દ સં. મુખ ઉપરથી આવે છે. 'ખ' નો 'હ' પ્રાકૃતમાં થઈ જાય છે. **પટક**–પટકવું, ફેંકવું. **પરી**–દૂર. **અટક**–અટકવું, થોભવું, **અટક–હરી**–ભગવાનના ચરણના શરણ આગળ થોભ. ઇશ્વિરનું શરણ લે. **વટકય**–વટકવું, ખચકાવું તે. પટક, અટક, વટક્ય એ બધાં આજ્ઞાર્થરૂપના બીજા પુરુષના એક

વચનનાં રૂપો છે. **વટકચ–સાચીજ**, સત્ય હકિકત સાંભળતાં કદી આનાકાની કરવી નહિ, અચકાવું નહિ. **આશનું–કાચી**–કોઈ પણ મહેલ ગમે તેટલો ઉંચો બાંધ્યો હોય પણ જો તેની દીવાલો કાચી હોય તો તે મહેલ બહુ વખત રહી શકતોજ નથી; તેમ આપણી આશાઓ ગમે તેટલી ઉંચી હોય પણ તેના ટેકા જેને આધારે આશા ટકી શકે છે તે મજબુત ન હોય તો આપણી આશાઓ નષ્ટ થાય છે' આશાને અહિંઆં ભવન કહ્યું છે અને જેને આધારે તે આશા ટકી રહે છે તે સાધનો ઉપાયોને અહિંઆં દિવાલ કહી છે. અહિંઆં રૂપક અલંકાર છે. જો સાધનો તથા ઉપાયો મજબૂત વિશ્વસનીય ન હોય તો આપણી આશાઓનું કંઇ પણ પરિણામ આવે નહિ. કાચી ભીંત ઉપર બાંધેલું ભવન જેમ નશ્વર છે તેમ અવિશ્વસનીય સાધનોથી સિદ્ધ કરવામાં આવતા મનોરથો તે પણ નશ્વર છે. કાચું શબ્દ સં. કવચ ઉપરથી લેવામાં આવે છે. **અંગ જોબન ગયું**–દેહની યૌવનાવસ્થા પસાર થઇ. **પલિત**–પળીઆંવાળું. **પિંજર.** દેહરૂપી પાંજરૂં દેહ. **તોય**–તોપણ. **લ્હેતો**–સમજતો (સંસ્કૃત **लभ्** ઉપરથી) **ચાર દિન**–થોડાજ દિવસો. **ચેતરે–લાભના**–દુનિઆમાં સુખ તો થોડા દિવસ માટે હોય છે. સરખાવો 'ચાર દિવસનું ચાંદરણું' દીન એટલે ગરિબ અને દિન એટલે દિવસ-આ બે શબ્દોની જોડણી બરાબર લક્ષ્યમાં રાખવી. **લીંબુ હેકાવતાં રાજ લેવું** લીંબુ હાથમાંથી ઉછળતું નાખીને નીચે પડવા દઇએ, અને તે ભોંય ઉપર પડે ત્યાં સુધી રાજ્ય ભોગવવું, અર્થાત્ ઘણાજ થોડાક સમય સુધી જેમ કોઈ રાજ્ય ભોગવે તેમ જીંદગીમાં સુખ ભોગવવાનો સમય ટુંકો હોય છે. જીવનનું સુખ કેટલું ચંચળ, અને ક્ષણભંગુર છે તે જણાવવાને 'લીંબુ'નું દૃષ્ટાન્ત અહીંઆં આપ્યું છે. **અનુસર્યા**–આચરણમાં મૂક્યા. **જગત્** અહિંઆં જગતના લોકો એ અર્થમાં છે અહિંઆં 'જગત્' શબ્દમાં લક્ષણાશક્તિનો વ્યાપાર છે. જેમ તે "મહાપુરુષના ગુણને આખું ગુજરાત વખાણે છે." એ વાક્યમાં ગુજરાતનો અર્થ ગુજરાતના

**લોક** એમ લક્ષણાથી કરીએ છીએ તેમ જગત્ શબ્દમાં તેના મૂળ અર્થનો ત્યાગ થઈને લક્ષણાશક્તિથી તેના અર્થનો વિકાસ થતાં 'જગતના લોક' એવો અર્થ સમજાય છે. **રંક**–ગરિબ, નરસિંહમહેતા પોતાને માટે ગરિબ એવો અર્થ વાપરે છે. રંક એટલે અહિંઆં નિર્ધન નહિ પણ નમ્ર, ગર્વરહિત એ અર્થમાં સમજવું. **પ્રભુસુ**–પ્રભુ સાથે. **અવર વેપાર**–બીજું કંઈ પણ કામ (વેપાર શબ્દને કેટલાક સંસ્કૃત **व्यापार**માંથી ઉતરી આવેલો કહે છે, પણ રા. નરસિંહરાવ તેમના ભાષાશાસ્ત્રના પુસ્તકમાં **व्यवहार** શબ્દ ઉપરથી ઉતરી આવેલો જણાવે છે તેનું એક કારણ એ રજુ કરે છે કે જો **व्यापार** શબ્દ ઉપરથી તે શબ્દ હોય તો સંસ્કૃત શબ્દનો **प**કાર પ્રાકૃતમાં **ब**કારમાં પલટાઈ જાય છે, એ નિયમને અહિંઆં બાધ આવે છે કારણ કે ગુજરાતીમાં 'વ્હેપાર' શબ્દમાં પણ મૂળ સંસ્કૃતનો **प** રહ્યો છે તે બદલાઈ ગયો નથી. વળી બીજું કારણ એ જણાવે છે કે **व्यापार** શબ્દ અને વ્હેપાર શબ્દ બન્નેના અર્થમાં ફેર છે, માટે ગુજરાતીનો 'વ્હેપાર' શબ્દ સં० વ્યાપાર ઉપરથી નથી પણ 'વ્યવહાર' ઉપરથી છે).

**ભજન તોલે**–બીજું કંઇ પણ કાર્ય અગર ઉપાય ભક્તિની સમાન નથી.

---

# ભાલણ.

---

આ કડવું ભાલણના બીજા નળાખ્યાનમાંથી લીધેલું છે. નળ દમયંતી વનમાં સૂતાં છે ને નળ જાગી જાય છે અને એક તલવાર વડે દમયંતીના વસ્ત્રમાંથી અડધુ ચીરી નાખીને પોતે લેછે અને પછી દમયંતીનો ત્યાગ કરવાનો નિશ્ચય કરે છે, તે દમયંતીને એકલી સુતેલી મૂકી ચાલ્યો જાય છે. આ દમયંતીના ત્યાગનું કરૂણ રસથી ભરપુર

હૃદયદ્રાવક વર્ણન ૧૯મા કડવામાં આપેલું છે. ત્યાંથી આ કડવું જોડાયું છે. આ કડવામાં દમયંતીનો ભારે દુઃખથી ઉભરાતો વિલાપ છે. જો કે પ્રેમાનંદના જેવી છટાદાર વર્ણન શક્તિ ભાલણમાં નહિ હોવાથી આ "દમયંતીનો વિલાપ" "વૈદર્ભી વનમાં વલવલે" વાળા સુંદર વર્ણનથી ઉતરે છે, પરંતુ આ વિલાપમાં ભાલણ સ્ત્રીના હૃદયના કોમળભાવનો આપણને સારો પરિચય કરાવે છે.

૧. **નારી**=દમયંતી, પોતાની પત્ની. **ભાન ભૂલાવ્યું**=બુદ્ધિ ભ્રષ્ટ કરી, ચિત્ત ભ્રમિત કર્યું. કળિયુગ મહાન પુરૂષોની બુદ્ધિ પણ ભ્રષ્ટ કરે છે. કળિયુગની મહત્તાનો તેમાં વ્યંગ્ય ઉલ્લેખ છે.

૨. ઢાળ રાગમાં તેની ઉપરની છેલ્લી પંક્તિનું શબ્દનો ક્રમ ઉલટાવીને પુનઃ કથન થાય છે. "કળિયુગે ભૂલાવ્યું ભાન"–અહિંયા "ભાન ભુલાવ્યું કળિયુગે" છે. કળિયુગ–કળિ નામનો યુગ (કર્મધા–સમાસ). અજાણ=અજ્ઞાન, જેની બુદ્ધિ નષ્ટ થઇ છે તેવો અ=નથી, જાણ=જ્ઞાન=જેને. (નઞ્ બહુવ્રીહિ સમાસ).

૩. સ્વર=સૂર, અવાજ. 'હે નાથ' એ શબ્દો દમયંતીનો નળ ઉપરનો પ્રેમ અને તેના વિયોગથી વિરહ વેદનાની પરાકાષ્ટા દર્શાવે છે. જાણે નાથ કંઇ નજીકમાં સંતાઇ ગયા હશે એમ માની તેમને બોલાવવાને માટે "હે નાથ" એવા શબ્દોનો ઉચ્ચાર કરે છે. એમા કારૂણ્યભાવ છે.

૪. દીનતા=નમ્રતા. સહાય=મદદ. (શુદ્ધ સંસ્કૃત શબ્દ. **साहाय्यम्** ઉપરથી ).

૫. કિમ=કેમ, પ્રાચીન ગુજરાતી. કઇમ–અપભ્રંશમાં ઈ હતી તેનો 'એ' થયો છે. તમિ=તમે. હણાઈ......મહારાજ=હું એક અબળા જંગલમાં ત્રાસ પામું છું ને મારો નાશ થઈ જશે. હે મહારાજ, આમ મને એકલી મૂકવી શું તમોને યોગ્ય લાગે છે ? પત્નીનું રક્ષણ કરવું એ પતિનો ધર્મ છે. એ ધર્મનો ત્યાગ કરવો શું ઇષ્ટ છે ?

૬. હીક=આચકો, સરખાવો પ્રેમાનંદ રણયજ્ઞ "પગે ઝીક પડે ઠીક હૈયે હીક આવે", ક. ૨૨–૬. મનુષ્ય......બીક. આમાં નિર્બળતા ને ભયંકર ત્રાસનો ધ્વનિ છે.

૭. સત્યવાદી–સત્ય વદનાર (ઉપપદ તત્પુ૦) તિનો=તેનો. ભાવ= ઉંડો અર્થ, ગુહ્યાર્થ. સ્વયં (પોતાની મેળે) વરવામાં આવે છે વર (પતિ) જેમાં (મધ્યમપદ લોપી અથવા બહુવ્રીહિ સમાસ). શાકપાર્થિવ, કામધેનુ, દામોદર વગેરે સમાસ મધ્યમપદ લોપી છે. આ ટુંકમાં દમયંતી નળને બહુજ કોમળતા ને દીનતાપૂર્વક ઠપકો આપે છે. આમાં ઠપકાની સાથે દર્દ ભરી વિનંતિ છે.

૮. દમયન્તી નળને સ્વયંવરમાં લીધેલા વ્રતની સ્પષ્ટ શબ્દોમાં યાદ દેવડાવે છે. સ્ત્રી...સમે=સ્ત્રી પતિને દુઃખના સમયે મદદ કરનારી છે એમ સમજો. દક્ષ=ઉદાર. સ્ત્રી એ પતિનો મિત્ર છે. એ ભાવના ઘણી પવિત્ર ને ઉચ્ચ છે. જુઓ કાલિદાસ રઘુવંશ. "**गृहिणी सचिवः सखीमिथः प्रिय शिष्या ललिते कलाविधौ.**"

૯. હવે દમયન્તી વિનંતિ કરે છે કે તમે આ પ્રતિજ્ઞા દેવતાઓ સમક્ષ લીધી છે એટલે એ પ્રતિજ્ઞાનો ભંગ એ મહાપાપ સમાન છે. લોકપાળ=લોક (પૃથ્વી)ના પાળ (પાલક)=દેવતાઓ. (ઉપપદ તત્પુ૦) મહાભાગ=ભાગ્યશાળી.

૧૦. આ અઘોર જંગલમા મ્હારૂં અકાળ મૃત્યુ થશે. તમારા વિના હું કેવી રીતે જીવી શકું ? તમવિહોણી–તમ (તમે) વિહોણી (**विहीन**)=તમારા વિના. આ ટુંકમાં દમયંતી પોતાની અનાથતા દર્શાવે છે. પતિથી વિખુટી પડેલી પત્ની કેવી રીતે જીવી શકે એવો ગૃહસ્થાશ્રમધર્મના ઉત્તમ હેતુનો સુંદર ધ્વનિ આમાંથી નીકળે છે. ભાલણના આ કાવ્યખંડમાં ઘણા ઉત્તમ કાવ્યના ગુણો તરવરી આવે છે. શબ્દ કોમળ ને લલિત છે એટલુંજ નહિં પણ ભાષા સરળ છતાંય બહુજ સુંદર ભાવવાહી છે. પદલાલિત્ય, કોમળતા તથા પાતિવ્રત્યનું સૌરભ, આ ગુણોથી આખુ કાવ્ય સુશોભિત છે. "હું ધરીશ

મારી કાય?" તેને બદલે "હું ધરીશ કિમ મમ કાય?" એ બીજો પાઠ છે. હું મારા પ્રાણ કેવી રીતે ટકાવી શકું? એ અર્થ વિવશતાનો ભાવ વધારે સ્પષ્ટ રીતે દર્શાવી શકે છે તેથી બીજો પાઠ વધુ પસંદ કરવા યોગ્ય છે.

૧૧. નળ પોતાની સામે જાણે ઉભા છે ને પોતાને વિલાપ કરતી જોઈને જાણે નળ હસે છે એવી કલ્પના કરીને-દમયંતી કહે છે કે હે પ્રાણ, આવા સમયે મારી મશ્કરી કરવી ને હસવું એ આપના જેવા મહાન નરને ન શોભે. "મુને...પુષ્ટ=મને વિશેષ બીક લાગે છે. પ્રતિમા=મૂર્તિ. આપ આપની સુંદર મૂર્તિનાં દર્શન દો, આપ મને દર્શન દો. પ્રતિમા=મૂર્તિ-લક્ષણાર્થે-આપનું સ્વરૂપ. વિરહિણી દમયંતી કૃષ્ણથી વિયોગ પામેલી ગોપીઓની માફક પોતાના પ્રિય પ્રત્યે બહુ નમ્રતાપૂર્વક રોષ દર્શાવે છે. એ રોષ તેના ગાઢ પ્રેમનું વ્યઙ્ગ્યસૂચન કરે છે.

૧૨. હું તમને જોઉં છું. મેં હમણાંજ તમને ઝાડની પાછળ છુપાઇ રહેલા જોયા. આવી રીતે મારા પ્રેમની આટલી આકરી કસોટી કરવી આપને ન ઘટે. મારા ઉપરતો આપે દયા રાખવી જોઈએ. ગાઢ પ્રેમ એકાગ્ર થયે મૂર્ત સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે છે એ સુંદર, અદ્‌ભુત ને મહાન્ સત્યની કવિ આપણને અહિં ઝાંખી કરાવે છે. પરંતુ ભાલણ પહેલા નળાખ્યાન-કડવા ૨૦ માં આથી પણ વધુ સુંદર ને ચમત્કારિક પ્રેમચિત્ર આપણને આ પંક્તિઓમાં આપે છેઃ—

સિંહને દેખી શ્યામા કહે છે, તેં દીઠા કંહીં નળભૂપ,
સુંદર ને સોહામણું જે મન્મથ જેવું રૂપ?
અથવા ભક્ષ કરોજી મુઝને, દુઃખનો થાએ નાશ,'
એહેવું કહીને આગળે ઊભી મૃગપતિ કેરે પાસ.
ટોળાવછોહી જ્યમ મૃગલી, ત્યમ કરે આક્રંદ,
વનવને જોતાં કંથ ન દેખે દીન દામણી મંદ.

પર્વત અતિ ઊંચા દેખીને જઈને કરે પ્રણામ,
'ગિરિરાજ ! કંઈ જાતો દીઠો તેં માહારો સ્વામ ?'

૧૩ શે=શા માટે. ભેદ=વિક્ષેપ. જાણે કળિ આપના પ્રેમમાં વિક્ષેપ પેદા કરતો હોયની એમ મને લાગે છે. ઉત્પ્રેક્ષા અલંકાર. નવિ=નહિં.

૧૪. "મને મારા શરીરને માટે કે રાજ્યત્યાગને માટે શોક થતો નથી. મને તો શોક થવાનું માત્ર એકજ કારણ છે. તે એ કે મારા વિના આપને દુઃખ સહન કરવું પડતું હશે" આમાં દમયંતીનો પતિવ્રતા ધર્મ તથા હૃદયની કોમળતા ઝળકી ઉઠયાં છે, પતિવ્રતા સ્ત્રીને શારીરિક તેમજ—માનસિક રીતે પણ પોતાના પતિની સેવાજ કરવાની છે એ સુંદર ધર્મબોધનો આમાં ધ્વનિ છે.

૧૫. ક્ષુંવા=ભુખ.

૧૬-૧૭ આકળી=આકુળવ્યાકુળ થયેલી, વિહ્વલ થયેલી. મહીલા=(મહી+લા) પૃથ્વીનું પોષણ કરનારી, સ્ત્રી. ચોદિશ=સર્વ બાજુએ ચો (ચાર)+દિશ (દિશા)=ચાર દિશાનો સમૂહ. (દ્વિગુ). લપાતી=છુપાતી. દમયંતી વિરહ વેદનાથી ત્રાસ પામતી ચારે બાજુએ પતિને શોધતી, રૂદન કરતી, અટક્યા વિના દોડયા કરતી હતી. ઘડિકમાં ઝાડ પાછળ સંતાઈ જતી હતી ને ઘડિકમાં પાછી બ્હાર આવી સ્વામીને યાદ કરી પોકાર કરતી હતી. આ ટુંકોમાં દમયંતીની મનોવ્યથાનું આબેહુબ ચિત્ર છે. કવિની હૃદયના ભાવ ચિતરવાની કલા હૃદયંગમ ને લલિત છે.

૧૮ જે ઉદાસ=જેણે નળરાજાને દુઃખ આપ્યું તેને, હે પ્રભુ, તમે દુઃખી કરજો.

૧૯ પૂંઠિ=પાછળ. પળી=દોડી. (**पल्=**દોડવું).

આ કાવ્યમાં દમયંતીનો વિલાપ કરૂણરસથી ભરપુર છે. ભાલણ કવિ હાસ્ય ને વીરરસ કરતાં કરૂણરસની જમાવટ કરવામાં વધારે કુશળ હતો.

# મીરાંબાઈ.

૧ **તમેરે વિના**—તમારા વગર **જનમજોગણ**—આખી જીંદગી સુધી યોગિની યોગધર્મનું-સંયમધર્મનું પાલન કરનાર તે. યોગી અગર યોગિની કહેવાય છે. મીરાંબાઈ કહે છે કે તેમણે જન્મથી ચિત્તવૃત્તિઓનો રોધ સાધવા પ્રયત્ન કર્યો છે અર્થાત્ સંસારના પદાર્થો મને ફીક્કા લાગે છે. કોઈપણ પ્રકારના ભોગની મને ઇચ્છા થતી નથી. યોગશાસ્ત્રમા યોગની વ્યાખ્યા **चित्तवृत्तिरोधः** એમ કર્યો છે. **નાભિ-કમળથી**-ડુંટીમાંથી **સુરતા**-લક્ષ્ય નઝર, ધ્યાન: સ્મૃતિ, **તખત**-સિંહાસન અહિંઆં ઉચું અગ્રસ્થાન (તખતે તાઉશ એટલે મયૂરાસન) **સુખમના**-સુષુમ્ણા નાડી શ્વાસનળી, નાકની વાટે જે નાડીમાંથી શ્વાસ નીકળે છે તે.

ઇડા, પિંગલા અને સુષુમણા એ ત્રણ નાડીઓ દેહમાં છે. તેમાંની સુષુમ્ણાદ્વારા યોગીઓ શ્વાસ લઇને ધ્યાનથી સમાધિ સિદ્ધ કરે છે. અહિંઆં છ ઇન્દ્રિયોનો રોધ થઇને તે બ્રહ્મમાં યોગદ્વારા લય પામે તેને રાસ કહ્યો છે નાભીમાથી શ્વાસ ઉંચે ચઢતા હૃદયમાં તે જાય છે તે વખતે તમામ ઇન્દ્રિયોન. બાહ્ય વ્યાપાર શાન્ત થઈ જાય છે અને તે ઇન્દ્રિયો ધ્યેય-પરમાત્મા સાથે એકાકારતા પામે છે અને તે રીતે પરમાત્માનું ઇન્દ્રિયો સાથે ઐક્ય સધાય છે આને મીરાંબાઈ રાસ કહે છે. બીજા એક પદમાં પણ મીરાબાઇ સુષુમણા શબ્દ વાપરે છે 'સાસુ મારી સુષુમણા ને સસરો પ્રેમ સંતોષ.' આ ઉપરથી સમજાશે કે મીરાંબાઈ પ્રેમી ભક્ત ખરા પણ યોગીનો સંયમ ધરાવનાર દૃઢ પ્રેમ-ભક્તિમાં અનુરક્ત ભક્ત હતા. **સુષુમણા નાડીમાં સેજ બીછાવવી** એટલે સુષુમણાદ્વારા સિદ્ધ થતી ધ્યાનની દશામાં પરમાત્મા સાથે ઐક્ય પ્રાપ્ત કરવું.

**તમરે-અંધારૂં છે**-શ્રીકૃષ્ણ વગર મીરાંબાઈ કહે છે કે હૃદયમાં ગમે તેટલો જ્ઞાનનો પ્રકાશ હોવા છતાં પણ ત્યાં અંધકારજ છે.

૨ **ઘરેણું**-અલંકાર સાથે તાદાત્મ્ય કર્યું છે. માટે રૂપક અલંકાર છે. જેમ ઘરેણું શરીર ઉપર પહેરવાથી શરીરની શોભા વધે છે તેમ શ્રીકૃષ્ણના દર્શનથીજ જીવનની શોભા છે શ્રીકૃષ્ણનાં દર્શન અગર ભક્તિશૂન્ય જીવન કદી પણ શોભતું નથી. માટે શ્રીકૃષ્ણને ઘરેણાં તરીકે ઓળખાવે છે. **શામળીઓ**-સં. શ્યામ, કૃષ્ણ. **અવર**-બીજું **મામેરૂં**-સીમન્ત વખતે છોકરીનાં માબાપ તરફથી જમાઇને પહેરામણીમાં રકમ તથા વસ્તુ ભેટ તરીકે આપવા લેઈ જવામા આવે છે તે. **કુંવરબાઈ**-નરસિંહ મહેતાનાં પુત્રીનું મામેરૂં કૃષ્ણ ભગવાને પર્યું હતું તેનો અહિંઆં ઉલ્લેખ કર્યો છે. નરસિંહ મહેતાની સ્થિતિ ગરીબ હતી, તેથી તેમને ન્યાતનાં મહેણાંમાથી બચાવવાને શ્રીકૃષ્ણ ભગવાને કુંવરબાઈનું મામેરૂં પૂર્યું હતું. **જેદી**-જે દિવસથી. **તેદી**--તે દિવસથી, **છાબ**--મામેરા વખતે જે ટોપલીમાં કપડાં વગેરે મૂકવામાં આવે છે તે.

**સાવ**--તદ્દન. **હરિ**--ભગવાન. **વિંટાણા**--વીંટળાવું, **કટકો**--કડકો, ટૂકડો, **મસ**--(સં. મસી) શાહી. **લેખણ**--કલમ, વિદુર--કૃષ્ણના ભક્ત, પાંડવોના કાકા.

આ પદમાં મીરાંબાઇની શ્રીકૃષ્ણ માટેની ભક્તિ વર્ણવવામાં આવી છે. મીરાંબાઈ શ્રીકૃષ્ણનાં અનન્ય ભક્ત હતાં. તેમના કાવ્યની ભાષા જોતા કોઈ તેમાં શૃંગાર રસની ગંધ જૂએ પણ વસ્તુતઃ તે શૃંગાર રસજ નથી. જેમ ઇતર મનુષ્યોમાં ને ભકતોમાં પણ જ્યારે પ્રેમની ઉત્કટ ભાવના ઉદય પામે છે, ત્યારે તે ભાવના હૃદયમાથી બહાર પ્રકટ થતાં અમુક રૂપે ઘડાય છે. બાહ્ય દૃષ્ટિએ તે રૂપ, ઇતિર મનુષ્યની પ્રેમભાવના જેવું હોય છે, પણ વસ્તુતઃ તેમ નથી. તેમાં ઘણોજ ફેર હોય છે. કેવલ માનુષિક પ્રેમભાવમાં સ્થૂલતા છે, જ્યારે ભક્તની પ્રેમભાવનામાં સૂક્ષ્મતા, અલૌકિકતા છે. ઇતિર મનુષ્યનો પ્રેમ સંસારાસક્ત

વ્યક્તિમાં કેન્દ્રિત હોય છે, જ્યારે ભક્તનો પ્રભુમાં હોય છે જોકે તે પ્રેમના આવિર્ભાવનો પ્રકાર સરખો જણાયછે છતાં તે ઉભય પ્રેમના આધાર જૂદા હોવાથી તેમની વચ્ચે ભેદ છે, આથી ભક્તોનાં કાવ્યોમાં શૃંગાર તે શૃંગાર નથી, પણ પ્રેમલક્ષણા ભક્તિ છે. આ પ્રેમલક્ષણા ભક્તિનું બીજું નામ મધુરરસ છે. જો કે અલંકાર શાસ્ત્રમાં 'ભક્તિ રસ' જેવો કોઇ રસ નિર્દિષ્ટ નથી. કારણ કે તેની 'ભાવ'માં ગણના કરી છે, તો પણ ભક્તિ સંપ્રદાયના સાહિત્યમાં તેને 'ભક્તિરસ' તરીકે ઓળખાવવામાં આવે છે. જેમ શૃંગારરસમાં રસના સ્થાયીભાવ, અનુભાવ, અને સંચારીભાવ હોય છે, તેમ ભક્તિરસના પણ હોય છે. આથી ભક્તિ પ્રચુર કાવ્યોમા જે શૃંગારરસ બાહ્ય દૃષ્ટિથી જણાય છે તેની પરીક્ષા ઉપર પ્રમાણે કરવી જોઈએ. આ રીતે જોતા આ કાવ્યમાં મીરાંબાઇના હૃદયમા ઉછળી રહેલો ઉત્કટ પ્રેમલક્ષણાભક્તિનો રસ તેની મર્યાદાઓને ઉલ્લંઘીને આમાં ઠલવાયો છે. મીરાંબાઇને સાંસારિક જીવન નીરસ અને લખુ જણાયું તેથી તેમણે તેનો ત્યાગ કર્યો અને પ્રભુમય જીવનને વ્રત તરીકે સ્વીકાર્યું. જો કે તેમ કરવાથી તેમને ઘણું સહન કરવું પડયુ હતું, પણ તેમની શુદ્ધ પ્રભુ ભક્તિ આખરે વિજય પામી, અને તેમના અંતરાયો દૂર થયા.

આ કાવ્યમા મીરાંબાઇએ નરસિંહ મહેતાની પ્રેમભક્તિ અને તેમના ઉપર શ્રીકૃષ્ણે દર્શાવેલી કૃપાના ઉલ્લેખો કરેલા છે તેથી કેટલાકો એમ કહે છે કે કાંતો આ કાવ્ય મીરાંબાઇનું લખેલું હોવું ન જોઈએ અગર કાંતો તે નરસિંહ મહેતા પછી થયાં હોવાં જોઇએ. પણ આ વિષે ઘણા ઐતિહાસિક મતો વિદ્વાનોમાં પ્રચલિત છે. (જુઓ 'ગુર્જર સાક્ષર જયન્તીમાં' શ્રીયુત ન્હાનાલાલ કવિનો મીરાંબાઈ ઉપરનો લેખ, બૃહત્કાવ્યદોહન ભાગ ૭ મો તનઃસુખરામ મનઃસુખરામનો લેખ, તેમજ દયારામ કવિનું 'મીરાંબાઇ' ઉપરનું કાવ્ય દયારામ કાવ્ય સંગ્રહમાં ).

---

# અખો.

આ કવિ વેદાન્તી હતો. તે અમદાવાદનો વતની હતો અને જાતે સોની હતો. તે જ્યારે ન્હાનો હતો ત્યારે તેની બ્હેનના મૃત્યુથી તેના જીવન ઉપર એવી અસર થઇ કે ત્યારથી તેના હૃદયમાં સંસાર તરફ વૈરાગ્ય ભાવના જન્મી, અને તે ભાવના ઉત્તરોત્તર વિકાસ પામતી હતી. એને ધર્મને અંગે બાહ્ય આડંબર, તથા ઢોંગ ઉપર બહુજ તિરસ્કાર હતો. તેની કવિતામાં આત્મજ્ઞાનની સાથે બાહ્યાડંબર ઉપર કટાક્ષો પણ છે. તેની ભાષા સહજ કઠિન છે; તે નરસિંહ કે પ્રેમાનંદની ભાષાના જેવી સંસ્કારી નથી. તેના છપ્પા ઘણાજ જાણીતા છે. શાંકરમતનો અનુયાયી હતો છતાં ભક્ત પણ હતો.

આ પુસ્તકમાં આપેલી લીટીઓમાં અખો **જ્ઞાની અને ગુરુનો ભેદ** દેખાડે છે. જ્ઞાનીનાં લક્ષણો શાં હોઇ શકે તે આપીને દરેકને ગુરુ થવાને બદલે બ્રહ્મજ્ઞાની થવાનો બોધ આપે છે.

૧ **સ્વામી**-ગુરુ. **આપ**-(સં. આત્મન્-**अप्पा-आप**) પોતે. **એતો-પાપ**-એતો એક પ્રકારનું પાપ છે. **ભાર**-બોજો. **શિષ્ય-ભાર**-માથા ઉપર પોતાને શિષ્ય રાખવાજ પડે એવો બોજો જવાબદારી રહે છે. **ત્યાગ**-સંસારત્યાગ. **પ્યાર**-મમતા. સંસાર તરફ આસક્તિ. **ઉપર-પ્યાર**-બહારથી ત્યાગી હોવાનો ઢોંગ કરે, પણ હૃદયમાંથી સંસાર તરફથી પ્રીતિ, મમતા ખસતી નથી.

**રજ્જુ**-દોરડું. અહિંઆં આશારૂપી દોરડું. **આશા-પાશ**-આશારૂપી દોરડાનો પાશ ફાંસો બંધાય છે ('રજ્જુનો' એમ જો છટ્ઠી વિભક્તિમાં લઈએ તો). ગુરુપદ મેળવીને આશા જતી નથી, પણ ઉલટું વધારે ને વધારે તેમાં બંધાતો જાય છે. આને 'પાશ'થી બંધાવાની ક્રિયા સાથે સરખાવે છે. (જો રજ્જુને એમ શબ્દ લઇએ તો 'ને' નો અર્થ 'અને' કરવો). **પાશ**-ફાંસો. **અખા-આશા**-જ્ઞાની

પુરુષને આશાઓ કયી છે તે અખો શું જાણે? અર્થાત્ જ્ઞાની પુરુષ તો આશા વગેરેથી દૂર હોય છે તેથી અખો એમ કહે છે કે તેમની આશાઓ કયી છે તે જાણતો નથી. ભગવદ્ગીતામાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ આપતાં નીચે પ્રમાણે કહે છે. **विहाय कामान्यः सर्वांपु मांश्चरति निस्पृहः । निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ।** જે પોતાની સર્વ કામનાઓનો ત્યાગ કરીને સ્પૃહા વગરનો મમતા રહિત તથા અહંકાર વગરનો થઇને ફરે છે તેજ પુરુષ ખરેખર શાંતિ મેળવે છે. વળી ત્યાં બીજા શ્લોકમાં કહે છે **यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् । नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ।** (જે સર્વત્ર રાગ મમતા વગરનો છે, તેમ શુભ તથા અશુભને પ્રાપ્ત કરીને આનંદમાં આવતો નથી તથા કોઈનો દ્વેષ કરતો નથી તેનીજ પ્રજ્ઞા પ્રતિષ્ઠિત થઈ જાણવી.) અહિંઆં સ્થિતિ પ્રજ્ઞ અગર સ્થિતધીનાં જે લક્ષણો આપ્યાં છે તેજ લક્ષણો અખો જ્ઞાનીનાં આપે છે, એવા જ્ઞાનીનો દરજ્જો ગુરુ અગર આચાર્ય કરતાં મ્હોટો છે એમ અખો અહિંઆં દર્શાવે છે.

**ભાવાર્થ**—જે ગુરુ હોય છે તે એ પદ પોતે ધારણ કરી લે છે. આ રીતે ગુરુપદ મેળવવું, ગુરુ તરીકે દુનિયામાં પૂજાવું એ મોટું પાપ છે. એટલુંજ નહિ પણ તેને શિષ્યો હોવાજ જોઇએ. શિષ્યો વગર ગુરુ હોઇ શકેજ નહિ. માટે શિષ્યો કરવાની જવાબદારીના ભારનું નિર્વહણ તેને કરવું પડે છે. આવા ગુરુ બહારથી ત્યાગી હોવાનો ઢોંગ કરે છે પણ તેમના અંતઃકરણમાંથી સંસાર તરફની મમતા ખસતી નથી. સંસારના ભોગ ભોગવવાની વાંછા દૂર થતી નથી. એટલુંજ નહિ પણ તેઓ આશારૂપી રજ્જુના પાશથી બંધાય છે. ફક્ત જ્ઞાનીજ એવો છે કે જેને આશાઓ જેવું કંઇ પણ નથી આથી ગુરુ કરતાં જ્ઞાની મહાન્ છે. અહિંઆં ગુરુપદની નિન્દામાં ચાર કારણો અખો મૂકે છે. (૧) ગુરુપદ સ્વીકારીને લોકમાં પૂજાવું–આત્મકલ્યાણ કરવાને બદલે લોકમાં પોતાની પૂજા કરાવવી તે

આત્માના પતનનું ચિન્હ છે માટે તે પાપ છે તેથી ગુરુપદની નિન્દા કરી છે (૨) ગુરુ થયો એટલે તેણે અમુક શિષ્યો કરવા એ જવાબદારી તેને માથે આવે છે. આ જવાબદારી ઉપાડવા જતાં સંસારથી દૂર રહેવાને બદલે તે સંસારમા વધારે ને વધારે ઘસડાય છે તેથી ગુરુપદની નિંદા કરી છે. (૩) ગુરુ થનાર બહારથી ત્યાગી હોવાનો ડોળ કરે છે, પણ સંસાર તરફથી તેમની પ્રીતિ ખશી નથી. એટલે ગુરુપદમાં ઢોંગ–આડંબરનો અવકાશ છે (૪) ગુરુપદ ધારણ કરનાર પણ આશા રજ્જુથી બંધાય છે. આ કારણથી તે પદ નિન્દનીય છે. અખાભક્તે ગુરુપદની જે અહિંઆ નિન્દા કરી છે તે સર્વાંશે સ્વીકાર્ય નથી. કારણકે બધા ગુરુઓ તેવા હોતા નથી. શંકરાચાર્ય, બુદ્ધ, રામાનુજ, વલ્લભાચાર્ય, ક્રાઇસ્ટ વગેરે ગુરુઓ જે થઇ ગયા છે તે ખરેખર જગતનું કલ્યાણ કરવામાજ તત્પર હતા, અને આ દુનિઆના લોકોને જગતના આધિભૌતિક સુખની દિશામાંથી બચાવીને આધ્યાત્મિક દિશામાં વાળતા. તે મહાન્ વિભૂતિઓ 'સ્વાર્થ' ને બદલે 'પરમાર્થ' ને જ જોતા તથા લોકવન્દનાને બદલે 'લોકકલ્યાણ' ને જ ઇચ્છતા. આવા મહાન્ જગતના ગુરુઓ તો ખરી રીતે બ્રહ્મજ્ઞાની થઇ ને કેવલ પોતાના જ મોક્ષને મેળવવાને પ્રયત્ન કરે છે તેમના કરતાં ઉચ્ચતર સ્થાન ભોગવે છે. પણ દુનિઆમાં બધાએ ગુરુઓ એવા નથી. અત્યારે તો જેમ આપણા જીવનના બીજા ક્ષેત્રોમાં બન્યું છે તેમ ધર્મક્ષેત્રમાં ઢોંગ, તથા દંભ ખુબ વધી ગયો છે, આથી અખો ઢોંગી ગુરુઓ કરતાં જ્ઞાનીઓનું જીવન વધારે ઉચ્ચ આદર્શવાળું કહે છે. અને તે રીતે એ સત્ય છે. બાકી નીચેના શ્લોકમાં જે ગુરુનાં લક્ષણો આપ્યાં છે તેવા ગુરુતો ખરેખર વંદનીય છે.—

**विदलयति कुबोधं बोधयत्यागमार्थम्**
**सुगति कुगतिमार्गौ पुण्यपापे व्यनक्ति ।**
**अवगमयति कृत्याकृत्यभेदं गुरोर्यः**
**भवजलनिधिपोतस्त्वं विना नास्ति कश्चित् ॥**

જે કુબોધને દળે છે, વેદના અર્થને સમજાવે છે. સુમાર્ગ તથા કુમાર્ગ, પુણ્ય તથા પાપને પ્રકટ કરે છે, કૃત્ય (કરવા જેવું કાર્ય) અકૃત્ય નહિ કરવા જેવું કાર્ય) તેની વચ્ચેનો ભેદ સમજાવે છે, એવા હે ગુરુ, તમારા વગર સંસાર સાગરમાં બીજું કોઇપણ નાવ નથી. આ રીતે સામાન્ય વર્ગમાં ગુરુ ' વિષેની સમજ છે. એવા ગુરુ માટે અખાને કંઈ કહેવાનું નથી. જોકે પોતે એમ તો કહે છે કે એવા ગુરુ હોય તો પણ તે ગુરુ કરતાં બ્રહ્મજ્ઞાની પોતાના આત્માનું વધારે કલ્યાણ કરે છે. અખો પારકાનું કલ્યાણ કરવા કરતાં પોતાના આત્માનું કલ્યાણ, જ્ઞાનની દૃષ્ટિએ વધારે ઇચ્છે છે. તેથી આત્મકલ્યાણ કયે રસ્તે કરી શકાય છે તેજ અહિઆં જણાવવાનો હેતુ છે, નહિ કે ગુરુની નિન્દા કરવાનો; અલ્બત ગુરુપદની નિન્દાનો વિષય એણે ચર્ચ્યો છે પણ તે ગૌણ રીતે, આકસ્મિકરીતે; મુખ્ય વિષય તો આત્મોત્કર્ષ કેમ સધાય એજ છે.

૨. **સેજ**–સહજ. **સુભાવે**–સ્વભાવથી અગર સારા ભાવથી. **હડી**–દોડવું તે.

**ભાવાર્થ**—જે બ્રહ્મજ્ઞાની છે તે કોઇનો ગુરુ થવાને ઇચ્છતો જ નથી. એતો બ્રહ્મા, વિષ્ણુ અગર મહેશ્વર એમાંથી કોઇ એક દેવતાનો દાસ થવાને ઇચ્છે છે. ગુરુ થઇને પૂજાવા કરતાં પોતે દેવોના દાસ થવાનું વધારે પસંદ કરે છે. તેને બીજા જીવોની કંઇ પણ પડી નથી. બીજાઓને સુમાર્ગે દોરવાને બદલે તે તો પોતાનું કલ્યાણ–પોતાના આત્માનો ઉત્કર્ષ શી રીતે સધાય તેજ વાંછે છે. આથી જેમ ગુરુને ત્યાં દોડીને શિષ્યો જાય છે તેમ કોઈ તેને ત્યાં આવતું નથી વળી જ્ઞાની જ્યારે જ્યારે બીજાની સાથે વાતો કરતો હોય છે ત્યારે સહજ સ્વભાવથી કુદરતી રીતે સરળતાથી વાત કરે છે, ગુરુની માફક દમામ તથા કૃત્રિમતાથી વાત કરતો નથી. કારણકે પોતાના મનમા ગુરુભાવ છે જ નહિ. પોતે ગુરુપદની વાંછના કરતોજ નથી, તેથી તેને મહત્તાની પણ લોલુપતા નથી. આથી તેની વાણીમાં સહજ રીતે સરળતા, મૃદુતા વગેરે હોય છે.

૩ **બ્રહ્મવેત્તા**-બ્રહ્મને જાણનાર. **મયા**-માયા, (દરજ્જે) **વે'લી**-જલ્દીથી. **ટાળે**-દૂર કરે, **વ્યથા**-દુઃખ. **કથા**-વાર્તા, 'ગુરુપદ' ને મડદાની સાથે અખો સરખાવે છે.

**ભાવાર્થ**—મૂરખાઓ બુદ્ધિરહિત મનુષ્યોજ જગત્માં ગુરુપદ ધારણ કરે છે, અને પછી તેઓ જે ખરેખરા બ્રહ્મજ્ઞાનીઓ હોય છે તેની નિન્દા કરે છે. ભૂતકાળમાં જે ગુરુઓ થઈ ગયા તેમની મહત્તા કીર્તિ મેળવવાને ઇચ્છે છે. અગર જેઓ મરી ગયેલા પુરુષો હોય તેમનું ધન મેળવવાને ઇચ્છે છે. અખો કહે છે આવા ગુરુઓ મડદાં સમાન છે. તે જીવતા પુરુષ જેવા નથી. જેઓ મડદાની કથા વાંચે-મડદાની પૂજા કરે છે તેઓ તેમની વ્યથા દુઃખનું, ભવબંધનનું નિવારણ શી રીતે કરી શકે? દુઃખી માણસ જીવતા પુરુષની પૂજા કરે તો તેજ તેના દુઃખને દૂર કરશે, પણ મૃતપુરુષ દુઃખ આવે દૂર નહિ કરી શકે. તેજ પ્રમાણે ગુરુપદથી દુઃખનિવૃત્તિ-અવિદ્યાની નિવૃત્તિ થની નથી, પણ બ્રહ્મજ્ઞાનીના જીવનથીજ તે થઇ શકે છે.

૪ **જળે** (સં. **ज्वल**) બળે. **કાળ**-મૃત્યુ, અવિદ્યારૂપી કાળ, મૃત્યુ. **વાસ**-રહેઠાણ. **ભવ**-સંસાર. **અજા**-માયા.

**ભાવાર્થ**—ગુરુપદ એ મડદાના જેવું છે એમ ઉપર કહ્યું. અહિઆં આગળ કહે છે કે મડદાંઓના પગ અગ્નિમાં બળે છે. તેવા પગનું દાસત્વ સ્વીકારવાથી શો લાભ થવાનો હતો? તેજ પ્રમાણે મડદાં જેવા ગુરુનાં પગનું દાસત્વ સ્વીકારવાથી તેના શિષ્ય થવાથી, શિષ્યનું ભવબંધન રૂપી દુઃખ કેવી રીતે ટળશે? જેમ કોઇ પક્ષી આકાશમાં ઉડતાં ઉડતાં તેની પાંખ કપાઇ જાય અને નીચે પડે, તો તેને નીચે પડતાં કોઈ અટકાવી શકતું નથી, તેવીજ રીતે એવા ગુરુને શરણે જવાથી જીવનુ કલ્યાણ થતું નથી. માટે એવા ગુરુને શરણે જવાની જરૂર નથી. તેમ કરીશ તોજ અખો કહે છે કે તારી સંસારની માયા દૂર થઈ શકશે.

૫ **વણુ ચરણુનો દીઠો હરિ**—ઉપર ગુરુપદને ચરણતુલ્ય કહ્યું છે. ગુરુપદનો ત્યાગ કરીને જે હરિની શોધ કરે છે તેને જરૂરથી હરિ મળે છે. અથવા એમ કહે છે કે હરિ એ 'વણુચરણુનો' ચરણ-રહિત નિરાકાર છે. તો નિરાકાર બ્રહ્મના ચરણનું શરણ શી રીતે હોઈ શકે? અર્થાત્ પરમાત્મા સાકારભક્તિ નહિ પણ નિરાકારભક્તિથી મળી શકે છે.

**કાટ**—ચરણના દૂષણ દેખાડે છે. **ભૂમાં**—પૃથ્વીમાં. **શ્વાન**—કુતરા. **કાટ**—કાપવું. એ શિયાળીઆં, સાથે લેવું. શ્વાન ચરણને કરડે અને શિયાળીઆં તેને કાટે (ખાતી વખતે). **ગ્રહે**—ગ્રહણ કરે અખો એવા ચરણની શરણગતિ ઇચ્છતો નથી. લહે (સં. **लभ्**) સમજે.

૬ **શૂલ**—પેટમાં થતું દુઃખ. જાણી જોઇને પેટ ચોળીને દુઃખ ન હોય છતા દુઃખ કર્યું. **ખર**—ગધેડો. **કાંદા**—ડુંગળી. **ગળિયો**—ગલગલીઆં આવ્યાં, મોઢામાં પાણી વછૂટયાં. **પેર**—પ્રકારે, રીતે. **જુતો**—જોડા મારવા.

[ જેમ કોઇ માણસ ગધેડાને ભાડે રાખીને તેની ઉપર કિમતી ચીજો લાદીને ફેરવતો હોય, અને જો તે ગધેડો કોઈ વખત બહાર જતાં રસ્તામા ડુંગળી જોઇને તેને તે ખાવાનું મન થઈ આવતા તેની પીઠપર લાદેલી કીમતી ચીજો આપી દઇને તેના બદલામાં ડુંગરી ખાય અને પછી તેના માલિકને ખબર પડતાં એ જેમ તેને જોડાથી મારે છે, તેમ જે ગુરુ આત્મકલ્યાણરૂપી કિમતી વસ્તુને લોક પ્રશંસા રૂપી કાંદાના બદલામાં આપી દે છે તે પણ તેટલોજ અવગણનાને પાત્ર થાય છે. અખાએ ગુરુને અહિંઆ ખરની સાથે તુલના કરીને તેની કવિ તરીકેની મહત્તાને ઓછી કરી છે. આક્ષેપાત્મક કવિતામા (Satirical poetry) જે મર્યાદા તથા વાણીસંયમ જાળવવો જોઇએ તે પણ અખાએ દર્શાવ્યો નથી. ]

૭. શુકદેવજી—શુકદેવ—બાદરાયણ વ્યાસના પુત્ર, જે પરીક્ષિત રાજાને શ્રી ભાગવતની કથા કહી સંભળાવે છે તે. **પરીક્ષિત**—હસ્તિ-

નાપુરના રાજા **અર્જુન**ના પુત્ર અભિમન્યુનો પુત્ર. એક વખત આ રાજા મૃગયા કરવાને વનમાં ગયો ત્યારે બહુ તરસ તેને લાગી હતી, પણ તે પાણી નહિ મળતાં તેની શોધમાં તે એક ઋષિના આશ્રમમા ગયો. આ ઋષિ તપશ્ચર્યામાં હતા તેથી તેને પાણી ન મળ્યું. તેથી તેણે ક્રોધમાં આવીને મરેલો શાપ તેના ગળામાં નાંખ્યો. પછીથી ઋષિના પુત્રને ખબર પડી એટલે તેણે 'સાત દિવસમાં તેનું મૃત્યુ થશે એવો શાપ આપેલો' આ શાપની નિવૃત્તિ માટે તે શુકદેવજી પાસે ગયો. **શીખ થઇ**–શિક્ષા લાગી, ખરો બોધ થયો. **નગ્ન થઈ**–સંસારની સર્વ ઉપાધિથી મુક્ત થઇને, **પશુ**–પશુતુલ્ય રાગદ્વેષથી રહિત. **નિઃસ્પૃહી** સ્પૃહા–ઇચ્છારહિત. **કથા**–વાર્તા, **પેટભર્યાની**–સ્વાર્થની **વ્યથા**–દુઃખ, ઉપાધિ. ખરા ગુરુ તો શુકદેવજી જેવાજ હોય કે જેમનો બોધ થતાં પરીક્ષિત રાજાએ સર્વ રાજપાટ ત્યાગ કરીને વનમાં ભગવાન્‌નું ચિંતન કરવા માંડયું, અને ભગવાનને મેળવ્યા. ખરા ગુરુઓ તો આ રીતે સ્પૃહા વગરનાજ હોય છે. તેઓ શિષ્યો પાસેથી કંઈ પણ મેળવવાનો લોભ રાખતા નથી. જેઓ એવો લોભ રાખે છે તે સ્વાર્થીજ હોય છે. તે તો પેટ ભરવાની ખાતર ગુરુપદને ધારણ કરે છે.

૮. **રઘુ**—અયોધ્યાના રાજા દીલિપના પુત્ર ને દશરથના પિતામહ. એણે દિગ્વિજય કર્યો હતો.

**જદુરાજ**-યાદવોના રાજા ચંદ્રવંશી રાજા–યયાતીના દેવયાનીથી થયલા બેમાંનો એક પુત્ર, એના વંશજો યદુવંશી કહેવાય છે. એને દત્તાત્રેયે જ્ઞાનોપદેશ કરેલો હતો.

દત્ત–દત્તાત્રેય, અત્રિઋષિ–પ્રજાપતિના ત્રણ પુત્રમાંનો એક. એ વિષ્ણુના ૨૪ અવતારમાં એક છે. એમણે પૃથ્વી વગેરે ૨૪ ગુરુ કર્યા હતા.

**ભરથ**—ભરત રાજા–ચંદ્રવંશી દુષ્યંત રાજાનો શકુન્તલાથી થયેલો પુત્ર. એ ચક્રવર્તી રાજા હતો એ ઉપરથી એના રાજ્યનું નામ

ભારતવર્ષ અથવા ભરતખંડ પડયું છે. એણે ૧૩૩ અશ્વમેધ યજ્ઞ કર્યાં હતા.

**પાશેર**-પાશેર જેટલું થોડુ-મૂળમાં દેહાભિમાન થોડું હતું અને પછી વિદ્યા મેળવી એટલે એકદમ ચારગણું વધી ગયુ. પછી વાદ-વિવાદમાં પડી ગયો. શાસ્ત્રો ભણ્યા એટલે શાસ્ત્રના અમુક વિષયોમાં બીજાઓ સાથે ચર્ચા કરવા લાગ્યો. મનમાં એમ સમજવા લાગ્યો કે મારા જેવો બીજો કોઈ પણ પંડિત અગર શાસ્ત્રજ્ઞ નથી. **તોલું**-દશ શેર. ગુરુ થતાં તેનું અભિમાન ખૂબ વધી ગયું. તેને મણ-વજનની સાથે સરખાવે છે; **હલકાથી ભારે હોય**-મૂળમાં થોડુ અભિમાન હતું તે ખૂબ વધી ગયું. **મૂળગું**-મૂળથી. આથી આત્મજ્ઞાન જે થોડું ઘણું હતું તે તદ્દન વીસરી ગયો.

**શશ**-સસલું, **શૃંગ**-સીંગડાં, સસલાંને સીંગડાં હોતાં નથી, છતા અહિઆં મિથ્યાત્વ દેખાડવાને સંભાવના કરી છે. શશશૃંગ, **મૃગતૃષ્ણા** (મૃગજળ), વંધ્યાસુત, ખપુષ્પ એ બધા અસંભવિત અથવા મિથ્યા વસ્તુના વાચક છે, જેવું આ સઘળું મિથ્યા છે તેવીજ ગુરુ થનારની પ્રવૃત્તિ મિથ્યા છે. શશશૃંગ જે મિથ્યા છે તેનું વહાણ બનાવે અને મૃગજળ જેનો વસ્તુતઃ અભાવ છે તેમા તેને તરતું મૂકે વંઝયાસુત જે કોઈ વખત જન્મેલાજ હોતા નથી તે જેમ એ વહાણને હંકારે, અને આકાશનાં ફુલ જેનું અસ્તિત્વ નથી, તે રૂપી મસાલો વહાણમાં ભરે તેના જેવી એની બધી પ્રવૃત્તિ છે, અર્થાત બધુ મિથ્યા છે. જેમ વહાણ મિથ્યા. વહાણ જેમા હંકારવામા આવે છે તે સમુદ્ર મિથ્યા, તેના હંકારનાર મિથ્યા તેમા ભરેલી સામગ્રી મિથ્યા તેમ સઘળાં મિથ્યા હોય છે. એમાં કશું ખરૂં નથી. **વંઝયાસુત** (સં. **वंध्यासुत**) વાંઝણી સ્ત્રીનો પુત્ર. આમાં વદતોવ્યાઘાત છે. **ખપુષ્પ**-(ખ+પુષ્પ) ગગનનું ફુલ.

**વશાણાં**—સામગ્રી, માલ. **શેખશલ્લી**-મિથ્યા તર્કો કરનાર હવાઇ કિલ્લો બાંધનાર. **અખા હમણાં-હતા.** શેખચલ્લી મોટા

મોટા તર્કો કરે, હવાઈ કિલ્લા બાંધે પણ આખરે જેવો હોય તેવોજ રહે છે, તેની સ્થિતિમાં કંઈ પણ ફેરફાર પડતો નથી. તેમ ગુરુ થઇને પોતાના આત્માનું શ્રેયઃ કરી શકતો નથી.

૧૧ **કૂડેકૂડ**-ખોટેખોટું. મિથ્યા, ઘૂડ-ઘુવડ. ઘુવડ રાતનું પક્ષી છે. તે સૂર્યને જોઈ શકતો નથી, તેથી કોઇ તેમની પાસે સૂર્યના પ્રકાશની વાત કરે તે એ માની શકતો નથી. અહિંઆં 'સૂરજ' એટલે 'જ્ઞાન' સમજવું. ગુરુઓને ઘૂવડની સાથે સરખાવે છે. કોઇ ઘૂવડની આગળ સૂર્યના-પ્રકાશની વાત કરે તો ઘૂવડ ચાંચ ધરીને તેને એમ કહે છે-અમે તો હઝારો વર્ષો થયાં સૂર્ય જોઇ શકતા નથી. એટલે સૂર્ય જેવી કોઈ પણ વસ્તુ હોય એમ અમે માનતા નથી. છતાં તમે અમારી આગળ વાત કરો છો તો તે કેમ માની શકાય?

૧૨ **મોટાની**-ગુરુ થનારની. **એવી**-એવી સ્થિતિ ઘૂવડના જેવી. **પાણ**-પત્થર. **ઉપાડયો**-હાથમાં લીધો, હીરો મૂકીને જેમ કોઇ પત્થર હાથમાં લે, તો તે મૂર્ખજ કહી શકાય તેજ પ્રમાણે જ્ઞાની તરીકે જીવનની મમતા લાભો મૂકી દઇને જે ગુરુ થાય છે તે મૂર્ખ છે એમ સમજવું. **ઓથે**-આશ્રય નીચે, છાયામાં **પારધી**-વાઘરી, પશુનો શિકાર કરનાર. **લીલાં-તણા**. જેમ વાઘરીને, પશુ પકડવાં હોય ત્યારે લીલા ઝાડની પછવાડે છુપાઇ રહે છે તેમ ઢોંગી ગુરુઓ દ્રવ્ય અગર સ્રીઓ સાથે ભોગ મેળવવાને હરિની ભક્તિનો આશ્રય લેછે. **ધૂતારા**-સં, ધૂર્ત, લુચ્ચા. **કનક**-સોનું. **ગર્દભ**-ગધેડો.



# પ્રેમાનંદ.

---

આ કાવ્યમા કવિ પ્રેમાનંદ દમયન્તીના દેહના સૌન્દર્યનું વર્ણન કરે છે. તે મૂળ નળાખ્યાનમાં આવે છે. નળાખ્યાનની મૂળ હકિકત મહાભારતમાં આવે છે. નૈષધ ચરિત્ર નામના કાવ્યમાં પણ તે કથા કહેલી છે. સંસ્કૃત પછી ભાષાકવિઓએ તે આખ્યાયિકાને જૂદા જૂદા રૂપે કહી છે. પ્રેમાનંદ પૂર્વે ભાલણ, વિષ્ણુદાસ અને નાકરે પણ 'નળાખ્યાન' રચેલાં છે, પણ પ્રેમાનંદનું 'નળાખ્યાન' અનેરીજ ભાત પાડે છે. નળરાજા દ્વાપરના અન્તમાં થયો હતો. તે સૂર્યવંશી હતો. તે નિષધ દેશના રાજા વીરસેનનો પુત્ર હતો. તે સ્વરૂપે સુંદર, શાસ્ત્રજ્ઞ, પુણ્યશીલ અને ધનુર્વેદમા કુશલ હતો. તેની રાજસભામાં વિદર્ભ દેશના ભીમક રાજાની કન્યા દમયન્તીના સ્વરૂપનું વર્ણન સાંભળીને તેનું ચિત્ત મુગ્ધ બન્યુ હતું. એક દિવસ વનમાં ગયો હતો ત્યાં તેણે હંસોની પંક્તિ દીઠલી. નળના કરકમળમા મુક્તામાળ જોઇને એક હંસ નળના હાથ ઉપર ચઢ્યો, ને મનુષ્ય વાણીથી બોલ્યો કે રાજા મારો ઘાત ન કરીશ. હું તને દમયન્તી મેળવી આપવાને સહાય કરીશ. આથી રાજાએ તેને મુક્ત કર્યો અને પછી તેને દમયન્તી પાસે જવાનું કહ્યું, આથી હંસ દમયન્તીની વાડીમાં આવ્યો અને જ્યાં તે બેઠી હતી ત્યાં ગયા. સખીઓએ પકડવા માડયો પણ તે તેના હાથમા આવ્યો નહિ, પણ દમયન્તીની વાણી સાંભળીને તેની પાસે ગયો અને નળરાજાના વખાણ કર્યા, આથી દમયન્તી નળની સાથે પરણવાને લોભાઈ. આથી તેણે પણ હંસદ્વારા નળને કહેવડાવ્યું કે "દમયન્તી મનથી તમને વરી ચૂકી છે આથી મારા પિતા સ્વયંવર કરે તેમાં તમે વખતસર આવજો." પછી હંસ નળ પાસે આવ્યો અને તેણે દમયન્તીના સાન્દર્યનું વર્ણન કર્યું, પછીથી તેનો સંદેશો કહ્યો આ પ્રસંગનું આ કાવ્ય છે,

૧. **ગર્વઘેલડી**-ગર્વમાં ઘેલી બનેલી, યૌવન મદથી મત્ત બનેલી. **અલબેલડી**-સુંદર. **કદળી**-કેળ. **સ્થંભ**-થાંભલા. **જુગલ**-બે. **સાહેલડી**-સખીઓ, બ્હેનપણીઓ. **વૈદર્ભી**-વિદર્ભ દેશના રાજાની પુત્રી દમયન્તી. **કનકની વેલડી**-સુવર્ણલતા. **કદળી-વેલડી**-હે રાજા, યૌવનના મદથી વિલસતી દમયન્તીને મેં આજે જોઈ છે. જ્યારે મેં તેને જોઇ ત્યારે તે સુંદર સ્ત્રી પોતાની બે સખીઓની વચ્ચે ઉભેલી હતી, તેની બે સખીઓ તે ખરેખર કેળના થાંભલા જેવી જણાતી હતી, અને તેમની વચ્ચે ઉભેલી દમયન્તી સુવર્ણની લતા ન હોય એમ દેખાતી હતી,

૨ **વેલ**-વેલી (સં. વલ્લી) લતા. **હેમ**-સોનું. **અવેવ**-અવયવ. **ચકિત**-સ્તબ્ધ. **દૂતત્વ**-દૂત-સેવકનું કર્મ-કાર્ય દમયન્તીની દેહલતા જાણે સોનાની હોય તેમ જણાતી હતી. અને તે અવયવ રૂપી ફુલથી ખીલેલી હતી. તે જોઇને હે રાજા! હું તો સ્તબ્ધ થઈ ગયો. અને તમારા સેવક તરીકે મારી ફરજ બજાવવાને હું જે ગયો હતો તે તદ્દન ભૂલી ગયો.

૩ **વ્યોમ ભોમ્ય** (વ્યોમ+ભૂમિ) આકાશ અને પૃથ્વીમાં **સોમ** ચંદ્ર. ઈન્દુ-ચંદ્ર. **બિંદુ**-કલંક. દમયંતીની બાબતમાં ચાંલ્લો. **બિરાજે**-શોભે. સં. **विराज्** ઉડગણ (ઉડુ-તારા.) તારાનો સમૂહ. તે સમયે આકાશમાં ચંદ્ર અને પૃથ્વી ઉપર દમયન્તીનું મુખ ચંદ્ર એમ બન્ને ચંદ્રો સામસામા શોભી રહ્યા હતા. અને આકાશના ચંદ્રમાં જેવી રીતે મૃગાંક છે તેમ દમયંતીના મુખચંદ્રમાં પણ ચાંલ્લો શોભતો હતો. આ જોઇને મને એમ લાગ્યું કે આકાશમાંથી તારાઓનો સમૂહ પૃથ્વી ઉપર જાણે આવ્યો નહોય! અહિંઆં તેમ હવે પછીની પંક્તિઓમાં ઉત્પ્રેક્ષા અલંકાર છે. જ્યારે એક વસ્તુની અન્યમાં સંભાવના કરવામાં આવે-ઉપમેયમાં ઉપમાનની-ત્યારે ઉત્પ્રેક્ષા અલંકાર છે. જેમ ઉપરની પંક્તિઓમાં દમયન્તીના દેહમાં હેમની

વલ્લીની સંભાવના તેમ અહિંઆં ઉડુગણની સંભાવના કરી છે. કેટલીક પ્રતમાં આની પહેલી પંક્તિને બદલે આ પ્રમાણે પાઠ છે. સાહામ સાહામી હતી શોભા, વ્યોમ ભોમે સોમે.

૪ **ઉભે**-બન્ને, ચંદ્ર અને દમયન્તીનું મુખ. **અમિનિધિ** (સં. અમૃત નિધિ). ચંદ્ર. આકાશમાંના અને પૃથ્વી ઉપરના બન્ને ચંદ્રોએ પોતાનાં કિરણો ફેલાવ્યાં અને તેનું તેજ સર્વત્ર પ્રકટયું. આ બન્નેના એક બિજા તરફ પ્રકાશ નાખતી વખતે તે પ્રકાશ એકબીજાને મળ્યાં–ભેગાં થયાં અને તેમાંથી એક મોટો તેજનો થાંભલો થયો. આ થાંભલાથીજ જાણે આકાશ ટેકવાઇને ઉભું ન હોય એમ મને ભાસ્યું. અદ્દર રહી શકે નહિ છતાં શાથી તે નીચે પડતું નથી તેની અહિંઆ સંભાવના કરી છે. દમયંતીના મુખ અને ચંદ્રનાં કિરણો એક બીજા તરફ ફેંકાતી વખતે તે તેજનો જે થાંભલો થયો તેનાથીજ આ આકાશ ટેકવઇ રહ્યું છેઃ **થંભ્યું**-ટેકવાયું. (થંભ સં. સ્તંભ). **જ્યોત**-(સં. જ્યોતિઃ) પ્રકાશ.

૫ **પરિમળ**-સૌરભ, સુગંધ, **બહેકે**-મગમગ થઈ રહે, પસરી રહે. **લક્ષ**-લાખો. અનંત, **ધરાધર**-સાપ, નાગ. (ધરા-પૃથ્વી+ધર-ધારણ કરનાર) **ચંદનવૃક્ષ**-સુખડનું ઝાડ.

તે સ્ત્રીના શરીરમાંથી સુગંધ પુષ્કળ નીકળતી હતી, તથા તેનું તેજ પુષ્કળ પ્રકાશતું હતું. આ રીતે તે ધણીજ કાન્તિવાળી હતી. તેની પીઠ પછવાડે તેની ગુંથેલી વેણી તે જાણે તેના શરીર રૂપી ચંદનવૃક્ષ ઉપર વાસ લેવાને સારૂ સાપ ચઢયો નહોય એવું મને લાગ્યું.

૬ **કુરંગ**-હંસ, **મીન**-માછલું, **ચપળતા**-અસ્થિરતા. **ખંજન**-એક જાતનું પક્ષી. **નેત્ર**-આંખ. **અગ્રે**-આગલો ભાગ. **શ્રવણ**-કાન. **નીમડીયાં**-નીવાડયાં. **સોચ-નીમડીયાં**-સાયનું કામ સાર્યું. તેની આંખ હરણ અને માછલાંની આંખો જેવી ચપળ અને અસ્થિર હતી. તેથી એમ લાગતું હતું કે જાણે ખંજન પક્ષી જાળમાં પકડાયાં ન

હોય. તેની આંખ એટલી તો લાંબી હતી કે તેની તીણી અણીથી કાન વીંધીને સોયનું કામ સાર્યું હોય તેમ દીશતું હતું. સરખાવો પ્રે. મામેરૂ કડવું ૧૨ । કાને કુંડળ હીરે જડયાંરે, નેત્ર પ્રલંબ શ્રવણ અડિયાંરે, તેમજ પ્રે. ભા. અ. ૪૮ કડવું ૧૩૭' લોચન અગ્ર શ્રવણ અડિયાંરે, શું ખંજન નીચે પડીયારે,

૭ **ખેત્ર** (સં. ક્ષેત્ર) ખેતર. **ડોડાળાં**–ડોળાવાળાં. અંબુજ (સં. અંબુ–જલ, પાણી+જ–ઉત્પન્ન થયેલું **जन्** ધાતુનું રૂપ). કમળ. ઉપપદ સમાસ. **ભ્રુવ**–આખનાં ભવાં. **શરાસન**–ધનુષ, કામઠું ( સં. શર–બાણ+આસન. (**अस्** ધાતુમાંથી ફેંકવું તે. **દૃષ્ટિ**–આંખની નઝર. **હાવભાવ**–હાવ. એ બાહ્ય છે અને ભાવ એ મનના છે. મનની ચેષ્ટાઓ. દમયન્તીની આંખ ડોળાવાળા કમળના જેવી જણાતી હતી તેથી તે જાણે મોહનું સ્થાન–મૂર્છા પમાડતી ન હોય તેવી જણાતી હતી. કારણ તેનાં ભવા એ ધનુષ, દૃષ્ટિ તીવ્ર અને ચપળ તે બાણ અને હાવભાવ એ ભુજ જેવા જણાતા હતા. આથી તે શોભામાં વધારો કરતા હતા.

૮. **ગળસ્થળ**–ગાલ. **નારંગફળ શા**–નારંગીના ફળના જેવા **આદિત્ય**–સૂર્ય, ઇંદુ–ચંદ્ર. **અકોટી**–એક જાતનું ઘરેણું. **અધર**–નીચલો હોઠ. **પ્રવાળી**–પરવાળાં. **કનકરેખા**–સોનાની લીટી. **જીભ** (સં. જીહ્વા) જીભ. **કસોટી**–(સં. કષ્–ઘસવું) સોના રૂપાની પરીક્ષા કરવાનો પત્થર.

તેના ગાલ નારંગીના ફળના જેવા દેખાતા હતા. તેની અકોટિ સૂર્ય અને ચંદ્ર જેવી દીપતી હતી. તેનો અધરોષ્ટ પરવાળાંના જેવો દેખાતો હતો. દાંત સોનાની રેખા રૂપે હતી. અને જીભ જાણે સોનાની કસોટિ કરવાનો પત્થર ના હોય એમ જણાતું હતું. આમાં દમયંતીના ગાલ, તેણે પહેરેલા અકોટિ ઘરેણાનું, તથા અધરોષ્ઠ, જીભ અને દાંતનું વર્ણન કર્યું છે.

૯. **કીર**-પોપટ અહિંઆં તેનું નાક. **આનન**-મુખ. **શ્રીખંડ**-મોર અર્થાત્ નાકની વાળીનો મોર. **અણછતી**-છાની ન દેખાય એવી. **વનલતા**-વનની વેલી, દમયન્તી. **પંખી**-મોર, નાકની વાળીનો મોર. તેના મુખના ભાગ ઉપર પોપટની ચાંચ જેવું નાક છે, અને તેની વાળીમા સુંદર મોર શોભી રહ્યો છે. જ્યારે દમયંતી બોલતી હતી ત્યારે જાણે કોયલ છૂપી રીતે બોલતી નહોય. અર્થાત્ તેની વાણી ઘણીજ મધુર હતીઃ તેની દેહલતામાં નાકની વાળીમાં જે મોર હતો તે જોઇને મારી ધીરજ જતી રહી, અર્થાત્ મને પણ તે લતા પર જઇને બેસવાનું મન થયું. સરખાવો પ્રેમાનંદનું ઓખાહરણ કડવું ૨૨.

'નાકે સોહે મોતીની વાળી, તેને અનિરુદ્ધ રહ્યો છે ન્યાળી;
નારી તારી નાસિકાનો મોર, નોયે ભૂષણ ચિત્તનો ચોર.'

આમા દમયન્તીની નાસિકા તેમા આવેલી વાળી, તથા તેના મોરનું વર્ણન હંસ કરે છે.

૧૦. **અધરરસ**-નીચલા હોઠની લાલાશ. **શ્વેત**-ધોળું. **ગ્રાસ**-કોળીઓ. **ઉદર**-પેટ. **સર**-સરોવર. **આભરણ**-આભૂષણ, ઘરેણાં. **અંબુજ**-કમળ. **પૂરૂંવાસ**-રહેઠાણ કરૂં. તેના નીચલા હોઠની લાલાશ વાળા ભાગ ઉપર તેના નાકનું સફેદ મોતી લટકતું હતું, તે જોઇને મારૂં મન થઈ ગયું કે જાણે તેને ખાઇ જાઉંઃ તેનું પેટ સરોવર જેવું જણાતું હતું, અને તેની ઉપર ધારણ કરેલાં ઘરેણાં કમળ જેવાં દીશતા હતાં, તેથી મારી એવી ઇચ્છા થઈ કે જાણે ત્યાં જઇને હું રહેઠાણ કરૂં. હંસ મોતીનો ચારો ચરે છે તથા કમળવાળા સરોવરમાં રહે છે, માટે આ પ્રકારે ઉત્પ્રેક્ષા કરી છે અહિંઆં તેના નાકનું, અધરોષ્ઠ ઉપર લટકતું મોતી, ઉદર અને, ધારણ કરેલાં આભૂષણોનું વર્ણન કરવામાં આવ્યું છે.

૧૧. **નાભિ**-ડુંટી. **નિકટ**-નજીક. **મેખળા**-કંદોરો. **ગમન**-ગતિ. **સાથ**-(સં. સાર્થ) ટોળું **રોમાવળિ**-વાળનીહાર (સં. રોમ-

વાળ+આવલિ-હાર) સંસ્કૃતમાં વાળને માટે **रोमन** ને બદલે **लोमन** શબ્દ પણ છે. **દ્રુમ**-ઝાડ, **કુચ**-સ્તન. **ટોડા**-તળાવ અગર મસીદના દરવાજા પર થાંભલા આકારે જે ચણીને બનાવવામાં આવે છે તે **ઉરમંડળ**-બે સ્તનની વચ્ચેનો ભાગ. **ઉવારો** (સં. અવતાર) ઓવારો સરોવરનો કાંઠો, દમયંતીએ ડુંટીની પાસે જે કંદોરો પહેર્યો છે તેમાં તથા તેની ગતિમાં હંસ કહે છે કે અમારો સાથ રહે છે અર્થાત્ તેના કંદોરાની ઘુઘરીનો થતો અવાજ તે હંસોના અવાજને મળતો આવે છે, તેમજ તેની ગતિ પણ હંસોના જેવી છે. તેના શરીર ઉપરના વાળ તે વૃક્ષો જેવા જણાતા હતા. તેનાં સ્તન તે તળાવના કાંઠે આવેલા બે તોડા જેવા હતા. અને તેની છાતીનો ભાગ તે સરોવરના ઓવારા-કાંઠા જેવો જણાતો હતો. અહિંઆં દમયંતીની નાભિ પાસેની મેખલા, ગતિ, રોમાવલિ. કુચ અને છાતીના ભાગનું વર્ણન કર્યું છે.

૧૨ **અંગરંગ**-શરીર સૌન્દર્ય. **તરંગ**-મોજાં. **તૃપ્ત**-સંતોષી. **ક્ષુધા**-ભૂખ. **તૃષા**-તરસ, તેના શરીરનું સૌન્દર્ય તથા યૌવનની લ્હેર એવાં હતાં કે તે જોતાં કદી પણ આપણને સંતોષ થાયજ નહિ. તેના સૌન્દર્ય રૂપી અમૃતમાં વાસો કરીએ તો ભૂખ કે તરસ કાંઇ લાગેજ નહિ.

૧૩ **કચ-ભૂષણ** ચોટલાનું ઘરેણું, વેણીને છેડે બાંધેલું, ગોફણ 'કૂચભૂષણ' એવો પણ પાઠ છે. એ શબ્દ લેતાં સ્તન ઉપર પહેરેલું ઘરેણું એવો અર્થ લેવો. **કદળી**-કેળ. **શબ્દ**-અવાજ **પંચો**-પંચાનન-સિંહ અહિંઆં દમયન્તીની કટિ. **પ્રહારથી**-ગોફણના મારથી, તેની વેણીનો ચોટલો કદળી પત્ર સરખા તેના વાસા ઉપર પડેલો છે. ત્યાં જે અવાજ થાય છે તે એ ગોફણ-કચભૂષણનો નથી. પણ ત્યાં તેનો પ્રહાર થવાથી તેની કટિ રૂપી સિંહ અવાજ કરે છે એમ જણાય છે. વળી આથી તેની કટિની નીચે જે ચરણની ગતિ છે તે ગજની ગતિના જેવી હોવાથી, ગતિરૂપી ગજની પૂઠે, પછવાડે કટિ

રૂપી સિંહ લાગ્યો ન હોય એવો ભાસ થાય છે. આમાં તેની કટિનું તથા તેની ઉપર આવેલા વેણીના ગોફણનું વર્ણન કરવામાં આવ્યું છે.

૧૪ **સ્કંધ**-થાંભલા, **પદના**-પગના. **કદળી**-કેળ. **ખટ**-ષટ્ક છે. **તોયજ**-કમળ, **પાખે**-વિના, સિવાય. શુધબુધ-શુદ્ધિ અને બુદ્ધિ દ્વન્દ્વ સમાસ. તેના સાથળ કેળના જેવા સુલલિત અને કોમળ છે. તેમાં છ કમળ જળ સિવાય તેની પાસેને પાસે રહે છે. (છ કમળ-બે નેત્ર, બે હસ્ત, બે પગ) દમયંતીને આવી (છ કમળવાળા સરોવર જેવી) જોઈને હું મારૂં ભાન અને બુદ્ધિ પણ વિસરી ગયો, તેથી અભિલાષાએ મારા મુખથી બોલી ઉઠયો.

આ આખા કાવ્યના દરેક શ્લોકમાં ઉત્પ્રેક્ષા હોવાથી આખા કાવ્યમાં માલોત્પ્રેક્ષા માલાની માફક શોભી રહી છે. પ્રેમાનંદની કવિતામાં રસ, ભાવ અને અલંકારની જે ચમત્કૃતિ છે તે અન્ય પ્રાચીન ગુર્જર કવિમા નથી. આ આખું કાવ્ય તેનું અલંકાર વૈદગ્ધ્ય સૂચવે છે.

---

# રત્નેશ્વર.

---

૧ **નિશદિન**-રાત દિવસ, દ્વન્દ્વ સમાસ. **અભયપદ**-નિર્ભયતાનુ સ્થાન. **વિધાતા**-વિધાયક, કરનાર, મનુષ્યને નિર્ભયતા આપનાર ફક્ત રામનું નામજ છે. **યદુપતિપદ**-કૃષ્ણનાં ચરણ. **યદુપતિપદ સેવી**-શ્રીકૃષ્ણનું ચરણ લેઇને **કાપજો**-વર્જજો. **દામ**-પૈસો, લક્ષ્મી **ભગતિ**-ભક્તિ. **શે**-શામાટે. **વામ**-ઉધાં, વિપરીત. **ચરણકામ**? શ્રીકૃષ્ણના ચરણની ભક્તિ દાસ્યભક્તિ કરવાની ત્યજીને શા માટે ઉધાં, નહિ ઇચ્છવા જેવાં, કર્મ કરો છો? ૨. **કરમ**-નસિબ **કનકગિરિ ગુહામાં**-સોનાના પર્વતની ગુફામાં-પોતાના નસિબમાં જે લખાયું છે, જે મળવાનું નક્કી થયેલું છે તેજ સોનાના

પર્વતની ગુફામાં જવાથી પણ મળશે. માટે શા સારૂ ખોટો લોભ રાખીને વ્યર્થ ફાંફાં મારો છો? ભગવાને તમારે માટે બધું નક્કી કરી રાખ્યું છે તો શા માટે ભગવાનને વિસારી દઇને મિથ્યા લોભે તણાયા જાવ છો? **મૃગ**-હરણ. **અશન**-ખાવાનું ખોરાક, (સં. અશ્-ખાવું) **વસન** (સં. વસ્-પહેરવું) વસ્ત્ર. હરણનું પણ ખાવાનું, ભગવાન્ પૂરૂં કરે છે. તે વનમાં રહે છે છતાં પણ તેને ખાવાનું આપે છે. તો પછી આપણે ભોજન તથા વસ્ત્રની ચિન્તા શા માટે કરવી. જીંદગીમા એનો જે લાભ લેવાય તે લેવો.

૩. **વનવાસી**-વનમા રહેનાર. **ઇશ**-ઇશ્વર. અજગર વનમાં રહે છે, અને તે પોતાના ખોરાક માટે ચિન્તા રાખતો નથી, પણ તેને ઇશ્વરમાં સંપૂર્ણ વિશ્વાસ છે કે ઇશ્વર તેને ખોરાક આપશે. આથી તેની શ્રદ્ધા ફળે છે અને ખોરાક મળે છે. **ઉદર ભરણ**-પેટ ભરવું તે. **સાહે**-મેળવે. **આયાસ**-પ્રયત્ન, શ્રમ. **પાખે**-સિવાય, અજગર પ્રયત્ન કરતો નથી છતાં ઇશ્વર તેને ખોરાક મેળવે છે. **નાખો**-દૂર કરો. **અનુપમ**-જેની સરખામણી થઇ ન શકે તે ઉત્તમ. **કૃષ્ણકૃષ્ણેતિ**-કૃષ્ણ, કૃષ્ણ. એમ, ભાખો, (સં. ભાષ) બોલો. ૪ **નિખિલ**-તમામ, **નિગમ**-વેદ. **તોલે**-તુલ્ય, સરખા. **સહકૃતિ**-સહકાર, આંબો. **મોલે**-મૂલ્યથી. **શીદ**-શા માટે. **આક**-આકડો. આંબાના ફળ-કેરીઓને આકડાના ફળની સાથે શા માટે સરખાવે છે. અર્થાત્ એક બાજુએ કૃષ્ણ અને બીજી બાજુએ કૃષ્ણ સિવાયની વસ્તુઓમા આંબાના ફળ અને આકડાના ફળની વચ્ચે જેટલો ભેદ છે તેટલો ભેદ છે. કૃષ્ણનું નામ તે આંબાનું ફૂલ છે. અને તે સિવાયની વસ્તુ એ આકડાનું ફૂલ છે. આકડાનું ફૂલ જેમ આંબાના ફળની તોલે આવી ન શકે તેમ બીજી કોઈ પણ હકિકત કૃષ્ણના નામની તોલે આવી શકે નહિ. **મદનમદ**-કામનો મદ **માતો**-સં. મત્ત, ગર્વિષ્ટ. **અંગ**-દેહ. **રંગ**-વર્ણ **ધાતો**-દોડતો, ફરતો, **ધૂળખાતો** તુચ્છ વસ્તુ મેળવવાની ઇચ્છા કરતો. અહિંઆં શ્રીકૃષ્ણના નામ સિવાયની

વસ્તુને ધૂળ કહી છે. ૫ **સુરનદી**-દેવતાઓની નદી, સ્વર્ગલોકની નદી. **સીધે**-સિદ્ધ થાય. **શ્રમવિણ**-વગર મહેનતે. **બંધ**-બંધનો. **કાપે**-નિવારણ કરે હરિના નામનો મહિમા એવો છે કે જપ, તપ, વ્રત, મહાદાન, સુર સરિતાના જલનું સેવન વગેરે આચરવાથી જે પુણ્યની પ્રાપ્તિ થાય છે તેના કરતાં પણ અધિક પુણ્ય તેનાથી મળે છે. વળી તેમાં કોઈ પણ પ્રકારનો શ્રમ પડતો નથી. એટલુંજ નહિ પણ તે કર્મનાં તમામ બંધનોને છેદી નાખે છે.

આ કાવ્યમાં કવિ હરિના નામનો મહિમા વર્ણવે છે. અને તમામ પ્રાણીઓને તેના નામનું રટણ કરવાને ઉપદેશે છે.

---

# વલ્લભ.

---

## શરપતન

આ કાવ્ય પ્રેમાનંદના પુત્ર વલ્લભના 'કુન્તી પ્રસન્નાખ્યાન' માંથી લીધું છે. મયદાનવે પાંડવો માટે વિસ્મયકારક સભામંડપ રચેલો. તેની ખુબી એ હતી કે જોનારને ત્યાં જળને સ્થાને સ્થળ દેખાય અને સ્થળને સ્થાને જળ દેખાય. એ સ્થળે ઐરાવત હાથીનું પ્રતિબિમ્બ કુન્તીએ જોયું અને તે જોતાંજ મૂળ ઐરાવત મેળવવાની તેમણે ઇચ્છા કરી. પાંડવભાઇઓ માતાની આ ઇચ્છા કેમ પાર પાડવી તે માટે વિચારમાં પડી ગયા. છેવટે તેમણે એક ઉપાય શોધી કાઢયો. ઇંદ્રના ગંધર્વ તુંબુરુની મદદથી અર્જુને ઐરાવત મેળવવાને ઇન્દ્રને બાણપર પત્ર લખ્યો. એ પત્રમાં ઐરાવતની માગણી તેમણે કરી. ઇન્દ્રને તો એ પત્ર વાંચીને વિસ્મય થયો. તેણે તેના ઉત્તરમાં કહ્યું કે સ્વર્ગમાં આવીને હાથી લેઇ જાવ. અર્જુને ઉત્તરમાં બાણના સેતુ રચ્યો. તે ઉપર ચઢીને ભીમ તથા અર્જુન સ્વર્ગમાં ગયા. ત્યાં

દેવોએ તેમને વ્હાવા માંડયું. પણ તેમાં ન ફાવ્યા એટલે ઐરાવતને ગાંડો કરીને છોડયો. અર્જુન અને ભીમે ઐરાવતને હરાવ્યો. આથી દેવોને તે હાથી સોંપી દેવો પડયો, આથી તે હાથીને લેઈને બન્ને ભાઇઓ પૃથ્વી ઉપર આવ્યા અને માતાને પ્રસન્ન કર્યા. આ હકિકત આમાં હોવાથી તેનું નામ 'કુન્તીપ્રસન્નાખ્યાન' રાખ્યું છે. આ કાવ્યમાં અર્જુને બાણ સાથે પત્ર મોકલ્યો તે પ્રસંગ વર્ણવેલો છે.

**શક્રાસન**-ઇંદ્રાસન શક્ર એટલે ઇંદ્ર, **શચી**-ઇંદ્રાણી. **સહ**-સાથે. **શચીનાથ**-ઇંદ્ર, શચીનો પતિ. **શર**-બાણ (સં. શૄ ભેદવું એ ધાતુ ઉપરથી). **સુસવાટ**-એક પ્રકારનો બાણમાંથી નીકળતો અવાજ. **વજ્ર**-ઇન્દ્રનું હથિયાર. **સાયું**-પકડયું. **પંચ**-પાંચ. **કે**-કહે. **વિસ્મય-હવા** દેવો શરને આવેલું જોઇને આશ્ચર્ય પામ્યા. **વિબુધો**-દેવતાઓ. **હવા**-થયા. **મુખપર**-બાણના છેડા ઉપર. **પત્ર**-કાગળ. **નવકળું**-સમજી ન શકું. **ઇંદ્રાંકપર**-ઇંદ્રના અંક કહેતાં ખભા ઉપર. **જોતેજોતે**-જોતજોતામા. **છાડયો**-છૂટો કર્યો. **તર્ત**-જલ્દીથી. **અજબ ગજબ**-મોટું આશ્ચર્ય, **શિલીમુખ**-બાણ. **નેહ**-સ્નેહ, હેત. **પ્રત્યુત્તર**-વળતો જવાબ. **અત્ર**-અહિંઆં. **શરસંધાણ**-બાણનું જોડાવું તે. **દેવાચાર્ય**-બૃહસ્પતિ, દેવતાઓના ગુરુ **વેગે**-ઝડપથી, વિનાવિલંબે. **અવનવુ**-નવી જાતનું. **અતિ**-ઘણું. **પ્રકટ**-ખુલ્લી. **સુણી**-સાંભળી. **વેણબાણ**-વાણીરૂપી બાણ. **વાંકી**-ઉંધી, અન્યાયી. **પઠાવો**-મોકલો. **ઐરાવણ**-ઐરાવત હાથી. **કોક**-બીજો કોઇક. **વસુધા**-પૃથ્વી. **સુધા**-અમૃત. **દેવનું**-ઇંદ્રનું. **માનવનું**-અર્જુનનું. **માન રાખ્યે**-અર્જુનના કહેવા પ્રમાણે જો હાથી આપવામાં આવે તો. **સવિતા**-સૂર્ય (**સૂ** ધાતુમાંથી). **લેખે**-ગણે. **રજમાત્ર**-થોડાક પણ. **વિબુધ**-દેવતાઓ. **ભાખું**-બોલું, **બુધા**-ડાહ્યા. **વ્યર્થમાને વિબુધા**-દેવોને તુચ્છ ગણે, **ખાંડવદાહ**-ખાંડવ વનનું દહન થયું તે વખતે. **ઓડતાં**-ધારણ કરતાં, રજુ કરતાં **દેવેશ** ઇંદ્ર. **અહમેવ**-અહંકારજ. **વેધો**-છેદો, વીંધો. **કાય**-દેહ. **અવહાસ**-

મસ્કરી, અર્જુન એ ઇંદ્રનો આપેલો પુત્ર છે માટે અંશાવતાર કહ્યો છે, **ભારે**-**ભાર**, તેથી તે મોટું ગુમાન ધરે છે. **વારૂ**-ઠીક (સં. **વરમ્**), સાધો--પ્રાપ્ત કરો, મેળવો. **ત્રિદશો**--દેવતાઓ. **ધનંજય**--અર્જુન. **વાસવ**--ઇંદ્ર. **રૂઠે**--ગુસ્સે થાય. **પછે**--પાછળથી. **પાર્થ**--અર્જુન. **સ્વયં**--પોતે, જાતે.

---

# શામળ.

---

**ક્યારા**-ઝાડના અગર છોડવાના મૂળ આગળ તેને પાણી પાવાને માટીની પાળ બાંધીને તેની આજુબાજુએ બનાવે છે તે. **બહેકે**-મઘમઘે. **કનક**-સોનું. **લક્ષધા**-લાખો રીતે, અસંખ્ય રીતે, 'ધા' પ્રત્યય સંસ્કૃતમાં 'રીતે'ના અર્થમા છે જેમ 'એકધા, બહુધા' વગેરે. **ગોમતી**-દ્વારકા પાસે છે. **નીર**-જળ, પાણી. **ઝવેર જડીત્ર**-ઝવેરાત, હીરા વગેરે જેને જડેલાં છે તેવી. **ઝારી**-પાણી ભરવાનું લોટી જેવું ન્હાનું વાસણ. બાળકને પાણી પાવાને માટે ખાસ તે વપરાય છે, તેની એક બાજૂએ પાણીની ધાર માટે નળી હોય છે. વૈષ્ણવો સેવામાં દેવની આગળ જળની ઝારી ધરે છે. **સિંચે**-સિંચન કરે. છંટકાવ કરે. **નરપતિની નારી**-રાજાની રાણી. **કહિ**-કદાચ. **ઉગિયો**-ઉદય પામ્યો. **બદબોઈ**-ખરાબ વાસ, દુર્ગંધ.

આ છપ્પામાં શામળ એમ કહેવા માગે છે કે મનુષ્યની પ્રકૃતિ ગમે તેવા સંજોગોમાં પણ બદલાતી નથી. આ સમજાવવાને લસણના છોડનો દાખલો આપે છે. લસણનો છોડ ગંગાના કિનારે ઉગેલો હોય, તેની આજુબાજુએ કેસરનો ક્યારો કર્યો હોય, અને તેમાં બરાસ તથા કસ્તુરી ભરી હોય તથા સોનાની પાળ તેમજ અસંખ્ય મોતી તેની ઉપર રાખેલાં હોય. તેમજ ખુદ રાજાની રાણી સોજે

શણગાર ધારણ કરીને હિરાથી જડેલી ઝારીમા ગંગા ગોમતીનાં જળને ભરીને તેની ઉપર છંટકાવ કરે તો પણ લસણની જે ગંધ છે એ કદી પણ જશે નહિ. એજ રીતે દરેકનો જાતિસ્વભાવ બદલી શકાતો નથી.

૨. **ઈંદ્રવારણાં**-એક જાતનાં બહારથી શોભાયમાન દેખાતાં ફલ. **ખાંતે**-ખંતથી. **નવ**-ના. **આવળ**-એક જાતનો છોડવો. '**કેરાં**' છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે. **તૃષા**-તરસ. **ઉજ્વળ**-શ્વેત, ધોળા. **કરા**-શિયાળામાં હિમ વર્ષે છે ત્યારે જે પડે છે તે, એ મોતીના જેવા ધોળા દેખાય છે. **આભ્રણ**-આભરણ, ઘરેણાં. **ઓપે**-શોભે. **અશાં**-એવા. **સાંખી**-તપાસી, **ગુણવિણ**-ગુણ વગર. **કશાં**-શા કામનાં ? ગુણ વગરનું રૂપ નકામું છે, તે કશા ખપનું નથી. ઈંદ્રવારણાં બહારથી રૂપાળાં દેખાય છે પણ કોઇ ખંતથી તેને ખાતું નથી. આવળના ફુલ શોભાયમાન હોય છે, પણ તેનાથી કોઇ શિવની પૂજા કરતું નથી. ઝાકળનાં પાણી પણ પાણી છે છતાં કોઇ તેનાથી પોતાની તરસ છીપાવતું નથી. બગલા ગમે તેટલા ઉજળા હોય તેથી હંસની કોટિમાં ગણી શકાય નહિ. કરાઓ પણ મોતી જેવા દેખાય છે, પણ તે કંઈ ઘરેણાં તરીકે પહેરાતા નથી; તેમ ગમે તેટલું રૂપ માણસમા હોય તો પણ ગુણ વગર તે શોભતું નથી.

---

# કાળીદાસ.

---

૧. **કર**-હાથ. **દુહિતા**-દીકરી. ચતુરાનન ( સં. **चतुः** ચાર+ **आनन** મોઢું ) જેને ચાર મોઢાં છે તે, બ્રહ્મા. ૨. **જીને**-જેને. **ગણેશ**-ગણપતિ, **દિનેશ**-સૂર્ય, **શેષ**-નાગ. **સુરેશ**-ઇંદ્ર. **યજે**-યજ્ઞ કરે, સેવે. **કોટિ**-કરોડ. **ચવ્યું**-વર્ણવ્યું. ૩. **લાવણ્ય**-શોભા. **થકે**-થાકે. **અપરાજીત**-કોઇનાથી જીતાય નહિ તેવી. **રાજીત**-સુશોભિત. **વપુ**-

દેહ. **જરા**-ઘરડપણ લાગતું નથી. એવી સરસ્વતી દેવી છે. ૪. **ઝાલ**-સ્ત્રીઓને કાને ઘાલવાનું એક જાતનું ઘરેણું. **ઝબુકતી**-શોભતી, ચળકતી. **ગાલ ગોરે**-ગૌરવર્ણના ગાલ ઉપર **સચ્ચિદાનંદ-ચોરે**. સરસ્વતી દેવીના મુખની કાન્તિ એટલી બધી અનુપમ હતી કે તેમના ગૌર ગાલ ઉપર ઝબકતી મણિની ઝાલથી સચ્ચિદાનંદ બ્રહ્મનું પણ ચિત્ત મુગ્ધ થતું હતું. **યુત**-યુક્ત, લાયક, **મંડિત**-સુશોભિત. **હિંચકતી**-હિચકા ખાતી, ઝૂલતી, **ચપળા**-સ્ત્રી. **શીશ**-માથું. સં. શીર્ષ, **હેમ**-સોનું. **કીરિટ**-મુગટ. **જડિત**-જડેલો. માથા ઉપર સોનાનો મણિથી જડેલો મુગટ છે. **ભુજંગફણિ**-સાપની ફેણ. **અલકાવલિ**-વાળની લટની હાર. **નીલ**-ભૂરી. **કુટિલ**-વાંકી. માથા ઉપર વાંકાવાળની લટ ઝૂલતી હતી. **નકલંક**-નિષ્કલંક. ડાઘા વગરનો. **મયંક** (સં. મૃગાંક) ચંદ્ર **લલાટપટી**-લલાટ ઉપર તેમનો લલાટ પ્રદેશ નિષ્કલંક ચંદ્રની માફક શોભે છે. ૬. **કુકુંમ**-કંકુ. **ઇંદ્રધનુ**-મેઘ ધનુષ્ય. **ત્રિકુટી**-ત્રણ શીંગડાં વાળી આકૃતિ. **જટીલી**-જટાધારી, તપસ્વિની, બ્રહ્મચારિણી. **જ્યોત**-જ્યોતિ, તેજ. **તગે**-પ્રકાશ મારે. **ભ્રૂકુટિ**-આંખની ભમર. **શું**-જાણે. **ઝગે**-ઝળહળ થાય. પ્રકાશે. ૭. **દલરાજીવ નેત્ર**-કમળના દળ. પાંદડાંના જેવાં જેનાં નેત્રો છે તેવાં, બહુવ્રીહિ સમાસ. ખરી રીતે 'રાજીવદલ નેત્ર' એવો શબ્દ જોઇએ. રાજીવ-કમળ. **કૃપાકરણી**-દયા કરનાર, અનુગ્રહ દર્શાવનાર. **દૃગ**-નયન. **સુદરતા-હરણી**-સૌન્દર્યનું હરણ કરનારા અત્યંત સુંદર. બહુવ્રીહિ સમાસ. **હરણી**-મૃગી તેનાં નયન હરણીનાં નયન જેવા સુંદર હતાં. **નકવેસર**-નાકની નથ અગર વાળી. **હાટક**-સોનું. **ચંચ**-(સં. ચંચૂ) ચાંચ, **કીર**-પોપટ. ૮. **દશનાવલિ**-દંતપંક્તિ, દાંતની હાર. 'દશન' એટલે દાંત. તેના દાંતની પંક્તિ દાડેમના બીજ જેવા છે. **અધરારુણ બિંબક**-અધરોષ્ટનું અરુણ (લાલ) બિંબ. **બિંબ-છબી**. બિંબની શોભાવાળું. **બિંદુ** ટપકું; છૂંદણું. **અનુપમ**-ઉત્તમ. **ચિબુક**-હડપચીની વચમાંનો છાછર ખાડો જ્યાં સ્ત્રીઓ છૂંદણું છૂંદાવે છે તે. **અંબુજ**-કમળ. **અલિ**-ભમરો.

તેમની ચિબુકમાં છુંદણું આવેલું છે તે જાણે કમળમાં ભમરો સુતો ન હોય તેવું લાગે છે. અહિંઆં ચિબુકમાં કમળ અને છુંદણામાં ભમરાનું સાદશ્ય દર્શાવીને દૃષ્ટાન્ત આપ્યું છે. માટે **દૃષ્ટાન્ત અલંકાર** છે. ચિબુક તે કમળના જેવું છે અને છુંદણું શ્યામવર્ણનું હોવાથી ભ્રમર તુલ્ય છે. આ કાવ્યમાં કવિ સરસ્વતી દેવીનું વર્ણન કરે છે. જેમ પ્રેમાનંદે દમયંતીના સૌન્દર્યનું વર્ણન કર્યું છે તેમ અહિંઆ કાલીદાસે સરસ્વતીના સૌન્દર્યનું વર્ણન કર્યું છે. પ્રેમાનંદના વર્ણનમાં ઉત્પ્રેક્ષા અલંકાર મુખ્ય છે, જ્યારે અહિંઆં ઉપમા અગર દૃષ્ટાન્ત અલંકાર મુખ્ય છે. બાકી કેટલીક કલ્પનાઓ પ્રેમાનંદની કલ્પનાઓને મળતી આવે છે.

---

# ધીરો.

---

૧ **અંતે**-મરણ સમયે. **સંત**-સત્પુરુષો, સાધુપુરુષો. **કરમાં**-હાથમા **ધાયો**-દોડયો. ન્હાનપણમાં ઘરના કામકાજમાં રચ્યો પચ્યો રહેતો હતો, પણ ભગવાનનું ભજન કરવાની ફુરસદ મળી નહોતી. **જીતી બાજી**-જીતેલી રમત. **જીતી બાજી હાર્યો**-ભગવાનને નહિ ભજવાથી જીંદગીનો અનેરો અવસર જે મળેલો તેને સફળ કરી શકયો નહિ. આથી જીંદગી નકામી કરી. પત્થરનું નાવડું બનાવીને કોઇ સમુદ્ર તરવા જાય તો તે ન તરી શકે, તેમ ભગવાનનું ભજન છોડી દઈને સાંસારિક પદાર્થોમાં આસક્તિ રાખવાથી જીંદગી ઉદ્ધારી શકાતી નથી. જેણે હરિને ભજ્યા નથી, તેની જીંદગી ડૂબી ગયેલી જાણવી. તેના બચવાનો કોઈ ઉપાયજ નથી. ૨. **અંત-બનાવે**-મૃત્યુનો કાળ નજીક આવતાં ભક્તિનો ઢોંગ કરે. **ભૂલી-ભાન**-જ્યારે ભાન પણ જતું રહ્યું ત્યારે, મરણ સમયે. **એરણ**-સોની લુહાર વગેરે જે ચોરસ ગચીઆ ઉપર હથોડો મારી ઘાટ ઘડે છે તે મોટી વસ્તુની ચોરી

કરે અને થોડાનું દાન કરે તેનાથી સ્વર્ગ પ્રાપ્ત થતું નથી. કારણ કે તેમ કરવાથી પુણ્ય કરતાં પાપનો ભાર વધી જાય છે. જ્યાં સુધી આપણું પાપકર્મ પુણ્યકર્મ કરતાં વધારે છે ત્યાં સુધી આપણો કદી પણ ઉદ્ધાર નથી. **કેમ આવે વૈમાન?**-સ્વર્ગ કેમ પ્રાપ્ત થાય. **નાવ્યું**-ન+આવ્યું. ન મળ્યું. **બુદ્ધિ ગઇ ચરવા**-બુદ્ધિ બહેર મારી ગઈ. બુદ્ધિ ઓછી થઈ ગઇ, ક્ષીણ પામી ગઈ. ૩. **જુવતી**-યુવતી **જુવતી-થાય** જેમ યુવાન સ્ત્રીનો જન્મ પુત્ર પ્રાપ્ત થવાથીજ સફળ થાય છે તેમ મનુષ્યના જીવનની સફળતા પ્રભુને ભજવાથીજ છે. **એળે**-વ્યર્થ, ફોગટ. **વહી જાય**-પસાર થઇ જાય. **એંસી વર્ષે વર વરવા**-જેમ કોઇ સ્ત્રી એંસી વર્ષની ઉમરે પરણે અને પછી પુત્ર પ્રાપ્તિની આશા રાખે તે વ્યર્થ છે તેમ વૃદ્ધાવસ્થામાં ભગવાનને ભજવા અને પછી ભક્તિના ફળની આશા રાખવી તે પણ વ્યર્થ છે. ૪. **વીસ વર્ષે**-યુવાવસ્થામાં. **વિશ્વંભર**-ભગવાન્, જગતનું ભરણ પોષણ કરનાર. **ભવ**-સંસાર જે ભગવાનની ભક્તિ કરે છે તેનો સંસાર હરી જાય છે. **હરિશું**-હરિ સાથે, હરિ તરફ. **ધાયા**-દોડયા, ગયા. **હરિશું ધાયા તે બહુ કમાયા**-જે ભગવાનની ભક્તિ કરીને તેમને મેળવે છે, તેઓ અઢળક લાભ પામે છે. કારણ કે તેમને નિરંજન નિર્ગુણ, નિરાકાર ભગવાન્ મળે છેઃ **નિરંજનરાય**-નિરંજન પરમેશ્વર. **મટયા**-દૂર થયા. **ચોરાશી ફરવા**-ચોરાશી યોનિઓમા ફેરા ફરવાના મટી જાય છે. અર્થાત્ ભગવાનને ભજનારને પુનર્જન્મ નથી. આ કાવ્યમાં ધીરાએ મનુષ્યે જન્મીને ભગવાનની ભક્તિજ કરવી એજ તેનું પરમ કર્તવ્ય છે, એ વસ્તુ બહુ સુંદર દૃષ્ટાન્તોથી દર્શાવ્યું છે. આમાં ધીરાએ જે દૃષ્ટાન્તો આપ્યાં છે તે તદ્દન ઘરગથ્થુ છે તથા ભાષાના પ્રયોગો રૂઢ છે. આથી શિક્ષિત વર્ગને પણ ધીરો પોતાની કવિતાની છાપ સારી પાડી શકતો. તેણે અશિક્ષિત વર્ગનેજ બહુધા સદુપદેશ દ્વારા સન્માર્ગે દોર્યો છે.

---

# દયારામ.

પ્રાચીન કવિઓમાં છેલ્લા ગણાતા દયારામનું આ પદ ઉત્તમ વૈરાગ્યની ભાવનાથી પ્રચુર છે દયારામે પ્રેમાનંદની માફક વિપુલ સાહિત્ય ગુજરાતને આપ્યું છે. તે સિદ્ધાન્ત ગ્રન્થો, આખ્યાનો, સ્તવનો, ગરબીઓ તથા પદો વગેરે રૂપે અવતરણ પામ્યું છે. આમાંથી તેનું ઉત્તમ સાહિત્ય એ ટુંકાં પદો છે. આ ત્રણ વિષયોમાં વહેંચી શકાય છે. શૃંગાર, ભક્તિ અને નીતિ તથા વૈરાગ્ય. આ પદ 'નીતિ તથા વૈરાગ્ય'ના મથાળા નીચે આવે છે. આમાં કવિ **પોતાના જીવનના અન્ત સમયે પોતાના મનને સંસારથી પરાઙ્મુખ થઇને પ્રભુને અભિમુખ થવાનો ઉપદેશ આપે છે.** આખું પદ ઉપદેશાત્મક હોઇ રૂપક અલંકારથી શોભી રહ્યું છે. એક વસ્તુનો બીજી સાથે જ્યારે તાદાત્મ્ય સંબન્ધ દેખાડયો હોય ત્યારે રૂપક અલંકાર કહેવાય છે. જેમકે 'તે રાજકુંવરનું મુખ ચંદ્ર છે.' અહિંઆ મુખ અને ચંદ્ર વચ્ચે તાદાત્મ્ય સંબન્ધ છે. અહિંઆ આખા પદ્યમાં 'મન'નું મુસાફર સાથે 'કામક્રોધાદિ'નું ફાસીઆ સાથે, સત્પુરુષોનું વળાવા સાથે એમ તાદાત્મ્ય દેખાડયું છે. આથીજ કાવ્ય ઉપદેશાત્મક હોવા છતાં તેનું કાવ્યત્વ જળવાઈ રહ્યું છે.

અર્થ. **નિજ**–પોતાનો, **દેશ** એટલે ઇશ્વરનું ધામ. દયારામ શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાનને માનતા હતા. તે મત પ્રમાણે જીવ એ ઇશ્વરનો અંશ છે. જેમ અગ્નિ અને તણખા વચ્ચે અંશી અને અંશનો સંબન્ધ છે તેમ ઇશ્વર અને જીવ વચ્ચે છે. આ જીવ ઇશ્વરથી ઘણાં વર્ષો થયાં છૂટો પડયો છે. આ છૂટા પડવાની દશા તે તેની સંસારદશા છે. તે દશામાં ઇશ્વરને-પોતાના ધામને ભૂલી ગયો છે. દયારામ પોતાના મનને ઇશ્વર સાથેનો પોતાનો સંબન્ધ યાદ દેવડાવીને કહે છે, હે મન! તારૂં ખરૂં રહેવાનું સ્થાન આ સંસાર નથી; પણ પરલોક જ્યાં તું ઇશ્વરની સાથે સંબન્ધથી રહેવાનો છે તે છે. માટે આ સંસારનો

ત્યાગ કરીને પરલોકમાં જવાની તું તૈયારી કર. તારી શાન્તિ અને સનાતન આરામનું સ્થાન તે પરલોક છે, આ નહિ. '**નિજ દેશ ભણી**'–પરલોક તરફ **મુલખ**–દેશો, હે મન તેં ભગવાનના ધામ પરલોકને છોડીને બીજા ઘણા મુલકો જોયા, અને પરિશ્રમપૂર્વક ઘણી મુસાફરી કરી પણ તેથી તને કાંઇ પણ શાન્તિ મળી નહિ. ખરી શાન્તિ તો જ્યારે તું તારા પોતાના દેશમાં–ધામમાં–પ્રભુના ધામમાં જઇશ ત્યારે મળશે. જેમ પોતાના ધામ તથા ઘર વગર મનુષ્ય બીજી ઘણી જગ્યાએ ફરે તેથી તેને આરામ મળતો નથી, તેમ જીવને પોતાના ધામ–ભગવાનના સંબંધ સિવાય બીજે કોઈ પણ સ્થળે આરામ મળે નહિ.

**સ્વપુર**–પોતાનું નગર, પરલોક; **પન્થ**–રસ્તો. **રખે ભુલતા ભાઈ**–કોઇ મુસાફર બહાર લાંબી મુસાફરી કરીને પોતાના શહેર તરફ પાછો વળતો હોય તે વખતે જો પોતાના શહેર તરફ આવવાનો જે સાચો માર્ગ છે તેને ભૂલી જઇને બીજે રસ્તે ચઢી જાય તો તેનું પરિણામ એ આવે કે પોતાના શહેરમા પ્રવેશ કરી શકે નહિ એટલુંજ નહિ, પણ ઉલટું તે વધારે ભટકણમાં પડે, માટે દયારામ પોતાના મનને કહે છે, હે ભાઇ મન! તુ જાણે છે કે તું આ સંસારમાં બહુ બહુ રખડયો, પણ છેવટે ભગવાનની કૃપાથી તારા સદ્ભાગ્યે તારા અસલ ધામમા જવાનો માર્ગ હવે તને મળી આવ્યો છે, તો જો તું તારી પોતાની શરતચૂકથી અગર જાણીબૂજીને તે રસ્તે પ્રયાણ કરવાનું ચૂકી જઇશ તો આ ભવની ભટકણમાંથી તું કદી છૂટી શકીશ નહિ. માટે સવેળા ચેતીને જે ભગવદ્ધામનો–પરલોકનો માર્ગ તને પ્રાપ્ત થયો છે તે માર્ગે તું વળ. અહિંઆં દયારામ પોતાના મનને ભાઈ કહીને સંબોધે છે, કારણ કે તે મન તેના આત્માના ઉર્ધ્વપ્રયાણમા–આધ્યાત્મિક પ્રગતિમાં અવરોધ કરનારૂં નથી. પણ તે ભગવદભિમુખ બનેલું હોવાથી અનુકૂળ બન્યું છે, આથી તેની સાથે દયારામના આત્માનો સજાતીય સંબન્ધ થયો હોય તેવો હર્ષ પ્રકટ થાય છે.

વળી 'ભાઇ' પદથી એ પણ અર્થ વ્યક્ત થાય છે કે જેમ મનુષ્ય પોતાનાં હૃદયની ગુપ્ત વાત પોતાના નિકટ સંબન્ધી ભાઇનેજ કહી શકે છે તેમ અહિંઆં ભગવદભિમુખ બનેલા પોતાના મનની સાથે દયારામના આત્માનો તેવો સંબન્ધ કેળવાયો હોવાથી તેને ગુપ્ત-રહસ્ય રૂપ વાત કહે છે, ઉપદેશ આપે છે. 'હે' પદથી એવું સુચન કરે છે કે હે મન, તને જે આ રહસ્ય રૂપ ઉપદેશ હું આપું છું તે તારે સાવધાનતાથી સાંભળવો જોઇએ એટલુંજ નહિ પણ તેને આચરણમાં પણ મૂકવો જોઇએ. જો તેમા અલ્પ પણ ગફલતી થશે તો પછી આ સંસારની લક્ષચોરાશીમાંથી તું કદી પણ છૂટવાનો નથી. માટે આ ઉપદેશ સાવધાનતાથી શ્રવણ કર.

**અવળાઈ**-અવળાપણું, ઉલટું હોવું તે. બીજા માર્ગો એવા છે કે કદાચ એક વખત તે ભૂલી ગયા તો ફરીથી ફરતા ફરતા તે હાથ પણ લાગે, પણ આ પરલોકનો માર્ગ તો એવો છે કે જો એક વખત તમે તેને ખોઈ બેઠા તો ફરીથી તમને હાથ લાગવાનો નથી. અર્થાત્ ઇશ્વિરના અનુગ્રહથી જો ભક્તિની તક તમને મળી આવી તો જો તે તકનો તમે લાભ ન ઉઠાવો અને તમારા પ્રમાદથી તેને જતી કરો તો ફરીથી તે તક તમને મળશે નહિ. ઇશ્વરને પ્રાપ્ત કરવાની તક. જો એક વખત જ હાથમાંથી જતી રહી તો ફરીથી તે મળતી નથી.

**સીધારે**-સારી ચાલચલકતથી. કેટલાકો આ શબ્દની વ્યુત્પત્તિ **સુ+ધારા** એવી રીતે આપે છે પણ તે ખોટી છે. સુધરવું શબ્દ સં. **શુધ્** ધાતુ ઉપરથી નીકળ્યો છે. **શુધ્** એટલે to purify, to improve. વધારે સારૂં બનાવવું. **ડાબા કે જમણી**-સુમાર્ગ અથવા કુમાર્ગ **સમજીને... જમણી**-માટે હે મન હું કહું છું તે લક્ષમા રાખીને, ભક્તિનો જે સીધો માર્ગ છે તે માર્ગેજ પ્રયાણ કરજો; તે માર્ગે પ્રયાણ કરવાથી તમે પરલોકમાં પોતાના ધામ પહોંચી શકશો. માટે કોઇને પૂછયા વગર ડાબા કે જમણી (કુમાર્ગે અથવા સુમાર્ગે તેમજ કર્મ કે જ્ઞાનના માર્ગે) ગયા વગર સીધા ભક્તિના માર્ગે વહ્યા જાવ: **ફાંશીઆ-**

ગળે ફાંશો નાખીને મારી નાખનાર. કામ, ક્રોધાદિક, ફાંશો શબ્દ સં **पाशः** ઉપરથી છે. **प** નો **फ** થાય છે અને વચ્ચે અનુનાસિક પ્રાકૃતમાં ઉમેરાય છે. જેમ **वक्र** ઉપરથી ગુજરાતીમાં વાંકુ. **मर्कटः** ઉપરથી માંકડું વગેરેમાં અનુનાસિક આવે છે તેમ. **વાટ (सं वर्त्मन्)** માર્ગ, રસ્તો. **'વચ્ચે...બેચાર'**–રસ્તામાં કામક્રોધાદિ ફાંશીઆઓ મુસાફરોને મારવાને માટે બેઠેલા છે, માટે જો તમે એકલા એ માર્ગે જશો તો તમારો પણ ઘાત થશે. તેથી તમારે એકલા જવું ન જોઇએ. ભક્તિમાર્ગમા પ્રયાણ કરનારને કામક્રોધાદિનો ભય હોય છે તેથી તેમનાથી પોતાનું રક્ષણ કરવાની જરૂર છે. **'વળાવા'**–ભોમીઆ. મુસાફરોને રસ્તો દેખાડનાર તથા રસ્તામાં તેમનું રક્ષણ કરનાર. અહિંઆં સત્પુરુષો એ વળાવા છે. ભક્તોએ કામક્રોધાદિમાંથી બચવાને માટે સત્પુરુષોનો સમાગમ કરવો જોઇએ, માટે દયારામ પોતાના મનને સત્પુરુષો રૂપી વળાવા રાખવાનું કહે છે. **'ત્યારે તેનો નહીં ભાર'** જો વળાવા સાથે રાખ્યા તો પછી ફાંશીઆઓનું કશું પણ જોર ચાલશે નહિ. **ભેદી**–ભેદ ખૂલ્લો કરનાર, ધર્મનું ગુપ્ત રહસ્ય પ્રકટ કરનાર. દયારામ પોતાના ગુરુને અહિંઆં ભેદી કહે છે; કારણકે તેમણે તેને ધર્મનો ભેદ ખૂલ્લો કરી આપ્યો છે. **'કહેલી ગતિ સહુ તે તણી'**–તે ગુરુએ જે પ્રમાણે તેમની આગળ ધર્મનો ભેદ ખૂલ્લો કરીને જીવનનું આચરણ કરવાને જણાવેલું તે પ્રમાણે પોતે પોતાના મનને જણાવ્યું છે એમ તેઓ કહે છે. (અહિંઆં 'ભેદી' શબ્દ કદાચ દયારામ ભાઇ ને ધર્મતત્ત્વ સમજનાર પેટલાદ નિવાસી ઇચ્છારામ ભટ્ટ જેમણે અણુભાષ્ય નામના ગ્રન્થ ઉપર પ્રદીપ નામની ટીકા લખી છે તેમને માટે પણ વપરાયેલો સમજી શકાય. ઇચ્છારામ ભટ્ટજી સાથે દયારામનો પ્રથમ સમાગમ તેમની ન્હાની વયે તિનતલાવ આગળ થયો હતો. ઇચ્છારામ ભટ્ટજી બહુશ્રુત અને વેદાન્તી હતા. તેમણે દયારામને તત્ત્વાવબોધ કર્યો હતો. તેમના સમાગમથી દયારામનું જીવન ભક્તિમય થયું હતું. આ ભટ્ટજીની એક બેઠક ડાકોરમાં છે અને તે ભટ્-

જીની બેઠકના નામથી ઓળખાય છે. **'હાવાં**-હવે', **'વોહરે**'-(**व्यवहर**) વ્યવહાર કરો, ખરીદો; **શેઠ**-ભગવાન્, **જોખમ**-નુકશાન, હાનિ, **'હાવાં-દાવ'** જે ગુમાસ્તો શેઠના નામથી વ્હેપારની ચીજ ખરીદે તો તે ચીજમાં નુકશાન થાય અગર તેને કોઈ લૂટી લે તો પણ તેને કંઇ પણ નુકશાન નથી, પણ જો તે પોતાના નામથી ખરીદે તો તેને નુકશાન સહન કરવું પડે; માટે દયારામ પોતાના મનને કહે છે કે હે મન ! તું સંસારમાં જે કંઈ વ્યાપાર પ્રવૃત્તિ કરે છે તે આત્મબુદ્ધિથી ન કર પણ પરમાત્માની બુદ્ધિથી કર. તારી સર્વ પ્રવૃત્તિઓ પરમાત્માને માટે છે એમ સમજીને તું કર. એમાંની કોઇ પણ પ્રવૃત્તિમાં તું અહંતા મમતાની આસક્તિ ન રાખ. ઈશ્વરજ તે પ્રવૃત્તિ તારી પાસે કરાવે છે અને તે ઇશ્વરને માટે તું કરે છે. તેથી તે પ્રવૃત્તિઓ કરતાં તારાથી કોઇ ચૂક થાય અગર તેમાં કોઇ અન્તરાય અગર પ્રત્યવાય આવીને પડે તો પણ તેથી તને કોઇ પણ નુકશાન થશે નહિ. આથી અનાસક્તિપૂર્વક અને ઇશ્વર નિમિત્તે પ્રવૃત્તિઓ કરવી જોઇએ. **'એટલા-ધણી'**-તેથી વ્હોરેલા (ખરીદેલા માલ)ના ધણીની માફક તમારે વર્તવું નહિ, પણ ગુમાસ્તાની માફક અર્થાત્ તમારી સર્વ પ્રવૃત્તિઓ તમારી પોતાની નથી પણ ઈશ્વરની છે-તેનીજ પ્રેરણાથી તમે પ્રવૃત્તિ કરો છો, તે રીતે વર્તવું, આથી તેને અંગેના લાભાલાભથી તમે અલગ રહેશો. **જોજો જુગ થકી**-યુગોનાં યુગોથી દરેકનો અનુભવ થતો આવ્યો છે કે કોઈ પણ પુરુષ અહિઆં અમર નથી. દરેકને છેવટે આ દુનિઆનો ત્યાગ કરવાનો છે. **સંભાળીને**-સંભાળપૂર્વક, કાળજીથી, સાવચેત રહીને **સુઝે છે.** સમજાય છે. **હેવું**-એવું. કેટલાક સાક્ષરો 'અ'ને બદલે 'હ' લખે છે. નરસિંહરાવની ગણના હાલમાં 'હ'કારીઆ સાક્ષર તરીકે છે. દયારામની કવિતામાં પણ 'અ'ને બદલે 'હ'કારનો પ્રયોગ થયો છે. તેનો આ એક નમુનો છે. અવધ- (સં. **अवधि**) હદ, છેડો. આપણી છેવટની હદ આવી છે. આપણી આ દુનિઆ ઉપરની મુસાફરીનો છેડો હવે આટલાથી આવી ગયો છે.

## પ્રશ્નો.

૧ આ કાવ્યનો સમાવેશ કેવા પ્રકારના કાવ્યમાં કરી શકાય?

૨ આ કાવ્યમાં કવિએ રૂપકની કલ્પના સારી રીતે કરી છે, તે કેવી રીતે તેનો અર્થ સ્પષ્ટ કરો.

૩ આ પદમાં કવિ–પોતાના મનને 'નિજ દેશ' તરફ જવાને કહે છે તો તે 'નિજ દેશ' ક્યો?

૪ નીચેની પંક્તિઓ સમજાવો.

(क) મનજી મુસાફરરે, ચાલો નિજ દેશ ભણી;
મુલક ઘણા જોયા રે, મુસાફરી થઈ છે ઘણી.

(ख) ફરીને આ મારગ મળશે નહિ, એવી છે અવળાઇ;

(ग) વચ્ચે ફાંશીયા વાટ મારવાને, બેઠા છે બે ચાર;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહિ ભાર.

(घ) હાવાં માલ વોહરો, શેઠના નામનો, થાય ના ક્યાંહૂં અટકાવ

૫ નીચેના શબ્દના અર્થો આપો.

કાંશીઆ. વળાવા. વોહરત, અવધ.

---

## "પારસમણિને વાટકે, ભટજી માગે ભીખ."

દયારામ કવિનું આ કાવ્ય તેમના 'પ્રબોધબાવની' નામના ગ્રંથમાથી લીધું છે. એ ગ્રંથનું નામ 'પ્રબોધબાવની' એટલા માટે આપ્યું છે કે તેમાં કવિએ ભક્તિજીવનને અનુસાર ભક્તે દુનિઆમાં કેમ વર્તવું તેનો ઉત્તમ પ્રકારનો ઉપદેશ બાવન કુંડળીઆમાં આપેલો છે. દરેક કુંડળીઆમાં જગતમાં પ્રચલિત કહેવતને વિષય બનાવવામાં આવેલ છે અને તેના ઉપર ટિપ્પણ તરીકે એક એક કુંડળીઓ રચ્યો છે. એકંદરે 'પર' કહેવતો આ ગ્રંથમાં ચર્ચી છે તેથી બાવન કુંડળીઆ કવિએ આમાં રચ્યા છે. દરેક કુંડળીઆમાં ઉત્તમ બોધ રજુ કર્યો છે. આ ગ્રંથના પ્રારંભમાં કવિ પોતે લખે

છે કે, 'જગત ઉખાણે જટિત રચિત આ મન પ્રબોધિની' આ કથન પ્રમાણે પ્રચલિત કહેવતોમાંથી કવિએ આ ગ્રંથ માટે વિષયો ઉપજાવી કાઢ્યા છે.

**(સાર)**—આ કાવ્યમાં 'પારસમણિને વાટકે, ભટજી માગે ભીખ' એ કહેવતને વિષય બનાવ્યો છે. પારસમણિ એવા પ્રકારની ધાતુ છે કે તેનો સ્પર્શ જો લોઢાને થાય તો તે લોઢું સોનું બની જાય, આવી ધાતુનો વાડકો હાથમાં લેઇને કોઇ બ્રાહ્મણ ભીખ માગવાને નીકળે તો લોક તેને જરૂર મૂર્ખજ કહે, કારણ કે તેની પાસે એવું સાધન છે કે તે સાધનથી લોઢાને તે સોનું બનાવી શકે છે અને તેથી તેને ભીખ માગવાની જરૂર રહેતી નથી. છતાં જે કોઇ આ સાધનથી સંપન્ન હોય ને ભીખ માગે તો તે મૂર્ખજ ગણાય. તે રીતે અહિંઆં કવિ એમ કહે છે કે ભગવાનના નામરૂપી ચિન્તામણિ જેની પાસે છે તેને ઘેરઘેર ભીખ માગવાની, વ્રત, તપ, ઉપવાસ, યજ્ઞ વગેરે કરવાની જરૂર નથી. છતાં જે ભગવાનના નામનું રટણ કરવાનું છોડીને ઉપર જણાવેલાં સાધનો કરે તો તે પારસમણિનો વાડકો લઇને ભીખ માગનારની માફક મૂર્ખ છે. ઈશ્વરનું નામ જેના મુખમાં છે તેને બીજાં કોઇ પણ સાધન કરવાની જરૂરજ નથી.

**અર્થ—પારસમણિ (स्पर्शमणिः)** એક પ્રકારની ધાતુ તેનામાં લોઢાને સોનુ બનાવવાનો સ્વભાવ છે. **ભટજી**—ભટ બ્રાહ્મણ, સંસ્કૃત ભાષામાં **भट्ट** અને **भट** એવા બે શબ્દો છે. તેમાંથી **भट्ट** શબ્દ ઉપરથી 'ભાટ' અને 'ભટ' શબ્દો ગુજરાતી ભાષામાં ઉતરી આવ્યા છે. અને બીજા **भट** શબ્દનો અર્થ 'યોધ્ધો' થાય છે. તેના ઉપરથી 'ભડ' એવો શબ્દ બન્યો છે જેમકે 'ભડ ગાજ્યો ને પડયું ભંગાણ' **ભીખ** શબ્દ સંસ્કૃત **भिक्ष्** ધાતુ ઉપરથી છે. ભાષાશાસ્ત્રનો એવો નિયમ છે કે સંસ્કૃત **क्ष्** નો પ્રાકૃતમાં **क्ख** થાય છે અને ગુજરાતીમાં '**ख**' રૂપ લેછે. તે રીતે **निरीक्ष्** ઉપરથી નીરખવું. **परीक्षकः**

ઉપરથી પારેખ, **मक्षिका** ઉપરથી માંખ શબ્દો આવ્યા છે. **ચિન્તામણિ** જે વસ્તુ મેળવવાની માણસની ઇચ્છા થાય તે સિદ્ધ કરે તેવો મણિ, મનોરથ પૂર્ણ કરનાર મણિ. આ કાલ્પનિક મણિ છે, ખરો નથી. કલ્પવૃક્ષ. તથા કામધેનુની માફક આ મણિની કલ્પના કવિઓએ કરેલી છે. આખો શબ્દ મધ્યમપદ લોપી સમાસ છે કારણ કે તેનું વચલું પદ 'પૂરક' એનો લોપ થયો છે. અર્થાત્ ચિન્તામણિ એટલે ચિન્તાપૂરક મણિ એમ અર્થ લેવો. **નામ ચિન્તામણિ હરિનું** ઇશ્વરના નામરૂપી ચિન્તામણિ જેની પાસે છે તેને પોતાના ઉદર નિર્વાહની ચિન્તા કરવાની જરૂર નથી તે નામમા એવી શક્તિ છે કે તે તમામ મનોરથ માત્રને સંકલ્પ સ્ફુર્તિની સાથે સિદ્ધ કરી શકે છે. '**સકળ મનોરથ સેંજ.**' ઇશ્વરના નામોચ્ચારણથી તમામ મનોરથ કોઇ પણ જાતના પ્રયાસ કર્યા વગર સિદ્ધ થાય છે.' **સિદ્ધ ઔષધ નથી કરીનું,** તે નામ એવા પ્રકારનું ઔષધ છે કે જેમાં કોઈ પણ પ્રકારની પરહેજી પાળવાની હોતી નથી. વૈદને ત્યાંથી જે ઔષધ લાવવામાં આવે છે તે ઔષધથી રોગનું નિવારણ થાય એ ખરૂ પણ તેની સાથે અમુક પરહેજી પાળવાની હોય છે. જો એ પરહેજી ન પાળે તો તેની બાબતમાં તે ઔષધની અસર હોતી નથી. દરેક ઔષધ માટે પરહેજી આવશ્યક છે. પણ ઈશ્વરનું નામ એવા પ્રકારનું છે કે તેને માટે કોઈ પરહેજી વ્રત ઉપવાસ વગેરે નિયમો હોતા નથી, છતાં તે તમામ પ્રકારના આધ્યાત્મિક આધિભૌતિક અને આધિદૈવિક રોગોમાંથી મનુષ્યને મુક્ત કરી શકે છે. **'તે'** ઇશ્વરનું નામ. **મખ**–યજ્ઞ; **તે તજી–દીક્ષા**–ઇશ્વરનું નામ લેવાનું મૂકીને જે કઠણ યોગ કરે, તપનું સેવન કરે, વ્રતો પાળે, યજ્ઞો કરે અને આકરી દીક્ષા લે તો તે માણસ પારસમણિના વાટકાથી ભીખ માગનાર ભટ્ટજીની માફક મૂર્ખ સમજવો. **નવનીત**–માખણ. (**नव** નવું, તાજું આણેલું-દહિંની વલોવીને છાસમાંથી તાજું નવીન સ્વરૂપમાં ખેંચી આણેલું સત્ત્વ), **तक्र**–છાસ, **શુક્લ,** ધોળી. **ત્યાગી**

**નવનીત-પરીક્ષા**=જે પુરુષ વલોવતી વખતે માખણ છોડી દઇને ઘોળી છાસ લે તે પુરુષને શું ગ્રહણ કરવું અને શું નહિ તેની પરીક્ષા નથી; તેનામાં વિવેક શક્તિનો અભાવ છે. નહિ તો માખણ ખેંચી કાઢવાનું મૂકી દઈને તે છાસને લેજ નહિ. તેજ પ્રમાણે ભગવન્નામનો અંગીકાર કરવાને બદલે સાધનો તરફ જ્યારે ચિત્તવૃત્તિઓ દોરાય ત્યારે સમજવું કે તે પુરુષમાં વિવેકશક્તિ નથી અર્થાત્ તે મૂર્ખ છે. **શ્રુતિ** વેદ. વેદ શ્રુતિ કહેવાય છે કારણ કે તે અનાદિ છે અને તેમનો કોઈ પણ બનાવનાર નથી. તેનું રહસ્ય સ્વયં પ્રકટ થયેલું, તે ઋષિઓએ શ્રવણ કરેલું. 'શ્રુતિ ન પામ્યો શીખશ્રુતિનો (વેદનો) આશય શું છે તેજ સમજતો નથી. વેદનું રહસ્ય એ છે કે ઇશ્વરને પ્રાપ્ત કરવાનો માર્ગ ભક્તિમાર્ગ છે. આથી ભક્તિથીજ ઇશ્વર મળી શકે છે પણ તે ભક્તિનો ત્યાગ કરીને જે વ્રત, નિયમ વગેરે કર્મમાર્ગમાં પોતાના ચિત્તને પરોવે છે તે વેદનું રહસ્ય સમજતો નથી

## પ્રશ્નો.

૧ આ કાવ્ય કવિના કયા ગ્રન્થમાંથી લીધું છે તે જણાવો ?

૨ 'પારસમણિને વાટકે ભટજી માગે ભીખ' એ કહેવત દ્વારા કવિ કઈ વસ્તુનો બોધ કરવા માગે છે તે સ્પષ્ટ કહો.

૩ નીચેના શબ્દોનાં મૂળ તથા અર્થો આપો.
પારસમણિ, ચિંતામણિ, મખ, નવનીત, તક્ર, શ્રુતિ.

૪ 'ત્યાગી નવનીત તક્ર શુકલ લે ઉધી પરીક્ષા' આમા નવનીત અને તક્ર શબ્દ કયા ભાવના વાચક છે તે કહો. અને ઉંધી પરીક્ષા કેવી રીતે તે જણાવો.

ઉત્તર 'નવનીત' એ ભગવન્નામ, અને 'તક્ર' એ તે સિવાયનાં વ્રત, તપ વગેરે સાધનોનાં વાચક છે. આટલું લક્ષ્યમા રાખવાથી કડીનો અર્થ સ્પષ્ટ થશે.

(આ પ્રશ્નના ઉત્તરા માટે જુઓ. ઉપર આપેલા કાવ્યના વિવરણને ભાગ).

૫ આ કાવ્ય ઉપરથી કવિ દયારામના જીવનના સિદ્ધાન્તને સમજાવો.

ઉત્તર—દયારામ પોતે ભક્ત હતા. એટલે તે ઇશ્વરને પ્રાપ્ત કરવાનાં સાધનમાં ભક્તિનેજ મુખ્ય માનતા. અખો પણ ભક્ત હતો. પણ અખો 'જ્ઞાની ભક્ત' કહેવાય છે. દયારામ કેવલ ભક્ત હતા. તેમની માન્યતા પ્રમાણે ભક્તિ એ નિ:સાધન હોવી જોઇએ. ઇશ્વરને મેળવવામાં કોઈ પણ સાધન ઉપયોગમા આવતું નથી. પણ તેનો અનુગ્રહ જે જીવના ઉપર થાય છે તે જીવ ઇશ્વરને મેળવી શકે છે એ એમના સિદ્ધાન્તનું મૂળ છે. આ સિદ્ધાન્ત વૈષ્ણવ ધર્મના પુષ્ટિ માર્ગનો છે. તે માર્ગના સિદ્ધાન્ત પ્રમાણે દયારામ સાધનવાળી ભક્તિને આ પદ્યમાં 'શુકલ તક્ર, સાથે સરખાવે છે. પણ નિ:સાધન ભક્તિતો ભગવન્નામજ છે. તેને અહિંઆ નવનીત કહે છે. જે છાસનો ત્યાગ કરીને નવનીતનું ગ્રહણ કરે છે તે ડાહ્યો કહેવાય તેમ સાધનોનો ત્યાગ કરીને ભગવાનને શરણ જઈને ફકત ભગવાનના નામનુંજ ઉચ્ચારણ કરે તેજ ડાહ્યો. ભગવન્નામ એ સાધન કહેવાય નહિ. સાધન તો તે કહેવાય કે જેનાથી અમુક ફલ મેળવવાનું હોય. ભગવાનનો ભક્ત તે ભક્તિનીજ વાંછા કરે છે. તેને મન ભક્તિ એ સાધન અને ભક્તિ એ ફલ. બન્ને એકજ. ભક્તિ સાધનથી ફલ ભક્તિ જૂદી નથી. માટે અહિંઆં નિ:સાધન તેને કહી છે. એ નિ:સાધન ભક્તિથી ઇશ્વરનું નામોચ્ચારણ કરવું એ બોધ આ પદ્યમાં દયારામ આપે છે.

---

# નરભેરામ.

૧. **નિપજતો**-ઉત્પન્ન થતો. (**निष्पद्यते**). **વાડી**-બગીચો. (**वाटिका**). **તાતાં**-ગરમ (**तप्त**). **દોશી**-કાપડીયા. **હાટે**-દુકાને. (**हट्टिकाः**), **વાટે**-રસ્તામા. **ઘાટે**-નદી કિનારે. **ગુજરી**-મેળાના દિવસે ભેગું થતું બજાર. આ છપ્પામાં કવિનો ઉદ્દેશ એવો છે કે પ્રેમ એ પ્રભુ કૃપા વિના, માત્ર બાહ્ય સાધનો વડેજ મળી શકતો નથી. આ વિચાર ભક્તિમાર્ગના મુખ્ય સિદ્ધાન્તને બંધ બેસતો છે. ભક્તિના બે પ્રકાર વર્ણવવામા આવ્યા છે. (૧) ફલરૂપા, (૨) સાધનરૂપા. તેમા ફલરૂપા અર્થાત્ પ્રેમભક્તિ એ મુખ્ય ગણાય છે, વ્રત, નિયમ, તપ, વગેરે સાધનો મુખ્ય પ્રેમભક્તિ આગળ ગૌણ છે. એ મૂળ વિચારને ભક્ત કવિ નરભેરામે બહુ સરળ ભાષામાં રજુ કર્યો છે.

**સારાંશ.**

પ્રેમ કંઇ બગીચાના ઝાડને પાણી પાવાથી ઉત્પન્ન કરવામાં આવે છે તેમ ઉત્પન્ન કરી શકાતો નથી. સુગંધીદાર પદાર્થો શરીરે ચોળવાથી પણ તે મેળવી શકાતો નથી. તેમજ બજારૂ ચીજની માફક તે વેચાતો પણ મળી શકતો નથી. રસ્તામાં કે નદીના ઘાટ ઉપર ખોવાયેલી ચીજ મળી આવે છે તેમ તે પ્રેમ શોધતાં પણ મળતો નથી. વળી ગુજરીના દિવસોમાં આડે દિવસે નહિં મળી શકે તેવી વસ્તુઓ ત્યાં મળી શકે છે તેવી રીતે પ્રેમ મળી શકતો નથી. માત્ર પ્રભુની સંપૂર્ણ કૃપા હોય તોજ તે મળી શકે છે. અહિં પ્રેમની પ્રાપ્તિમાં સાધનોનો નિષેધ દેખાડ્યો છે ને તેથી નિષેધાત્મક વાક્યરચના કવિએ કરી છે.

૨. પ્રેમ પ્રાપ્તિ કોને થઇ તેનું સ્પષ્ટીકરણ દૃષ્ટાંતો સહિત બીજા છપ્પામાં કરે છે. **વ્રજનાર**-વ્રજભૂમિની સ્ત્રીઓ, ગોપીઓ. **મગન**.

**થઇ**–આનંદમાં ગરક થઇ. **ફુલી**–પ્રસન્ન થઈ ખીલી. **કહાન**–કૃષ્ણ. (**कृष्ण** પ્રા० **कण्हो**). **ધાઈ**–દોડી. **જદુરાઇ**–યદુરાજ, કૃષ્ણ. **ગર્ભ**–ફળના અંદરનો ભાગ. છોડાં–છોતરાં. **મુખે ધરાય** છે–આરોગાવે છે. **પારખું**–પરીક્ષણ, પરીક્ષા. **છબિલો**–કૃષ્ણભગવાન. આ છપ્પામાં કવિ શુદ્ધ પ્રેમલક્ષણા ભક્તિનો નિરૂપ કરે છે ને તે સિદ્ધ કરવાને માટે ગોપીઓ તથા વિદુરપત્નીના સચોટ દૃષ્ટાંત આપે છે. ગોપીઓના પ્રેમનું વર્ણન ભાગવતકારે રાસ પંચાધ્યાયિમાં કર્યું છે. ત્યાં જણાવ્યા પ્રમાણે ગોપીઓના હૃદયમા જ્યારે વિપ્રયોગ દશાનો અગ્નિ પ્રદીપ્ત થયો ત્યારે કૃષ્ણ તેમને પ્રગટ થયા અને રાસનો આનંદ આપ્યો. તેમની વિપ્રયોગ દશાનું વર્ણન આ પ્રમાણે છે.

**तन्मनस्कास्तदालापास्तद्विचेष्टास्तदात्मिकाः ।**
**तद्गुणानेव गायन्त्यो नात्मागाराणि सस्मरुः ॥**

આ છપ્પાની પ્રથમ બે લીટીઓમાં ગોપીની વિરહ દશાનું આબેહુબ વર્ણન આપ્યું છે. દેહનું ભાન ભૂલી તેમણે પ્રભુમા તાદાત્મ્ય સિદ્ધ કર્યું હતું.

૩. **પ્રગટયો**–ઉત્પન્ન થયો. (**प्रकट्** ક્રિ०). **દળ**–પાંદડું. **વખાણે**–વર્ણન કરે. જેમકે **ब्रह्मविदाप्नोति परम्.** અહિં **ब्रह्मविद्**–એ પ્રેમી ભક્તને માટે વપરાયો છે. **રતીભર**–જરાપણ. ચણોઠી જેટલો. **બલિહારી**–ધન્યવાદ. સારાંશ કે પ્રેમભક્તની નાની સરખી ને ત્રુટીઓવાળી સેવા હોય તો પણ પ્રેમથી જો તે અર્પણ કરવામાં આવી હોય તો પ્રભુ તે સહર્ષ સ્વીકારે છે. પ્રેમનું લક્ષણ આપતાં કવિ કહે છે કે જેના હૃદયમા પ્રેમનો ઉદય થયો હોય તેજ ભક્ત પ્રેમ શું છે ને પિછાની શકે. તે પ્રેમને બીજા કોઈની આગળ વર્ણન કરી શકાય નહિં. સાકર કેવી ગળી છે તે ખાનારજ સમજી શકે. સરખાવો. દયારામઃ—

"જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.

# દલપતરામ.

આ કવિતામાં દલપતરામે સજ્જન પુરુષના લક્ષણો આપ્યાં છે.

૧ **સજ્જન--કાળ**—સજ્જન પુરુષો તમામને ચાહે છે પણ જે દુષ્ટ પુરુષો છે તેઓ તેમને જોતાં પોતાના શત્રુ સમાન ગણે છે. **જગત્-વિકરાળ** સૂર્ય એ આખા જગતના ચક્ષુ સમાન છે, તો પણ જે ઘુવડ છે તે તેને ભયાનક માને છે. જેવી રીતે સૂર્ય તેવી રીતે સજ્જન અને જેવી રીતે ઘુવડ તેવી રીતે દુષ્ટ પુરુષ હોય છે. અહિંઆં પહેલી લીટીમા સજ્જનોનો સ્વભાવ સામાન્ય રીતે સમજાવ્યો છે અને બીજી લીટીમાં તેને વિશેષ દૃષ્ટાન્તથી સમર્થિત કરેલ છે માટે **અર્થાન્તરન્યાસ** અલંકાર છે. આ અલંકારમાં સામાન્ય અગર વિશેષ કથનનું વિશેષ અગર સામાન્ય કથનથી સમર્થન હોય છે. **વિકરાળ**-ભયાનક, બીક ઉત્પન્ન કરે એવું.

૨ **હરકત** – અડચણ, અંતરાય, **પરજળે** ( સં. **प्रज्वल्** ) બળે. અગ્નિને કોઈના તરફ દ્વેષ નથી, પણ જે તેનો સ્પર્શ કરે છે તેને અગ્નિ બાળે છે, જે નથી સ્પર્શ કરતો તેને તે બાળતો નથી. એજ પ્રમાણે જે સજ્જનને હરકત કરે, તેના કાર્યમાં વિઘ્ન નાખે તેનોજ નાશ થાય છે, જે તેમને હરકત કરતો નથી તેમને કશી ઇજા નડતી નથી.

૨. **મર્યાદા**—માજા, **કોય**-કોઇની સાથે. ૪ **સાંપડયાં** (સં. **संपद्** ઉપરથી ) પ્રાપ્ત થયાં, મળ્યાં. **વાણી**-વાચા. **વિત્ત**-દ્રવ્ય. **વાવરે** ખર્ચે, ઉપયોગમાં લે. **ઉલટી રીત**-ઉંધી રીત, ઉંધી રીતે વર્તવું. સજ્જન પુરુષ અને દુષ્ટ પુરુષ એ બન્ને વચ્ચેનો વિરોધ અહિંઆં દર્શાવ્યો છે. સજ્જન વિદ્યા, વાચા અને દ્રવ્યનો વિવેકથી ઉપયોગ કરે છે, જ્યારે દુર્જન માણસ ઉંધી રીતે–ખરાબ રીતે ઉપયોગ કરે છે. ૫ **શીખ**-બોધ, ઉપદેશ **સમજુ**–બુદ્ધિવાળો, ડાહ્યો. **તત્કાળ**-તુર્તજ, તે વખતે. **તાડન** ( સં. **तड्** ધાતુ) માર. **ટહુ**–

ન્હાનો ઘોડો. **તેજણુ-ચંચળ** ઘોડી. અહિંઆં મૂર્ખને ટટુ સાથે અને સમજુને, 'તેજણ' ઘોડી સાથે સરખાવેલ છે. મૂર્ખને શીખામણ આપવા છતાં તે શીખતો નથી, જ્યારે સુજ્ઞ પુરુષને શીખામણ ન આપવામાં આવે તો પણ બીજાને શીખામણ અપાતી સાંભળીને પોતે શીખી લેછે. સરખાવો A word to the wise and a rod to the fool, ૫. **નિર્મળ**-ચોકખો, શુદ્ધ **કયમ કરી**-શી રીતે ? **ગુપ્ત** છાનું. **ભેદ** રહસ્ય-**કમાડ**-બારણાં. કાચનાં કમાડ વાળા ઓરડામા જેમ કોઇ પણ ચીજ છાની રહેતી નથી, તેમ શુદ્ધ હૃદય વાળાની બાબતમા કશું પણ છાનું હોતું નથી. ૭ **પરયશનો આભાસ**-જેમ ફાનસની અંદરની બાજુએ દીપક બળે છે છતાં ફાનસના નિર્મળ કાચ તે પ્રકાશને બહાર પ્રકટ કરે છે તેવી રીતે નિર્મળ પુરુષો પારકાના યશને પણ પોતે પ્રકટ કરે છે, તેને ઢાંકી દેતા નથી. ૮ **ઠરવા કેરૂં ઠામ**-વિશ્રાન્તિનું સ્થાન દુનિઆમાં વિશ્રાન્તિનાં સ્થાન થોડાંજ છે. **ક્ષારમય**-ખારાશ ભરેલી. દલપતરામે નીતિ તથા ઉપદેશાત્મક ( Didactic poetry ) કવિતા ઘણી લખેલી છે. આ કવિતા તેનો એક નમૂનો છે આ આખી કવિતામા 'અર્થાન્તરન્યાસ' અલંકાર છે.

**પ્રશ્નો.**

૧ દલપતરામે સજ્જન તથા દુર્જન પુરુષોનાં સ્વભાવનાં લક્ષણો કેવી રીતે જણાવ્યાં છે તે કહો.

૨ આ કવિતા કેવા પ્રકારની છે ? એમાં દલપતરામે કયા અલંકારનો ઉપયોગ કર્યો છે. (જૂઓ ટિપ્પણ).

૩ કવિ દલપતરામના જીવન તથા તેમની કૃતિઓનો અલ્પ પરિચય આપો ( જુઓ 'કવિ જીવનચરિત્ર'.)

૪ નીચેની પંક્તિઓ સમજાવો.

મર્યાદા મૂકે નહિ, સજ્જન લડતાં કોય;
જેમ કુળવતી નારીનું, હસવું હોઠે હોય.

# નર્મદાશંકર.

---

## સુરત.

આ કાવ્ય સુરત શહેર તથા પોતાની સ્ત્રીના ઉપર છે. એકજ કાવ્યમાંથી ઉભય **અર્થ** નીકળે છે. જે વર્ણન સુરત શહેરને લાગુ પડે છે તેજ પોતાની સ્ત્રીને લાગુ પડે છે. માટે તે **શ્લેષાલંકારનું** દૃષ્ટાન્ત છે. આ કાવ્ય વિષે કવિ પોતેજ નીચે પ્રમાણે કહે છે, "એક દહાડો એવું બન્યું કે હું લખતો હતો ને મારી પ્રિયા એકાએક મારી પાસે આવી દયામણે મ્હોડે કેહેવા લાગી કે 'તમારો પ્યાર આજકાલ મારા પરથી છેક ઉતરી ગયો છે.' મેં કહ્યું કે 'એવા એવા ગાંડા વિચારથીજ તારી સુરત ફીકી પડી ગઈ છે' એ કહેતાંજ મને સુરત (શેહેર) ઉપર લખવાનો જોસ્સો થયો ને પહેલી ચાર લીટી સ્હેજ નીકળી પડી. આ કાવ્ય તા. ૧૨ મી નવેમ્બર સને ૧૮૬૫ ને રોજ લખાયું હતું. સુરત–સુરત શહેર અને સ્ત્રીનો ચહેરો. **'સૂનાની મૂરત'** સુવર્ણમૂર્તિ. (૧) સુરતની પહેલાંની જાહોજલાલી તથા સંપત્તિ અઢળક હતી. તેમાં ઘણા લક્ષાધિપતિઓ હતા. તે ધન, વૈભવથી પુષ્કળ શોભતી હતી. (૨) તે સ્ત્રીની કાન્તિ પહેલાં દેદીપ્યમાન હતી. તેના મુખ ઉપર અનેરી તેજચ્છટા વિલસતી. **બેહાલ**–ખરાબ દશા **સુરત-સુરત**-(૧) હે સુરત, તારા જાહોજલાલીના દિવસો પસાર થઇ ગયા છે અને હવે તારી પડતીના દિવસો આવ્યા છે. (૨) હે સ્ત્રી! પહેલાં તારા મુખની કાન્તિ સુંદર રીતે શોભતી હતી, પણ હવે તે નિસ્તેજ ફિક્કી પડી ગઈ છે. તે **હસી–ઝાંકી** તે સુખ પછી દુ:ખના દિવસો તેં જોયા. તારા ઉદય પછીથી અસ્ત પણ તેં દીઠો (૨) તારા મુખ ઉપર જ્યારે કાન્તિ દીપતી હતી ત્યારે તું તારા દિવસો આનંદમાં વ્યતીત કરતી પણ હવે તે ઉડી જતાં તું રૂદન–ઉદ્વેગમાં દિવસો કાઢે છે. **ઝાંકી**-ઝાંકડી. **કુંદનમાં**–સુવર્ણમાં.

**કથિરે**-હલકી ધાતુ, કલાઈ. સુરત શહેર સાથે લેતાં કુંદનનો અર્થ 'સુખ સંપત્તિ, વૈભવ અને કથિરનો દુઃખ, વિપત્તિ, ગરિબાઇ લેવો અને સ્ત્રી પરત્વે લેતાં 'સુંદર કાન્તિ' અને 'મુખની ફિકાસ' એમ અનુક્રમે સમજવા. **કંચનમણિનો દેવ***-છેલ્લા બાજીરાવને વિષે એવી એક વાત છે કે 'તેનો એક નંગ જડિત સોનાનો ગણપતિ હતો, તે ગણપતિ અંગ્રેજને હાથ આવવાથી તેમણે વેચવાને તે કાઢયો. પણ આખી મૂર્તિનું કોઈ મૂલ્ય આપે એવું નહિ હોવાથી, આખરે તેના જુદા જુદા કકડા કર્યા અને પછી તે કકડાઓને વેચી દીધા તેની માફક શહેરમા સ્થળે સ્થળે લ્હાય લાગવાથી આગના ભડકાઓથી શહેર વ્હેંચાઇ ગયું. અર્થાત્ વસ્તી નાસ ભાગ કરવા લાગી. એક ભાગની વસ્તી બીજામા રહેવાને માટે ગઈ. **બુરજ**-કિલ્લો, જ્યાં મોગલ તથા અગ્રેજના બે વાવટા અ-ગાઉ ચઢતા હતા. સ્ત્રીની સાથે લેતાં તેના બે સ્તનો (ઉરજ) ને અહિંઆં બૂરજ કહ્યા છે. **ઉડતા રંગે** (૧) વાવટા અથવા (૨) કાચળીના રંગ. તે રંગ એવા હતા કે જાણે ઉડી ઉડીને આંખે બાઝે. **નૂરજ**-તેજ, પણ હવે તે રંગમાં કંઈ તેજ નથી. તે ફીકા પડી ગયા છે. **ક્ષોભ**-દીલગીરી અને શરમ જે સુરતના લોકની (બીજા અર્થમાં સ્ત્રીની) આંખોમાં તેજ વિલસતુ હતું ત્યાં આજે ફૂલ પડી ગયાં ન હોય એમ જણાય છે. નેન, ગાલ, હોઠ, દાંત, નાક, મુખ એ બધા અવયવો સુરત શહેરના લોકોના તથા વર્ણનીય સ્ત્રીના સમજવા. **ભર્યા**-ભરાવ વાળા. **ફૂવા પડવા**-ખાડા પડવા. અર્થાત્ ગાલ નીચે બેશી ગયા છે. ગાલનો ભરાવો અને લાલી આજે ફીકા અને શ્યામ પડી ગયા છે તથા તે ધ્રૂજે છે. **અણિયાળું**-અણીવાળું. પોપટની ચાંચની માફક અગ્રભાગે વળેલું. આવા પ્રકારનું નાક હોવું એ એક સુંદરતાની નિશાની છે. પણ તે નાક બેશી ગયું

* આ તથા બીજી અહિંઆં આપેલી નોંધ કવિની પોતાની નોંધ-માંથી લીધી છે.

છે અને તેના ઉપર ચાંદાં દેખાય છે. અર્થાત્ નાકની ખૂબસુરતીને સ્થાને અત્યારે તેની વિરૂપતા દેખાય છે. ને બીજી વખત જે **નાક** શબ્દ છે તેનો અર્થ ટેક, આબરૂ, શોભા એવો થાય છે. સુરતનું નાક ગયું એમ કહેવાનું પ્રયોજન એ છે કે ત્યાંના નવાબો રાજ્ય ગૂમાવી બેઠા, વ્હેપારીઓએ દેવાળાં કાઢ્યાં, અને લોક ભુખડું અને લુચ્ચામાં ખપવા લાગ્યા. **ઘુવડ તેવું** ઘુવડના જેવું બ્હીયામણું 'સૂરજ જેવું' ની સાથે વિરોધ દર્શાવવાને 'ઘુવડ તેવું' પદ છે. **કારમૂં** ઉગ્ર. **ખમાં** આકાશમાં **ખમાં જેવું**-પૂનમના દિવસે આકાશમાં જેવું ચાંદરણું હોય છે તેના જેવું તે છે ૨ **ધુપ**-આફત તડકા, દુઃખ **અમાવાસ્યાએ તેવું**-અમાસને દિવસે આકાશમાં અંધારૂં હોય છે તેના જેવું શ્યામ. **તન**-( સં. તનુ) દેહ, શરીર. **સુરખી** આકાશમાં સૂર્યોદય અગર સૂર્યાસ્ત વખતે જે લાલાશ દેખાય છે તે ગુલાલ ઉડી રહ્યું હોય તેવું અથવા શિઆળાના તડકા જેવું નૂર હતું.

---

# મણિલાલ નભુભાઈ.

---

## અમર આશા.

ગુજરાતના નવયુગના સમર્થ તત્ત્વચિન્તક મણિલાલ નભુભાઇનું આ કાવ્ય તેમનામાં ઉત્તમ કવિતા લખવાની પણ શક્તિ હતી તે કથનને પુષ્ટિ આપે છે. તેમની કવિતા વેદાન્તવિષયક અને પ્રેમવિષયક એમ ઉભય પ્રકારની છે. વેદાન્તવિષયક કવિતામાં અભેદના માટે તેમનો આત્મા તલસી રહ્યો છે. જ્યારે પ્રેમવિષયકમાં સગુણ ભક્તિદ્વારા અભેદ માર્ગે તે પ્રયાણ કરવા મથી રહ્યો છે. વેદાન્તી એટલે શુષ્ક, નીરસ, એમ જે સાધારણ રીતે કહેવાય છે તે એમના 'અમર આશા' કાવ્યથી ખોટું પડે છે. આમાં તેમની પ્રેમભક્તિની પરાકાષ્ઠા તથા રસિકતા બહુજ સુંદર રીતે પ્રકટ થાય છે. પ્રેમવિષયક

કાવ્યોમાં સુફીવાદની શૈલી બહુજ સુંદર રીતે પ્રકટ થાય છે. પ્રેમવિષયક કાવ્યોમાં સુફીવાદની મુખ્યત્વે અસર છે, અને તદનુસાર 'અમર આશા' કાવ્યમાં સનમ, માશૂક, વગેરે શબ્દો પરમાત્માના વાચક હોઈ તે કાવ્ય પરમાત્માના વિરહથી ઝૂરતા કવિ હૃદયની પરમાત્મા માટેની ઉત્તમ ભક્તિને જણાવે છે. સુફીવાદમાં પરમાત્માને માશૂક માનીને ભક્ત પરમાત્માને ચાહે છે, તેમ અહિંઆં પણ કવિ પરમાત્માને તે ભાવે ચાહે છે. તે માશૂક અગર સનમના વિયોગથી તેમની કેવી દશા થાય છે તેનો ચિતાર આપણને કરાવે છે. ગુજરાતી ભાષામાં ગઝલોનું સાહિત્ય આપનાર કવિઓમાં કલાપિ, મણિલાલ, તથા બાલાશંકર એ મુખ્ય છે.

૧. **કંઈ-છુપાઈ** છે-મનુષ્ય જીવનમા અસંખ્ય નિરાશાઓ આવે તો પણ મનુષ્યે તેથી ગભરાઈ નહિ જતાં ધૈર્ય ધારણ કરવું, કારણ કે તે નિરાશાઓ પછી પણ આશાનો સમય મળશે. નિરાશાઓ દૂર થઇને આશા સફળ થશે. કવિ પોતે પરમાત્માથી છૂટા પડેલા હોઈ તેમના વિરહમાં પોતાનું જીવન વ્યતીત કરતા હોવાથી, પોતે નિરાશાઓથી ઘેરાયલા છે એમ માને છે, પણ તે નિરાશામા પણ પોતે ભગ્નાશ નહિ થતા ધૈર્ય ધારણ કરવું એમ કહે છે કારણકે આશાનો દિવસ જરૂર દેખા દેશે અને પરમાત્માનો મેળાપ થશે, એવા પ્રકારનું આશ્વાસન પોતાના હૃદયને કવિ આ કડીઓથી આપે છે. **ખફા**-ક્રોધ, ગુસ્સો. **ખંજર**-કટાર. **સનમ**-પ્રિયા, માશૂક, અહિંઆ પરમાત્મા. **રહમ**-દયા. **ખફા...લપાઈ છે.** પ્રણયીના ક્રોધની કટારોની નીચે અત્યન્ત દયા રહેલી છે, કે જેને આપણે જોઈ શકતા નથી. 'ખફા'નું અહિંઆ 'ખંજર' સાથે તાદાત્મ્ય કર્યું છે, તેમ કરીને ક્રોધની અતિશયતા સુચવે છે. 'રૂડી' વિશેષણ વિરોધાભાસથી દયાની અતિશયતા દર્શાવે છે. એક બાજુએ પ્રિયાનો અતિશય ક્રોધ અને બીજી બાજુએ તેની અત્યન્ત દયા એ બન્નેને વિરોધાભાસથી એકજ કડીમાં કવિએ સાંકળ્યા છે. જે અત્યન્ત નિર્દયતાની મૂર્તિ તેજ અત્યન્ત દયાની

દેવી ! પ્રિયાની અત્યન્ત નિર્દયતાના ભોગ થવાનો સમય હોય તોપણ તેનાથી નહિ ગભરાતાં ધૈર્ય ધારણ કરવું કારણ કે એક સમયે તેજ તેની અત્યન્ત દયાનો ઝરો વહેવડાવશે. ત્યારે પરમાત્માનો મને મેળાપ નથી, તેથી નિરાશ થવાની જરૂર નથી, એક સમય આવશે કે જ્યારે હું તે મેળાપ કરી શકીશ, પ્રત્યક્ષ દર્શન પ્રાપ્ત કરી શકીશ, એ પંક્તિનો ધ્વન્યર્થ છે. **જુદાઇ**–વિયોગ. **જીંદગીભરની**–આખી જીંદગી સુધીની. **રોરો**–રુદન. **વસ્લ**–મેળાપ. **અગર**–જો. **જુદાઈ...કમાઇ છે.** (પ્રિયાથી) પરમાત્માથી થયેલા વિયોગનો સમય મેં વિરહ દુઃખમાં–(રુદનમાં) કાઢ્યો છે. જોકે તેમ કરવાથી, અત્યન્ત રૂદનથી મારૂં ગળું પણ છેદાઈ ગયું, ગળામાંથી રૂદનનો અવાજ પણ હવે નીકળી શકતો નથી, ત્યાં સુધી મેં અત્યન્ત રૂદન કર્યું તોપણ પ્રિયાનો મેળાપ મને ન થયો–( પરમાત્માનાં દર્શન મને ન થયાં ). મેળાપની આશા તો અધૂરીજ રહી, આટલું બધું થવા છતાં પણ મારૂં હૃદય મેળાપ માટે ઉત્કંઠા મૂકતું નથી. ઘડી મેળાપનો સમય તો આવ્યોજ નહિ, વળી પ્રિયાએ પણ મને દગો દીધો. આ ઉપરાંત ઝીંદગીના અત્યાર સુધીના દિવસો એળે ગુમાવ્યા તે તો જુદા. **ઝખમ**–ઘા. **દુનીયાં ઝબાનોના** દુનિઆના (લોકની) જીભોના. **મુસીબત**–ચિન્તા, **ખોફ**–ભય. **કતલ**-ખૂન. **કદમબોસી**-પગને ચુંબન કરવું તે, **કયામત**–ન્યાયનો દિવસ. **ખુદાઇ**-ઈશ્વરી (વિ૦) **ઝખમ...ખુદાઈ છે**–દુનીઆના લોકો નિન્દાથી વાણીના ઘા મારે છે, તેમજ ભયરૂપી તરવાર વડે ચિન્તામાં મને રાખે છે. તો પણ હું એ સઘળું સહન કરૂં છું. અત્યારે તો જો તે મારૂં ખૂન કરે તો પણ હું તેના પગને ચુંબન કરૂં. અર્થાત્ (પ્રિયાના) પરમાત્માના વિયોગમાં મારૂં ખૂન થાય, મારૂં મૃત્યુ થાય તો પણ તેમને માટેનો મારો પ્રેમ હું છોડું નહિં. તે ખૂનને–મૃત્યુને પણ હું વધાવી લઉં. મને પરમાત્માના ન્યાયમાં પૂર્ણ શ્રદ્ધા છે, તેથી અહિંઆં મને મારા પ્રેમનો બદલો નહિ મળે તો ઇશ્વરના દરબારમાં તો જરૂરથી મળશે. આ ભવમાં નહિતો પરભવમાં–સ્વર્ગ

લોકમાં, મારા પ્રેમની કસોટીનું ફળ જરૂરથી મળશે. **શમા**–દીવા, **પરવાના**–પતંગીઆં, શીરી, એક ઇરાનની કુંવરીનું નામ છે ફરહાદ એ તેનો ગરીબ આશક હતો. આ બન્ને પ્રણયીઓના પ્રેમની હૃદય-દ્રાવક કથા જગતના ઇતિહાસમાં નોંધાઈ છે.

**અગમ ગમની** અગમ્ય, પરમાત્માને ગમ્ય કરવાની તેમનાં પ્રત્યક્ષ દર્શન અગર અભેદતા દ્વારા જ્ઞાન મેળવવાની. **ખરાબીમાં**–ભાગમાં **મઝેદારી**–મઝા. **શમા...લુટાઇ છે.** દીવાનો પ્રકાશ જોઇને તેના ઉપર પતંગીયાં આફરીન થાય છે, અને તેમાં પોતાની જાતને હોમે છે. પ્રેમીઓનું જીવન જ એવા પ્રકારનું છે. શીરીનની ખાતર ફરહાદે પોતાના પ્રાણની આહૂતિ આપી હતી. તેજ પ્રમાણે પરમાત્માના પ્રેમીઓ તે અગમ્ય પરમાત્માને પ્રત્યક્ષ કરવાની ખાતર પોતાના પ્રાણની પણ પરવા કરતા નથી. અને તેમ કરીનેજ જીવનનો ખરો આનંદ તેઓ ભોગવે છે. **ફના**–નાશ કરવું, ખુવાર થવું **શાહ**–સત્તા. **દીલબરની**–હૃદયની. **દુહાઇ**–આશીર્વાદ. **ફના–દુહાઇ છે.** પ્રિયાની ખાતર–પરમાત્માની ખાતર જીવનને ખુઆર કરવું તેમાંજ ખરેખર સત્તા સમાયેલી છે અને તે રીતે મરવામાંજ ખરૂં જીવન જીવાય છે. અને તેમાંજ પ્રેમની ખરી આણ છે. **ઝહર**–ઝેર. **રફાઇ**–ઝેર પીવાની ક્રિયા. **ઝહરનું...ખુશીથી તું.** માટે એ રીતે મરવાની ખાતર તું ઝેરને શોધી લે, અને વિના વિલંબે પીજા. આની પછીની લીટી સનમના...રફાઈ છે, તદ્દન અસ્પષ્ટ છે. **દિલના**–હૃદયના, **તડપવામાં**–તડફડાટ કરવામાં, ઉત્સુકતામા **રાહ**–માર્ગ **રોશન**–પ્રસિદ્ધ, જાહેર. હૃદયની અત્યન્ત ઉત્કણ્ઠા એજ પ્રિયાની–પરમાત્માની પાસે પહોચવાનો પ્રસિદ્ધ માર્ગ છે. **આશુક**-પ્રિયા. **સાંઇ**–સાધુ. અત્યન્ત પ્રેમથી, ભાવથી હૃદય એટલે સુધી ભરાઈ જાય કે જેથી તે હૃદયરસ ત્યાં નહિ માતાં ભગ્ન થઈ જાય તોજ તે પ્રિયાની–પરમાત્માની પવિત્ર મૂર્તિનું દર્શન કરી શકાય. ગાઢ પ્રેમથી યુક્ત હૃદય હોય તોજ પરમાત્માના દર્શન થઇ શકે છે તે સૂત્ર અહિંઆં કવિ પ્રતિપાદિત કરે છે.

**ચમન**-બાગ, બગીચો. **ગુલો**-ગુલાબ. **આફ્રરી** ખુશ. **બદન**-કાયા, દેહ. **નવાઇ**-આશ્ચર્ય.

**ચમનમાં-નવાઇ છે.** કવિ પોતાના આત્માને કહે છે કે તું આ દુનિઆ રૂપી બગીચામાં આવ્યો હું અને તેના ગુલાબો રૂપી આનંદોથી મોહિત થયો હું. પણ તારી ગુલાબ જેવી કાયાને ગુલાબના કણ્ટકો ઇજા કરતા નથી (સંસારના આનંદોથી નિર્લેપ થયેલ હું.) તે ખરેખર એક નવાઇ છે. **ઓલિયા**-સાધુઓ, **મુરશિદ**-ધર્મોપદેશકો. **કલામો**-શબ્દો. **હઝારો-ગાઈ છે.** હઝારો સાધુપુરુષો તથા ધર્મોપદેશકો એ પ્રિયા (પરમાત્મા)ની શોધમાં ખૂઆર થયા છે, અને એવું જાહેર કરવામાં આવ્યું છે કે જેઓ ખૂઆર થયા નથી તેઓ મરેલાજ છે.

આ ગઝલની ભાષા વગેરે ઉપર વિવેચન રૂપ એક લેખ ઠક્કુર નારાયણ વસનજીએ 'ગુજરાતી'ના ૧૯૧૦ના દીપોત્સવી અંકના પૃ. ૬૯ ઉપર લખેલો છે. તેમાં લેખક જણાવે છે કે આ ગઝલમાં 'ખફા ખંજર, 'બદનગુલ' તથા 'કલામ' શબ્દને નારી જાતિમા વાપર્યો છે તે અશુદ્ધ છે. કેટલીક ટૂકો તદ્દન અસ્પષ્ટ અને ન સમજાય તેવી છે. જેમકે 'જખમ દુનીઆ ઝબાનોમાં' એ અને 'ઝહરનું નામ લે શોધી' એ ટૂકોના અર્થ એકદમ સમજાતા નથી. આમ છતાં પણ આ ગઝલ મણિલાલની ઉત્તમ ગઝલ ગણાય છે.

---

# બાલાશંકર.

## અમો મસ્તાન.

**જીગર**-હૃદય, **યાર**-મિત્ર, સ્નેહી, **રાવ**-રાય, રાજા. **ગણુંના**-દરકાર કરૂં નહિ. **પરંતુ**-પણ. **જાન**-આત્મા, જીવ, પ્રાણ. **પ્યારી**-વ્હાલી. **અખ્ત્યાર**-અધિકાર, સત્તા. **મસ્તાન**-મસ્ત, **ઉસ્તાદ**-

નિપુણ, હોશિયાર. **તુફાને**-તોફાને **ચારૂ**-સુંદર. **બેશ**-સુંદર. મજેનું, સારૂં અથવા બેસો. **બાઝાર**-બજાર. **બહાર**-શોભા, ખુબી, રંગ. **સરવેથી**-તમામથી. **તાર**-ફાંકો.

**જીગરનો જૂદો છે.** જે હૃદયનો પ્રેમ જૂદો હોય અમાયાળુ હોય તો આખી દુનિઆ પણ અમાયાળુ હોય છે **બધા-જૂદો છે.** એ મિત્ર સંસારતરફ બેદરકાર છે અને કશી પરવા કરતો નથી. ગણું-જૂદો છે મને દુનિઆમાં કોઈની દરકાર નથી. મોટા સત્તાધીશ રાજાઓ અમીર ઉમરાવો કશાની હું પરવા રાખતો નથી. આ હૃદય કોઇને અધીન થતું નથી. માત્ર મારી વ્હાલીને અધીન છે. તેથી તેની એકલીનીજ સત્તા-અધિકાર મારા પ્રાણ ઉપર છે. એની ખાતર મારો પ્રાણ આપવાને પણ હું તૈયાર છું. **હજારો...જૂદો છે.** દેવમંદિરોમાં ભલે અસંખ્ય ઉપદેશો આપવામા આવે, તો પણ શું થયું તે ઉપદેશોની અસર મારા હૃદય ઉપર થાય એમ નથી. મસ્ત પ્રણયીના હૃદયને તે ઉપદેશો શાસન કરી શકે તેમ નથી. પ્રણયીઓ શાસ્ત્રોનાં ફરમાનોને પણ અવગણે છે. તેઓ ફક્ત તેમના હૃદયનાં પ્રેમ પ્રમાણેજ વર્તે છે. આથી તેમના માટે ઉપદેશો, કાયદા, બંધનો વગેરે નથી. તેમના બંધનો તથા કાયદાઓ જૂદાં છે. અને તે તેમના પ્રેમના સર્જેલા છે. ફક્ત પ્રેમનાંજ બંધનો તથા કાયદાઓને તે સ્વીકારે છે. **બધા પરકાર જૂદો છે.** દુનિઆના તમામ બીજા માર્ગો ચંચલ છે. તે તોફાન વખતે કસોટી સમયે કટોકટીના પ્રસંગે પોતાનું નિશાન ચૂકી જાય છે પણ અમારો પ્રેમ તો વિપત્તિઓ વગેરેની કસોટિમાં પણ અચલ રહે છે. તે બિલ્કૂલ ચલિત થતો નથી. આથી અમારા પ્રેમનો રાહ ન્યારો છે. **ઘડી-જૂદો છે.** તમારી અમારો પ્રેમ જાણવાની ઈચ્છા હોય તો હું તમને ક્ષણવાર સુધી એ કેવો ઉત્તમ છે તે દેખાડું. તેનો જાદુ તમારે જોવો હોય તો બેસો તે પણ બતાવું. જાદુગર જેમ પોતાના જાદુથી ધારે તે કરી શકે છે તેમ અમે અમારા પ્રેમથી ધારીએ તે કરી શકીએ છીએ. અમારા પ્રેમનું બઝાર જૂદું છે.

**શીખે–જૂદા છે**—જ્યાં સંપૂર્ણ પ્રેમ છે ત્યાંજ અદ્વૈત અભેદ સિદ્ધિ છે. પ્રેમના અભાવમાં ભેદ હોય છે. માટે અભેદતા સિદ્ધ કરવાને સંપૂર્ણ પ્રેમનો યોગ મેળવવો. 'પૂરો' પ્રેમ એટલે પ્રેમમાં થોડી પણ કચાશ રહેવી જોઇએ નહિ. તેમજ કોઈ પણ ઉપાધિ ઉપર અવલંબનો રહેવાં જોઇએ નહિ. **ભલે-બ્હાર જૂદા છે** અમારા—પ્રેમીના માર્ગમાં ચાલનારને ભલેને બીજાની નઝરે દુઃખ દેખાય, પ્રણયીઓનાં જીવન ભલેને દુઃખપૂર્ણ બીજાઓને જણાય તોપણ તેથી શું ? મારે મન તો મારૂં જીવન સુખ પૂર્ણજ છે. પ્રેમમાં દુ.ખ સહન કરવું તે પણ એક પ્રકારનું સુખજ છે. **થયો--જૂદા છે.** જે પ્રેમમાં પૂરો મગ્ન બન્યો છે, જે સંપૂર્ણ પ્રેમી છે તે તમામ બંધનોમાથી મુક્ત થાય છે. તે મહા મસ્ત અને જ્ઞાની બને છે, અને તેના મગજનો કાંટો જૂદાજ હોય છે. અર્થાત્ તે કોઈની પરવા કરતો નથી.

આ કવિની 'ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સહેજે' એ ગઝલ પણ સુવિખ્યાત છે. આ કાવ્ય સાથે કલાપીનું ' અમારા રાહ ન્યારા છે ' તે કંઈક અંશે સરખાવી શકાય.

---

# મણિશંકર (કાન્ત).

---

## સાગર અને શશી.

આ કાવ્ય પ્રકૃતિના એક દૃશ્ય ઉપર છે. તે ઇશ્વરની પ્રાર્થના રૂપે છે. તેથી આ કાવ્યમાં ' મહારાજ, પિતા ' વગેરે શબ્દો ઈશ્વિરને સંબોધન રૂપે છે. પૂર્ણિમાના સમયે ચંદ્રનો પ્રકાશ જ્યારે સાગરના જલ ઉપર પડે છે તે વખતે ચંદ્રનાં કિરણોથી જલ ઉંચે આકર્ષાય છે અને ભરતી થાય છે. આ ભરતીના જલ સાથે ચંદ્રનો પ્રકાશ

**મિશ્રિત થયો** હોય છે તેથી **ચંદ્રનો** પોતાનો **ઉદય** જાણે **થયો** ન હોય એમ જાણીને પોતે આનંદ પામે છે. એમ કવિ અહિ જણાવે છે, વસ્તુ=ચંદ્રના પ્રકાશની રમણીયતાથી આખી સૃષ્ટિ કેવી આનંદ-મગ્ન બનેલી હોય છે તે જણાવવાનો કવિનો હેતુ છે.

**ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે**=ચંદ્ર આનંદમગ્ન બને છે. **જામે**=વધે. વૃત્તિમય ભાવાભાસ (Pathetic Fallacy) કારણ કે ચેતન વ્યક્તિના આનંદના ભાવનું આરોપણ જડ એવા ચંદ્ર ઉપર કર્યું છે. **જલ ઉપર ઉદય જોઇને**=જલ પર પડેલા પોતાના પ્રતિબિંબને જોઇને. સાગરમા થયેલી ભરતીને લીધે પાણી ઉંચે ઉછળતુ હોવાથી ચંદ્રનું પ્રતિબિંબ ઉંચે પાણી ઉપર દેખાય છે તેથી જાણે ચંદ્રનો ઉદય થતો હોય એવી ગમ્ય ઉત્પ્રેક્ષા છે. **સ્નેહઘન... ...ગહન**=ગગનના વિશેષણ રૂપે છે. સમાસ બહુવ્રીહિ. **સ્નેહઘન**= સ્નેહથી ભરપુર, રસથી આર્દ્ર. કુસુમવન=ફુલના વન. **વિમલ વિ+ મલ** શુદ્ધ. **પરિમલ**=સુગંધિ. ગહન=ગાઢ, ભરચક. રસથી ભરપુર અસંખ્ય ફુલના શુદ્ધ સૌરભથી ભરચક એવા આકાશમાં પોતાનો ઉદય ચંદ્ર મેળવે છે. કાલ=કાળ, જેનાથી સર્વ ભય પામે છે. સન્તાપ ચિંતાઓ. શામે=( **शम्** )=શાન્ત થાય છે. ચન્દ્રોદયને લીધે ફેલાતી શાન્તિમાં સર્વ પ્રકારના ભયજનક કાલના આધિ, વ્યાધિ ને ઉપાધિ રૂપી સન્તાપો શમી જાય છે. ચન્દ્રના પ્રકાશનો પ્રભાવ અહિ વર્ણવ્યો છે. કુદરત મનુષ્યના હૃદયના ખળભળાટને શાન્ત કરે છે એ ધ્વનિ છે. અર્થાત્ જીંદગીથી વિટંબણાઓથી ગભરાયલું માનવહૃદય જો પ્રકૃતિની સન્મુખ જાય તો ત્યાંથી તે શાન્તિ ને આ-શ્વાસન મેળવી શકે છે. ચંદ્રોદય=એ શાન્તિ આપનારૂં પ્રકૃતિનું સત્ત્વ છે. **નવલ**=નવું, તાજું, **ધવલ**=શ્વેત, ધોળું. **તવ**=તારા, ઈશ્વરના. **નેત્ર**=ચક્ષુ. ચંદ્રને ઇશ્વરની રસપૂર્ણ પ્રકાશિત આખ કહી છે. રસ–તે અમૃતરસ. **નવલ...શામે**=શીતલ અમૃતરસથી ભરેલા ચંદ્રને જોઇને, હે પ્રભો ! મનુષ્ય કાળના સર્વ સન્તાપોને શમાવે છે.

**જલધિ**=સમુદ્ર **જલદલ**=પ્રાણીનો સમુહ. **દામની** વિજળી. **દમકતી**=પ્રકાશતી. **યામિની**=રાત્રી ( **याम+इन+ई** ) વ્યોમસર= આકાશ રૂપી સરોવર, ( **कर्मधारय** સમાસ ) **સરતી**=ફરતી. વ્યાપતી. **કામિની**=કામ ઉત્પન્ન કરનારી. **કેલિ**=પ્રેમનું ગીત **કૂજન કરે**=ગીત ગાય. તેમાં અનુપ્રાસ અલંકાર છે. **ભવ્ય**=વિશાળ. સમુદ્રના જળ સમુહ ઉપર વિજળી પ્રકાશે છે–અર્થાત્ ચંદ્રનાં કિરણો ભરતી વાળાં જળની અંદર વિજળીની માફક આમતેમ ફરે છે. અને રાત્રી આકાશમાં સર્વત્ર ફેલાય છે, અર્થાત્ જેમ જેમ રાત્રી વધતી જાય છે તેમ તેમ ચંદ્રનો પ્રકાશ સમુદ્રના પાણી ઉપર વધારે ચમકે છે. કોકિલાના આ સમયે કામોત્તેજક અને મોહક ગીતધ્વનિ સંભળાય છે અને સાગરની અંદર ભરતીના ઉછાળા નજરે પડે છે. અહો કેવું સુંદર દશ્ય ! આ દશ્યમાં કવિએ ચંદ્રની રમણીયતા, રાત્રીની શાન્તિ, કોયલની મોહકતા અને સાગરની ભવ્યતા–આ ચારેનો સુંદર સમુચ્ચય જણાવ્યો છે. તેથી સમુચ્ચય અલંકાર. કારણ કે રમણીયતા, શાન્તિ, મોહકતા ને ભવ્યતા એ ચારે ગુણોનો એકી સાથે ચંદ્રોદય વાળા રાત્રીમા સમુચ્ચય કરેલો છે.

**સારી**=બધી. **સમુલ્લાસ** ( **सम्+उल्लास** )=સંપૂર્ણ ઉમંગ. **ધરતી**=ધારણ કરતી. **તરણી**=નૌકા, હોડી. **સમી**=સરખી. **સરલ**= સરલતાથી, સ્હેલાઈથી. **સરતી**=આગળ વધતી, ધપતી. આખું જગત્ ચંદ્રની શાન્તિ ને રમણીયતા વિગેરેને લીધે આનંદમાં મગ્ન બને છે અને જેમ હોડી પાણીમાં સ્હેલાઇથી સીધે રસ્તે માર્ગ કાપે છે તેમ આ જગત્ પણ આનંદની દિશામાં વિના અન્તરાયે ધસે છે.

---

# બોટાદકર.

---

## ભાગીરથી.

'ભાગીરથી' એટલે ગંગા, ભગીરથે પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કરવાને માટે તપશ્ચર્યા કરીને ગંગાને સ્વર્ગમાંથી મૃત્યુલોકમાં આણેલ માટે તેનું નામ ભાગીરથી કહેવાય છે. ભગીરથ એ સૂર્યવંશી સગર રાજાના પૌત્ર અંશુમાન્ અને તેના પુત્ર દિલિપનો પુત્ર હતો. તેના પૂર્વજો કપિલ મુનિના ક્રોધાગ્નિથી પાતાળમાં બળી મુઆ હતા તેમનો ઉદ્ધાર કરવાને ગંગાને નીચે આણ્યા હતાં.

૧ **મનોજ્ઞ**—'મનોહર' અર્થમા છે. **મીઠું**-સુંદર **કર્તવ્યનિષ્ઠ** કર્તવ્યપરાયણ, પોતાની ફરજ બજાવવામાં તત્પર. **ઉર**-હૃદય. **મહાર્ણવ**-મોટો સમુદ્ર. કર્મધારય સમાસ. **સમી**-સરખી. **સુરવંદ્ય**-દેવતાઓથી વંદન કરવા યોગ્ય. આજે ભગીરથે જેને પૃથ્વી ઉપર લાવવાને અત્યન્ત પરિશ્રમ કરેલો, તે પરિશ્રમના પરિણામ રૂપી ભવ્ય, મનોહર અને સુંદર ગંગા નદીને આજે પ્રત્યક્ષ દીઠાઃ આ ગંગા તે કર્તવ્ય પરાયણ હૃદયના વિજયની ગીતા છે અર્થાત્ કર્તવ્ય પરાયણ હૃદયનો વિજય દર્શાવતી ન હોય એમ જણાવે છે. એને જોતાં ભગીરથે એને પૃથ્વી ઉપર લાવવાને જે પ્રયત્નો કરેલા તેમાં તેને ખરેખર વિજય મળ્યો છે, અને તે વિજયનાં યશોગાન આ ગંગા દર્શાવે છે. તે દેવતાઓથી પણ વંદનીય એવી મોટા સમુદ્રના જેવી વિશાળ ગંગાને આજે નજરે દીઠી. **સુરવંદ્ય** બહુવ્રીહિ **સમાસ.**

**પૂરો**—સંપૂર્ણ, અર્થાત્ પ્રયત્ન કરવામાં કશી પણ કચાશ રાખેલી નહિ. **પિતાએ**-દિલીપે. **મરણાન્ત**-મરણ સુધી. **પિતામહ**-દાદા, બાપના બાપ. અંશુમાન્ રાજાએ **સતત** અવિરત અટક્યા સિવાય. **અભીષ્ટ** (અભિ+ઇષ્ટિ) ઇચ્છાનુસાર **ફળ**-ગંગાને સ્વર્ગમાંથી

પૃથ્વી ઉપર લાવવી તે ફળ. નિહાળ્યું-( સં. **निभाल्** ધાતુમાંથી ) જોયું આ ગંગાને સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર લાવવાને ભગીરથના પિતા દિલિપ તથા તેના દાદા અંશુમાને રાત દિવસ સખ્ત પ્રયાસ કર્યા પણ છતાં તેઓને તેમના પ્રયત્નમાં સફળતા મળી નહોતી.

**લક્ષ્ય**—અહિંઆં ભાગીરથીને પૃથ્વી ઉપર લાવવી તે. **લવ**-યત્કિંચિત્. થોડું ઘણું પણ. **ભાળ્યું**=જોયું.

**મથ્યો** ( સં. **मन्थ्** ધાતુ. મંથન કરવું ) પ્રયત્ન કર્યો. **ત્રિગુણા** ત્રણ ગણા **ઉમંગે**-ઉત્સાહથી. **લગારે**-થોડી પણ **રાજલક્ષ્મી** રાજવૈભવ. **વડા**-મોટા, **વિભવ**-વૈભવ, **ઐહિક** ( **इह+इक** ) આ પૃથ્વી ઉપરના. **इक** પ્રત્યય લાગવાથી વિશેષણ બને છે. તે વખતે આદિ શબ્દના પ્રથમ સ્વર વૃદ્ધિ થાય છે. તે પ્રમાણે 'લોક' ઉપરથી 'લૌકિક' 'પરમાર્થ' ઉપરથી 'પારમાર્થિક' **છોડી**-ત્યાગ કરી.

પિતામહ અને પિતાએ પ્રયત્ન કરવા છતાં તેઓ ગંગાને પૃથ્વી ઉપર ઉતારી શકયા નહિ તેથી ભગીરથ નાશીપાસ થયો નહિ. પણ ઉલટો ત્રણ ગણા ઉત્સાહથી તે કાર્યમાં રચ્યો પચ્યો રહ્યો. પોતે પોતાના જીવનની દરકાર કરી નહિ એટલું જ નહિ પણ આ કાર્ય સિદ્ધિને ખાતર રાજસુખને તેમજ દુનિઆનાં સર્વ પ્રકારના વૈભવો તથા સુખોપભોગનો ત્યાગ કર્યો.

૪ **કાં**—કાંતો. **પામવો** મેલવવો સ્વીકૃત-પોતે સ્વીકારેલા. કાર્યનું એ વિશેષણ છે. **પૂર્વજ**-પિતૃ **સુપન્થે**-સારા માર્ગે. **ઉરે**-હૃદયમાં. **નિશ્ચય**-( સં. નિર્+**चि** ધાતુ ) સંકલ્પ. **સ્વર્લોક**-સ્વર્ગલોક. અહિંઆં કવિ ભગીરથના પ્રયત્નના પરિણામનું ઉદાહરણ આપીને એવું કહેવા માગે છે કે આજ રીતે જો મનુષ્યો પોતે સ્વીકારેલાં કાર્યોમાં ખંતથી મંડયા રહે તો જરૂરથી તેઓ ફળને મેળવશે. આમ વિશેષ ઉપરથી સામાન્ય ઉપર જાય છે. અર્થાત્ સામાન્ય કથનના સમર્થનમાં ઉપર પ્રમાણે વિશેપકથન કર્યું છે માટે શ્લોક ૨-૩ માં અર્થાન્તરન્યાસ અલંકાર છે કાં **પામવો...સુપન્થે** કાંતો માણસે

પોતે સ્વીકારેલા કર્તવ્યમાં વિજય મેળવવો અગર તો પૂર્વજના પગલે (માર્ગે) ચાલીને મરણને ભેટવું. આ બેમાંથી એકજ જીવનનું ધ્યેય છે. જે આ બેમાથી એકને ધ્યેય બનાવીને પોતાનો નિશ્ચય સુદૃઢ કરે છે તેજ સ્વર્ગલોકના સુખને મેળવે છે. તે સ્વર્ગલોકમાં જઈ શકશે. કાંતો વિજય કાર્યમાં વિજય મેળવવો અગર મરવું એ જીવનસૂત્ર દરેકનું હોવું જોઈએ.

**નગેન્દ્રઉર**—હિમાલયનું હૃદય, પર્વતની ભીતરની બાજુ. નગ–પર્વત ઇન્દ્ર–વડા, મોટો, પર્વતોનો મોટો, વડો. હિમાલય પર્વત એ પર્વતોના રાજા કહેવાય છે. કુમાર સંભવમા કાળીદાસે તેને નગાધિરાજ' કહ્યો છે. ગંગાનદી હિમાલય પર્વતમાંથી વહે છે. માટે અહિંઆં 'નગેન્દ્ર' એટલે હિમાલય સમજવું. પર્વતમાથી કેવી રીતે વહે છે તે સમયનું ચિત્ર કવિ અહિઆં આલેખે છે. **લક્ષધારે**–અસંખ્ય ધારથી પ્રવાહથી. **ઉતરતી ( अवतृ )** નીચે આવતી. **પ્રબળા** બહુજ બળસહિત. **નાના**-જૂદા જૂદા. **તરંગ**–મોજાં **ભાવે.** ભાવ પૂર્વક હેતથી. જેમ નૃત્યકી નૃત્ય કરતી વખતે જૂદા જૂદા હાવભાવ દેખાડે છે તેમ તેના તરંગો પણ દેખાડતા હતા. 'સ્વર્લોક--સેવ્ય' બહુવ્રીહિ સમાસ 'સરિતા' નું વિશેષણ છે. સ્વર્ગલોકના દેવતાથી સેવા કરવા જેવી. ઘણીજ અલૌકિક, દિવ્ય. **સરિતા** ( સં. **सृ** ધાતુ.' વહેવું ઉપરથી ) નદી વહે છે.

કવિ અને ચિત્રકાર વચ્ચે ભેદ એટલો હોય છે કે ચિત્રકાર બધુ આલેખી શકે છે પણ 'ગતિ' ને તેની પીંછી ઉતારી શકતી નથી. તે હૃદયના ભાવોને વ્યકત કરી શકે છે અને તેમાં ખરેખર તેનો વિજય સૂચવાય છે. પણ તે સર્વ 'ગતિ' શૂન્ય હોવાથી 'કવિ' ની તુલામાં બેસી શકતો નથી. ચિત્રકાર 'નૃત્યકી' ના હાવભાવ વાળા નૃત્યનું આલેખન સુંદર રીતે ચિત્રમાં ઉતારી શકશે. પણ નૃત્ય વખતે પગની ગતિ અને તેનાથી નૃત્યમાં થતા ઉચ્ચ નીચ ફેરફાર આરોહણ અવરોહણ વગેરેનુ આલેખન કરવામાં તે અસમર્થ નીવડે છે, પણ

કવિ તેનું મૂર્તિમન્ત સ્વરૂપ શબ્દદ્વારા આપણી સમક્ષ ખડું કરી શકે છે અહિંઆં 'નાના તરંગ થકી નાચતી ભવ્ય ભાવે'એ પંક્તિમાં તરંગની ગતિને કવિએ શબ્દદ્વારા જે રીતે વ્યકત કરી છે તે રીતે ચિત્રકાર તેની પીંછીથી કદી પણ કરી શકશે નહિ. અહિંઆં **સ્વભાવોક્તિ** અલંકાર છે. કાવ્ય પ્રકાશમાં તેનું લક્ષણ આ પ્રમાણે આપ્યું છે **स्वभावोक्तिस्तुडिम्भादेः स्वक्रियारूप वर्णनम** બાળક વગેરેનાં ક્રિયા તથા રૂપનું જેમાં વર્ણન હોય તે સ્વભાવોક્તિ 'વગેરે. એટલે અશ્વાદિ પશુઓ, પક્ષીઓ, અને નદીના પ્રવાહો વગેરે. 'રૂપ' એટલે વર્ણ અગર સંસ્થાન. અર્થાત બાળક, પશુઓ, પક્ષીઓ. નદીના, પ્રવાહો વગેરેની ક્રિયા, ગતિ વગેરેનું વર્ણન જેમાં કરવામાં આવ્યુ હોય તે. અહિંઆં ભાગીરથી હિમાલયમાંથી કેવી રીતે નીકળે છે તથા પૃથ્વી ઉપર તેના તરંગો કેવી રીતે નૃત્ય કરી રહ્યાં છે વગેરેનું વર્ણન છે. માટે અલંકાર 'સ્વભાવોક્તિ' છે.

**જગત્‌ના જનને બતાવી**—અર્થાત્ સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર ગંગાને આણી કે જેથી જગત્‌ના લોક તેને જોઇ શકયા. **સંતૃપ્તિ-આપી.** ગંગાને પૃથ્વી ઉપર લાવીને તેના જલથી પૂર્વજનો ઉદ્ધાર કર્યો, આથી પૂર્વજના હૃદયમાં સંતોષ આપ્યો એમ કહે છે. **વીર** ભગીરથ. **જગતે**-જગતના લોકોએ **વધાવ્યો** (સં. **वृध** ધાતુમાથી) અભિનંદન આપ્યું. **દિવ્ય-ગવાયો** ભગીરથે ગંગાને પૃથ્વી ઉપર આણી તે આર્યોના ઈતિહાસમાં-મહાભારતમાં નોંધવામાં આવ્યું છે. મહાભારતમાં ભગીરથના પરાક્રમનો ઈતિહાસ હમેશને માટે જળવાઈ રહ્યો છે. **સત્પ્રયાસ**-સારા પુરુષોના પ્રયત્ન (તત્પુરુષ સમા૦. કર્મધારય સમાસ તરીકે લેવો નહિ.) ભગીરથે કરેલો પ્રયાસ. **ફળ**-ગંગાનદીનું પૃથ્વી ઉપર ઉતરવું. **ઉર**-છાતી. યશસ તપસ, વગેરે શબ્દોને 'વિન્' પ્રત્યય લાગીને યશસ્વિન્ તપસ્વિન્ વગેરે શબ્દો સંસ્કૃતમાં બને છે 'વિન્' પ્રત્યયનો અર્થ 'વાળો' થાય છે. સંસારના

હૃદયમાં. સંસારી પુરુષોને બોધ આપવાને. અહિંઆં 'સંસાર' શબ્દનો અર્થ 'સંસારી પુરુષો' લેવો. અંગ્રેજીમાં આને Synechdoche કહે છે **સંસારના-ઠસાવવાને.** સંસારના માણસોને ધૈર્ય, ખંત દઢતા વગેરે ગુણોનો બોધ આપવાને. **સુપન્થ**-સાચે માર્ગે કર્તવ્યના માર્ગે લોકો જાય, કાર્યસિદ્ધિ પર્યન્ત કર્તવ્યશીલ બને તેટલા માટે.

૮. **તીર્થત્વ**-તીર્થરૂપ હોવું તે. 'ત્વ' એ ભાવવાચક નામનો તદ્ધિત પ્રત્યય છે. ગંગા તીર્થસ્થાન તરીકે પૂજાય છે, હજારો યાત્રાળુઓ ગંગાના તીર્થસ્થાનમાં યાત્રા માટે જાય છે માટે તે ગંગાનું 'તીર્થત્વ છે'. **પાવનકરત્વ** (પાવન+કર+ત્વ) પવિત્ર કરવાપણું, ગંગાના જલમાં સ્નાન કરવાથી તથા તેનું પાન કરવાથી પાપી પુરુષો પણ પવિત્ર થાય છે. માટે 'પાવનકરત્વ' એ ગંગાનો એક ધર્મ છે. 'શુચિત્વ' પવિત્ર હોવું તે. **સ્હેજે**-નૈસર્ગિક રીતે. કુદરતી રીતે. **વિબુધવર્ગ**-દેવતાઓનો સમૂહ. **અમર**-હંમેશને માટે સ્થાયી. **કૃતિ**-કાર્ય, ભગીરથ રાજાએ ગંગાને પૃથ્વી ઉપર આણી અને તે રીતે ઘણુંજ મહત્કાર્ય તેમણે કર્યું, આ કાર્યને નિત્ય ટકાવી રાખવાને-આ કાર્યનું સ્મરણ હંમેશને માટે રહે તેટલા માટે ગંગા નદીનું નામ, 'ભાગીરથી' રાખ્યું છે. **સદભિધાન** (સદ્-સારૂં+અભિધાન-નામ) સારૂં નામ.

૯. **પ્રાચ્ય**-પહેલાના પુરુષો. **ઉચિત**-યોગ્ય. **આશય**-હેતુ. એક અંશે. (અંશ-આ-૫ પ્રમાણે) એક પ્રમાણમા **પળ**-ક્ષણ. **પેસે**-પ્રવેશ પામે. ગીર્વાણ-સંસ્કૃત ભાષા. તેનું ગૃહ-ધામ એટલે સ્વર્ગ-સંસ્કૃત ભાષા દિવ્ય ભાષા કહેવાય છે, કારણ કે તે દેવવાણી છે. સ્વર્ગ લોકથી આ લોકમાં આણી છે. **ગીર્વાણ-બેસે ?** સ્વર્ગ લોકમાં કેમ પ્રવેશ ન પામે ? પ્રવેશ પામેજ. જે આર્ય પુરુષ ભગીરથ જેવા પ્રાચીન મહા પુરુષોના આશયને થોડા પ્રમાણમાં પણ જો પોતાના હૃદયમાં ઉતારીને પોતાનું જીવન તેમની માફક કર્તવ્યશીલ બનાવે તો જરૂરથી તેઓ તેમના પાપમાંથી મુક્ત થાય એટલુંજ નહિ પણ સ્વર્ગની

ભૂમિમાંયે પ્રવેશ કરી શકે એમ કવિનો કહેવાનો અહિઆં આશય છે.

૧૦. **સેવી-શ્રમ**-ઘણે પરિશ્રમ ઉઠાવીને. **તુજ**-તારા. **પદે**-પગ આગળ, ચરણ સમીપ, અહિંઆં તટ આગળ એ અર્થમાં છે. **અયિ**-હે. **માત**-માતા. **શૂન્યમાનસ વડે**-કોઇ પણ જાતના વિચાર રહિત મનથી=શુદ્ધ મનથી. **વપુને**-શરીરને. **ભીંજાવી**-સ્નાનથી ભીનું કરી. વિચરીએ=જઇએ. **સુર**-દેવતાઓ. **હસાવી**-પ્રસન્ન કરી.

૧૧. **મહત્ત્વ**-મોટાઈ. **અંતરમાં ન આવે**-મનથી વિચારે, નહિ, મનથી સ્મરણ કરે નહિ. **વીરનું**-ભગીરથનું. **સ્વાન્ત**-અંતઃકરણ, મન. **જાગે**-જાગ્રત્ થાય, સંકલ્પ કરે. **ને અન્યના, માગે**-પોતાને કોઇ પણ મહેનત કરવી નથી, અને બીજો જે મહેનત કરે તેનુ પરિણામ પોતાને ભોગવવાની ઇચ્છા કરનારા, પારકાની મહેનત ઉપર જીવનાર આ શ્લોક અને પછીના શ્લોક ૧૨ની લીટીઓ શ્લોક ૧૩ ના આત્મજ શબ્દના વિશેષણ તરીકે છે.

૧૨. **સ્વલ્પ** (સુ+અલ્પ) ઘણાજ થોડા. **કર્તવ્યસંગ-ઇચ્છનારા**-કર્તવ્ય કરતાંની સાથે ફળ મેળવવાની ઇચ્છા રાખનાર સામાન્યતઃ કર્તવ્ય પ્રથમ અને તેનું ફળ પછી હોય છે, કર્તવ્ય અને ફળની વચ્ચે કારણ કાર્યનો સંબન્ધ હોય છે અને તેથી પ્રથમ કર્તવ્ય કરીએ તોજ પછીથી ફળની અપેક્ષા રાખી શકાય. આ માણસો કર્તવ્ય પછી ફળ નહિ પણ કર્તવ્યની સાથે ફળની ઇચ્છા રાખે છે. ફળ માટે જે ધૈય જોઇએ તે તેમનામાં નથી. એકદમ ફળ કેમ મળે એવી ઇચ્છા રાખનાર હોય છે.

૧૩. **આત્મજ**-સંતાનપુત્ર. **ભવ માંહિ**-આ જન્મમા **સુભાગ્ય પ્રકટે**-સુખ મળે, સુખી થાય. જે પુરુષો ઉપર શ્લોક ૧૧ તથા ૧૨માં જણાવ્યા પ્રમાણેના હોય છે તેઓ જન્મમાં સુખી થઈ શકતા નથી. અર્થાત્ મહાન્ પુરુષોની મહત્તા શેમાં છે તે જે જાણતો નથી, વીર પુરુષોનાં પરાક્રમોનું સ્મરણ કરતો નથી; જેના અંતઃકરણમાં કર્તવ્યભાવના ઉદય પામતી નથી, જે પારકાની મહેનત ઉપરજ જીવે

છે, જે કાર્યનો આરંભ કરીને વચ્ચેથી છોડી દે છે, અને અલ્પ વિઘ્નો આવતાં કર્તવ્ય ક્ષેત્રમાંથી પલાયન કરી દોડી જાય છે; જે કર્તવ્યની સાથેજ તેનું ફળ મેળવવાની અતિ ઉત્કણ્ઠાવાળો છે તે પુરુષ આ જન્મમાં શી રીતે સુખી થઇ શકે ? **'એવા'** ઉપર ગણાવેલા લક્ષણો વાળા પુરુષના. **ત્રિદિવના** સ્વર્ગના **પથ**-માર્ગ. ત્રિદિવના-નિહાળે ? શી રીતે સ્વર્ગને મેળવી શકે. **ને-સેવે ?** અને સ્વર્ગના દેવતોનાં અલૌકિક સુખ શી રીતે મેળવી શકે ? કવિના આ આખા શ્લોકમાં કવિ મનુષ્યને કર્તવ્યનિષ્ટ થવાનો બોધ આપે છે.

### પ્રશ્નો.

૧. ગંગા નદીનું નામ 'ભાગીરથી' પાડવા સંબન્ધી કયી ગાથા છે તે આ કાવ્યમાંથી કહો ? જુઓ શ્લો. ૮.

૨ આ કાવ્યમાં કવિ મનુષ્યના જીવનનું કયુ લક્ષ્ય જણાવે છે ( જુઓ શ્લો. ૪).

૩. આ કાવ્યમાં કવિ શેનો બોધ આપે છે તે દર્શાવો (જુઓ શ્લો. ૪, ૭, ૯ થી ૧૨).

૪. આ કાવ્યમાંથી અર્થાન્તર ન્યાસ તથા સ્વભાવોક્તિ અલંકારના દૃષ્ટાન્તો આપો (જુઓ શ્લો. ૩-૪ તથા શ્લો. ૫).

# કલાપી.

### ત્યાગ.

આ કાવ્ય કલાપીના કેકારવમાંથી લેવામાં આવેલું છે. ત્યાગ એટલે સંસાર ત્યાગ એ આ કવિતાનો વિષય છે. અને તેથી સ્વાભાવિક રીતે તેમાં શોકની છાયા છે. કલાપીનાં કાવ્યો સ્વાનુભવરસિક અને ભાવના પ્રધાન (Subjective) છે. કલાપી એટલે રૂદન, સંસારનો ત્યાગ કરવાની પ્રબળ ભાવના, સંસારનાં દૂષણોથી અને ઉણ-

પોથી કંટાળેલું કવિ જીવન. તેના દરેક કાવ્યમાં શોકની છાયા હોય છે જ, તેના દરેક કાવ્યમાં સંસાર ત્યાગની વાંછના તરી આવે છે. તેને માટે એક વિવેચકે યથાર્થ કહ્યું છે કે 'તેઓ રડે છે તો આપણે તેમની સાથે રડીએ છીએ. તેઓ નિશ્વાસ મૂકે છે તો આપણે (પણ) નિશ્વાસ મૂકીએ છીએ' તેમના જીવનમાં તેમ તેમનાં કાવ્યોમાં હાસ્યની છાયા સરખી નથી. તેઓ નિરાશાવાદી Pessimist કે દૈવવાદી Fatalist હોય એમ જણાય છે.

'ત્યાગ' એ કાવ્યમાં જગતથી વિરક્ત થયેલાં માનવની સંસાર ત્યાગની ગતિ વર્ણવી છે. સંસારથી કંટાળીને તે જગત ત્યાગ કરતો હોય એવું નથી પણ પોતાના આત્મ કલ્યાણ અર્થે, પોતાની રાજી ખુશીથી, સંસારનો ત્યાગ કરે છે, એવું સ્પષ્ટ જણાય છે.

કૈં છે ખુશી ! કૈં છે નહીં ! દિલ જાણતું જે છે તે છે!
જ્યાં જ્યાં ઠરી દીલની ખુશી, ત્યાં ત્યાં ખુશી દિલ છે નકી !
પેદા કર્યો તો ઇશ્ક ત્યાં ના કોઈને પૂછ્યું હતું !
એ ભૂસવા જો છે ખુશી તો પૂછવું એ કૈં નથી !
છે ઇશ્ક જોયો ખૂબ તો જોવું હવે જે ના દીઠું.
કિસ્મત બતાવે ખેલ તે આનન્દથી જોવા સહી !

વળી આમ સંસાર ત્યાગ કરનાર વૈરાગ્યની દશાએ પહોંચ્યો હતો. તેનું દિલ સંસારથી ઉડી ગયું હતું. અને તેની વૈરાગ્ય ભાવના કેટલી પ્રબળ છે તે નીચેની કડીઓથી સમજાશે.

ના આંસુથી, ના ઝુલ્મથી, ના વસ્લથી, ના બન્ધથી,
દિલ જે ઉઠયું રોકાય ના, એ વાત છોડો કેદની.

વળી—

મુજ ઉર્મિ એ તમ વારિધિ ! તમ વારિધિ મુજ ઉર્મિ છે !
જે હિકમતે આ છે બન્યું, તે જાણશો કોઈ નહીં !

૧. હું જ્યાં જાઉ છું ત્યાં તમો કોઇ આવવાનો પ્રયત્ન પણ

કરશો નહિ. કારણ કે મને પહોંચવાના હજારો પ્રયાસો કરેથી પણ મને પહોંચી શકશો નહિ.

આથી તેના મૃત્યુની ગતિ સૂચવાતી નથી. તે શીર્ષક અને પાછલી પંક્તિઓથી સમજાય તેવું છે. અહિં જગતનો ત્યાગ નહિ પણ **સંસાર ત્યાગ**ની ગતિ સૂચવે છે. વિરકત માણસ પોતાના જગતના અવિરકત આપ્તજનો પ્રત્યે ઉદ્દેશી કહે છે કે "સો સો દિવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઈ નહીં' એટલે મારા અને તમારા વચ્ચે અન્તર–સ્થાનિક નથી પણ માનસિક છે. આપણે સાથે હોઇએ કે દૂર હોઈએ છતાં પણ તમારા અને મારા વચ્ચે વિચાર અન્તર રહેશેજ. એમ કહી પોતાનું માનસિક પરિવર્ત્તન સૂચવે છે.

સો સો દિવાલો બાંધતાં=અનેક પ્રયત્નો કર્યે છતાં.

૨. તમારા આંસુથી, ઝુલ્મથી કે પ્રેમથી કે બન્ધનથી મને હવે તમે રોકી શકશો નહિ, મારી ગતિને દબાવી શકશો નહિ. કારણ કે સંસાર પરથી મારૂં દિલ ઉઠી ગયું છે, તેથી ફરીથી--સંસાર પર સ્નેહ ઠરેજ નહિ.

આ ટુંકના ભાવાર્થને અનુસરતી ભાવાર્થવાળી એજ કવિની બીજી પંક્તિઓ છે કે.

"પીળાં પર્ણો ફરી નથી થતા કોઇ કાળેજ લીલા,
ભાગ્યા હૈયાં ફરી નથી થતા, કોઇ કાળે રસીલાં."

આમાં કવિ તેની વિરકત ભાવના બતાવે છે.

ઝુલ્મ=જુલમ વસ્લ=પ્રેમ, અભેદભાવ

૩. જેમાં તમારી ખુશી હોય તે તમે કરો અને મારી ખુશી પ્રમાણે હું કરૂં છું. શું હતું ? અને શું થયું? વિ--બાબતો કોઈ પૂછશો જ નહિ.

આમાં પોતાની કાર્ય સ્વતંત્રતા સૂચવે છે. જે પોતે કરે છે તે સમજીને અને પૂર્ણ વિચાર કરીને જ કરે છે એમ સમજાવવાનો પ્રયત્ન છે.

૪. સંસાર ત્યાગ કરવાની મારી થોડી ઘણી ખુશી છે અને થોડી નથીયે. શાથી છે અને શાથી નથી તે ફક્ત મારૂં હૃદય જ જાણે છે. પણ તમારે તો ફક્ત એટલું જ સમજવું કે જે કાર્યમાં હૃદયની ખુશી થઇ તે કાર્યમાંજ દિલને આનંદ મળે છે.

તમને સંસારમાં પ્રિત છે. અને તેથી સંસાર માણવામાં તમારૂં હૃદય ખુશ થાય છે. મારી ખુશી સંસાર ત્યાગમાં ઉતરી છે અને તેથી તેમ કરવામાંજ મને આનંદ મળશે. તમને જેટલો અને જેવો આનંદ સંસાર માણવામાં મળશે તેટલોજ ને તેવોજ મને સંસાર ત્યાગ કરવામાં મળશે એવો ભાવાર્થ છે.

'કૈં છે ખુશી, કૈં છે નહીં!'

એમાં ત્યાગ ભાવના પ્રબળ છતાં, ભોગવેલા સાસારિક પ્રેમ અને સુખની સ્મૃતિ થાય છે. એથી એ સિદ્ધ થાય છે. કે તે સંસારથી કંટાળીનેજ સંસાર ત્યાગ કરતો નથી. પણ સંસારનું મિથ્યાત્વ સમજી આત્મ કલ્યાણના માટેજ કરે છે.

૫. પ્રેમ કરતાં મ્હેં કોઇને પૂછી જોયું નહોતું. હવે ને તોડવા પ્રતિ મારી ઇચ્છા થઇ છે તો તે તોડતાં પણ મારે કોઇને પૂછવાની જરૂર નથી.

આમાં પ્રેમની સ્વાભાવિકતા દર્શાવી છે. પ્રેમ કર્યો કરાતો નથી અને તોડયો તોડાતો નથી એવો ભાવાર્થ છે. અમુક વસ્તુ ઉપર પ્રેમ સ્વાભાવિક રીતેજ થાય છે અને પ્રેમ તૂટે છે તે પણ કુદરતી રીતેજ. પ્રેમના વિષયમાં પુરૂષાર્થ નિષ્ફળ છે. એવો ભાવાર્થ છે. હવે એ પ્રેમ વસ્તુ ઉપરથી મારૂં મન ઉડી ગયું છે. એવો સાર છે.

ઇશ્ક=પ્રેમ. પૂછયું હતું=સલાહ લીધી હતી, ભૂસવા=તોડવા.

૬. પ્રેમનો મ્હેં ખુબ અનુભવ કરી લીધો છે, માણ્યો છે, હવે જે અત્યાર સુધી આ સંસારમાં જે ન દીઠું, ન દેખાયું, તે જોવાની મારી ઇચ્છા થઇ છે. હવે મારૂં પ્રારબ્ધ જે જે અનુભવ કરાવે તે કરવા છે અને તેમાંજ મારો આનંદ છે.

'છે ઇશ્ક જોયો ખૂબ તો જોવું હવે જેના દીઠું' એમાં કૈં છે ખુશી! કૈં છે નહીં!' એની માફક સંસાર સુખની તૃપ્તિ અને અને વિરક્તભાવનાની પ્રબળતા બતાવી છે. સંસારની સુખની બાજુ તેણે અત્યાર સુધી જોઇ છે, દુઃખની બાજુ જોઇ નથી તે જોવાની 'તેનામાં ઉત્સુકતા જાગી છે એવો ભાવાર્થ છે. અણ અનુભવેલું અનુ-ભવવા કેવી તિક્ષ્ણ ઇચ્છા છે તે હવેની ટુંકથી સમજાશે.

કિસ્મત=પ્રારબ્ધ, નસીબ, ખેલ=દુનિયાના ખેલ=દુનિયાના રંગં ઢંગ.

૭. સકળ સંસારને જોવા એટલે સંસારની સુખ અને દુઃખ બન્ને બાજુ નીહાળવા મારી આંખ ઘુમ્મટ ઉપર ચ્હઢી છે. એટલે હું સંસા-રથી પર થઈ જોવા માગું છું. આમ સંસારનો પૂર્ણ અનુભવ કર-વાની મારી પ્રબળ ઇચ્છા છે તો હવે મારી આંખોએ પાટા બાંધવાથી મને તેમ કરતાં તમે અટકાવી શકશો નહિ.

આમાં જ્ઞાનના ઉદયનું સૂચન કરાયું છે. સંસારમાં ફક્ત સુખજ છે અને દુઃખ નથી એવો તેનો અનુભવ ખોટો છે એમ તેને સમ-જાય છે. અને હવે સંસારની દુઃખની બાજુ જો કિસ્મત બતાવે તો જોવાની તેની ઇચ્છા થઈ છે.

'તે ચશ્મ પર પાટો તમે વીંટી હવે શકશો નહીં.' એથી એની ઇચ્છાની પ્રબળતા સૂચવી છે.

ચશ્મ=આંખ. બુરજ=ઘુમ્મટ.
આલમ=જગત. તે ચશ્મ...નહીં=મારી દૃષ્ટિ ચૂકાવી શકશો નહિ.

૮. જો તમારે મ્હારી યાદગીરીમાં કબર બાંધવી હોય તો બાંધજો. પણ તેમાં દાટવાને માટે તમને મારૂં શરીર મળી શકશે નહિ, ત્યાં તો તમારે મ્હારે બદલે બીજા કોઈ નેજ સુવાડવો પડશે. અને જ્યાં હું દટાયો હોઉં ત્યાં તમો ફૂલ પણ ચ્હડાવશો નહિ.

આમાં પોતાની ભાવિગતિ સૂચવે છે. પોતે સંસાર છોડી જાય છે અને ફરીથી તે તેમને મળનાર નથીજ એવો ભાવાર્થ છે. પોતાની દેહ ક્યાં પડશે તે પોતે કહી શકતો નથી. સંસાર ત્યાગ કરી તે દૂર દૂર જશે અને ફરીથી તે આપ્ત જનોને મળી શકશે નહિ માટે તેનું મૃત શરીર પણ તેમને મળી શકશે નહિ એથીજ એ પોતાની કબરમાં બીજાને સુવાડવાનું કહે છે. વળી જો કાળે કરીને અનાયાસે તેમને જાણ થાય કે અમુક ઠેકાણે તેનું મૃત શરીર દટાયું છે તો ત્યાં ફૂલ ચઢાવવાની તે મનાઈ કરે છે કારણ કે તેવી મોટાઈ પ્રત્યે તેને હવે તિરસ્કાર થયો છે, એમ બતાવે છે. અને એ હવેની ટુંક ઉપરથી વધારે સ્પષ્ટ થાય છે.

કોઈને સુવાડજો=કોઇનું શરીર દાટજો.

વેરશો=ચ્હઢાવશો. ( પૂજ્ય ભાવથી ).

૯. ફૂલોથી શું ? પ્રેમથી શું ? અને મૃત્યુવશ તમારા જેવાઓથી શું ? દરિયાના માછલાને મોજાંઓનો કાંઇ હિસાબ નથી. આમાં ફૂલ ચ્હઢાવવાથી શું થાય ? તમારા જેવા મૃત્યુવશ માનવીઓના પ્રેમથી શું ફાયદો થવાનો છે? અને એવી તમારી હૃદયોર્મિઓ મારા જેવા દરિયાના માછલાને નડતર રૂપ થઈ શકે તેમ નથી. એવો ભાવાર્થ છે. દરિયાના માછલાની ઉપમાથી પોતાની ભાવના વિશાળ થઇ છે, અને જગતનાં મોજાંથી પોતે પર થઈ ગયો છે એવું સૂચવે છે. તમે મારી કબર ઉપર ફૂલો વેરવાના કે એવાજ પ્રકારના બીજા પ્રેમ-પ્રયોગો કરી જોશો તો પણ તે હવે નિષ્ફળ થશે. એ તમારી હૃદયોર્મિઓ હવે મારા કલ્યાણ માર્ગમાં નડતર રૂપ થશે નહિ કારણ કે મારૂં વિહાર સ્થાન દરિયા જેવું વિશાળ થયું છે એમ કહેવાનો આશય છે.

જાનારને=મૃત્યુવશ. ઉર્મિઓ=તરંગો (મનનાં કે દરિયાનાં).

૧૦. મારાં હૃદયની એકજ ઉર્મિ--તરંગ તે તમારા દરિયા જેટલો વિશાળ છે. એવીજ રીતે તમારો દરિયો તે મારે મન એક દરિયાનું

મોજું માત્ર છે. જે યુક્તિથી હું આવી યોગ્યતા સંપાદન કરી શકયો છું તે તમે કોઇ સમજી શકશો નહિ.

આમાં પોતાની વિશાળ ભાવના બતાવી છે. જગતની સંકુચિતતા હવે તેણે ત્યાગી દીધી છે. તેનામાં જ્ઞાનસંચય થયો છે એમ કહેવાનો ભાવાર્થ છે. 'જે હિકમતે આ છે બન્યું, તે જાણશો કોઇ નહીં!' એમા તે યોગ્યતા તેનામાં શાથી આવી તે સમજાવું મુશ્કેલ છે. તેવી યોગ્યતા સંબંધી જ્ઞાન નૈસર્ગિક છે, સંસાર મટયા પછી જ તે જ્ઞાન માણસને થાય છે એમ કહેવાનો આશય છે.

વારિધિ=દરિયો. (વારિ+ધિ=પાણીને ધારણ કરનાર).
હિકમત=કળા.

**૧૧.** કશું પૂછશો નહિ, કોઈ બોલશો પણ નહિ. જેવા આનંદમાં છો તેવાજ આનંદમાં રહેજો. જો મારા ગયાથી શોક કરશો તો તે વ્યર્થ છે અને તેને માટે તમને સાંત્વન આપનાર કોઇ મળશે નહિ.

આમાં ત્યાગની ઇચ્છાની અતિ પ્રબળતા અથવા અપરિમિતતા દર્શાવી છે. 'વ્યર્થ આંસુ ખેરશો તો લુછશે કોઇ નહીં!...એથી પોતાના મનની દૃઢતા બતાવી છે કે તેવા મિથ્યા પ્રેમપ્રયોગોથી તે હવે છેતરાય તેમ નથી. વળી પોતે જાય છે અને તે સદાને માટે એમ પણ અર્થ સૂચવાય છે.

વ્યર્થ=ફોગટ. આસુ ખેરશો=રડશો. લૂછશે=સાંત્વન આપશે.

---

# મલબારી.

---

## ઇતિહાસની આરસી.

આ કાવ્યનું નામ 'ઈતિહાસની આરસી' રાખવામાં આવ્યું છે તેનું પ્રયોજન એ છે કે જેમ 'આરસી-દર્પણમા આપણે આપણી મુખાકૃતિ જોઇએ છીએ, અને તેને યથાર્થ રૂપે ત્યાં નિહાળીએ

છીએ તેજ પ્રમાણે કાળને લીધે દેશમાં થયેલા સ્થિતિઓના ફેરફારો પણ ઈતિહાસ દ્વારા આપણે યથાર્થ સ્વરૂપમાં જાણીએ છીએ. પ્રત્યેક દેશનો અસ્તોદય કાળક્રમે કેવી રીતે અને કયા કારણથી થાય છે તે આપણને ઈતિહાસથી સમજાય છે. અહિંઆં કવિ ઇરાન, ગ્રીસ, રોમ વગેરે રાજ્યોના તેમજ ભારતવર્ષનાં પ્રાચીન સ્થળોનાં દૃષ્ટાંતો આપીને ઉદયના શિખર ઉપર ચઢેલાં તે બધાં કેવી રીતે અસ્તના ગર્તમાં ગરી પડયાં તેનું ટુંક વૃત્તાન્ત રજુ કરે છે, અને તે ઉપરથી રાજા રાણીઓને ઉપદેશ આપે છે કે તેમણે અલ્પકાલીન સત્તાથી ફુલાઈ જવું નહિ. તેમજ લક્ષ્મીના ઢગલાથી ગર્વિષ્ઠ થવું નહિ. કારણ કે તેમની તે સત્તા અગર લક્ષ્મી ફકત થોડાક કાળ માટેજ તેમની પાસે રહેશે. દુનિઆમા કોઈ પણ રાજા મહારાજા એવા નથી કે જેમણે પોતાની લક્ષ્મી અગર સત્તાને ટકાવી રાખી હોય.

**રાજારાણા**—સંબોધન વિભક્તિમાં છે. **અકકડ**—ગર્વિષ્ઠ, તોરી, મીજાસી. **શેના** ?–શા માટે ? **વિસાત**–હિસાબ, ગણના. **તમ**–તમારા. લાખ–ધણી. ભલે તમે લક્ષાધિપતિ અગર કોટયધિપતિ હો. **લાખ–બરાબર.** તમારા લાખ રૂપીઆના ઢગલા તો રાખોડીની મૂઠી બરાબર છે. તમારા રૂપીઆની કિંમત રાખોડી જેટલી છે. મૂઠીમાં રાખેલી રાખોડી જેમ પવનમાં ઉડી જાય તેમ તમારી લક્ષ્મીને જતી રહેતાં વાર નહિ લાગે. **ક્રોડ**–કરોડ. તમારા કરોડ રૂપીઆ પણ છેવટે તમને છોડીને જતા રહેશે. સત્તા–બરાબર તમે જો સત્તાથી ગર્વિષ્ઠ બનતા હો, તો પણ તે વ્યર્થ છે કારણ કે તમારી સત્તા તે હમેશાં ટકનારી નથી. તે તો સુકા ઘાસની માફક થોડા સમયમાં અલોપ થઈ જશે, સુકુ ઘાસ જાતે બળે છે અને બીજાને બાળે છે તેમ તમારી સત્તા .જાતે નાશ પામીને બીજાઓનો પણ નાશ કરશે. **કાળચક્રની ફેરીએ**–સમય રૂપી ચક્રના ફરવાની સાથે મોટા રાજા તથા મહારાજાઓ પણ ચાલી ગયા છે **આલમનાં**–દુનિઆનાં શાહ–રાજા દુનિઆ ઉપર જેમની આણ ફરતી હતી એવા ચક્રવર્તી

બાદશાહોના સગાંઓને આખરે ભીખ માગતાં—અત્યન્ત ગરિબાઈમાં આવી પડેલાં મેં નઝરે જોયા છે. અથવા શાહઆલમ પાદશાહનાં કુટુંબીઓને રસ્તામાં ભીખ માગતાં મેં જોયાં છે.

૨ **જમશેદ**—ઈરાનનો ચોથો રાજા. એ ઘણોજ પ્રસિદ્ધ રાજા ગણાય છે. તેની મુખાકૃતિ સૂર્ય જેવી હતી માટે તે 'જમશેદ' નામથી ઓળખાય છે. (શેદ-સૂર્ય) તેણે પોતાના લાંબા રાજ્ય દરમ્યાન પ્રજાની ઉન્નતિ માટે ઘણું કર્યું હતું. જરથોસ્ત્રીઓના નવા વર્ષને દિવસે નવરોઝના ઉત્સવની શરૂઆત તેણે કરેલી. ઈરાનના પ્રથમ રાજવંશનો એ સાતમો રાજા હતો. તે ન્યાયી અને ઉદાર રાજા હતો. તે ખરેખર આદર્શ પુરુષ હતો. તેના સમયમાં રાજ્યની જાહોજલાલી સારી હતી અને પ્રજા સુખી હતી. **ખુશરો**—તેનું નામ ખુશરૂ પેરવીઝ હતું. તે હોરમઝનો છોકરો હતો. તે ઉદાર હૃદયનો હતો. તેમ કળાકારોનો આશ્રયદાતા હતો. તે યુદ્ધ કલામાં પ્રવીણ હતો. રાજશાસનનો પણ સારો અનુભવ ધરાવતો હતો. તેના દરબારનો ભપકો તથા વૈભવો પુષ્કળ હતા. તેની પાસે દ્રવ્ય પણ અઢળક હતું. આમ છતાં તેનું દૈવ એવું હતું કે તેના પોતાના છોકરાના હાથેજ તેને ત્રાસદાયક રીતે મરવું પડયું. અરદેશર બાબેગાન ઈરાનના અસરીઅન વંશનો પહેલો રાજા તે હતો. તેનું મૂળ નામ બહમન હતું. તેના શૌર્ય તથા નિર્ભયતાને લીધે તેના દાદા ગુસ્તસ્પે તેનું નામ અરદેશર પાડયું હતું. 'બાબેગાં' એની અટક હતી. કારણ કે તે બાબેકની દીકરીનો દીકરો હતો. **રૂસ્તમ**-તે ઝાલનો છોકરો હતો. ઈરાનનો સુપ્રસિદ્ધ વીર તે ગણાય છે. કૈકોસના હાથ નીચે તે સરદાર હતો. ફિરદુશીએ શાહનામામાં એના વિષે ઘણી વાર્તાઓ વર્ણવી છે. આ બધામાં દયાજનક વૃત્તાન્ત એ છે કે તેનું મૃત્યુ તેના પુત્ર રૂસ્તમના હાથે થયું હતું. ઈંગ્લેન્ડના કવિ મેથ્યૂ આર્નોલ્ડે 'સોહરાબ અને રૂસ્તમનું એક કાવ્ય પણ લખ્યું છે.

નહિ તુજને—ભાન .ઉપર જણાવેલા રાજાઓનું શું થયું તેની

ખબર તને કે મને નથી **યુનાની**-ગ્રીસ દેશનો. સીકંદર અલેકઝાંડર મેસેડોનીઆનો વતની તે ઇતિહાસમાં મહાન્ અલેકઝાંડર તરીકે જાણીતો છે. તે એક વખત પૂર્વમાં પંજાબ સુધી લશ્કર લેઇને ચઢી આવ્યો હતો અને ત્યાંના પોરસ રાજાને હરાવ્યો હતો. **રૂમી** રોમદેશનો **સીઝર**-જુલીઅસ સીઝર નામનો રોમદેશનો મહાન્ બાદશાહ. એના વખતમાં રોમન સામ્રાજ્યની હદ ખૂબ વિસ્તરી હતી. **અવની** પૃથ્વી. **સારોભવ**-આખી દુનિઆ, તમામ દુનિઆના લોકો. **ભર**-ભલેને. **બૂમોમારે**-મોટા પોકારે કરે. **કિરતાર કચેરીએ**-કર્તા ઇશ્વરના દરબારમાં. હશે-કચેરીએ. કેટલાક તો ઇશ્વરના દરબારમાં હાથ જોડીને પોતાનાં કર્મોનો હિસાબ આપવાને ઉભા હશે.

૩ **અયોધ્યા**—રામચંદ્રની જન્મભુમિ. હિંદુસ્તાનની ઉત્તરે આવેલું છે **બેટદ્વારકા**. યાદવોની રાજધાની, અને યાત્રાનું એકધામ કાઠીઆવાડના ખૂણામાં ઓખામંડળમાં આવેલું છે. **નાથદ્વાર**-વૈષ્ણવોનું એક યાત્રાનું મોટું સ્થળ. મેવાડમાં ઉદેપૂર રાજ્યની હદમાં છે. **હરદ્વાર**-પણ યાત્રાનું સ્થળ છે. ઉત્તર હિંદુસ્તાનમાં આવેલું છે, **ઘરને આંગણે-મારી.** બીજા સ્થળોની શીદ વાત કરૂં, મારા ઘર આંગણે જે સ્થાનની હું બહુજ નિકટમાં છું એવા સુરત શહેરની દશા જ્યારે અત્યારે જોઉં છું ત્યારે મારા હૃદયમાં ઘણોજ ક્ષોભ થાય છે. **સૌરાષ્ટ્ર**-કાઠીઆવાડ. **કાળાકેર** ક્રૂર જુલ્મ, નિર્દય ત્રાસ. દખ્ખણુ-ફેર. દક્ષિણ દેશની દુઃખી હાલત જોઈને શત્રુઓની આંખમાં પણ તમ્મર ચઢે. હજી-કેરીએ ? શું આટલાથી વિનાશની હકિકત જાણીને તમને સંતોષ થયો નથી ? આથી વિશેષ જાણવાની ઇચ્છા છે હજુ વિશેષ વિનાશનાં ચિન્હ જોવાં છે ?

---

# નરસિંહરાવ.

---

## પ્રેમળજ્યોતિ.

આ કાવ્ય કાર્ડીનલ ન્યૂમેનના 'Lead Kindly Light' એ કાવ્યના અનુવાદ રૂપે છે છતાં આપણને જાણે સ્વતંત્ર કાવ્ય હોય તેમ જણાય છે. 'પ્રેમળજ્યોતિ' જેવી શબ્દ રચનાથી જ તે અનુવાદ છે એમ સમજાય છે, બાકી બીજી રીતે તે સ્વતંત્ર જેવું ભાસે છે.

**પ્રેમળજ્યોતિઃ** માયાળુ પ્રકાશ, તારો, એ પરમાત્મા માટે પ્રયોજાયો છે. **દાખવી,** બતાવી. **જીવનપન્થ** જીવનનો માર્ગ **ઉજાળ** -ઉજ્વળ કર, પ્રકાશથી ભર. 'હે પરમાત્મા તારો માયાળુ પ્રકાશ દેખાડીને, તારી કૃપા રૂપી પ્રકાશ દેખાડીને મારા જીવનના માર્ગને ઉજ્જવળ બનાવ. મારા જીવનને ઉજળું-યશસ્વી, સુપુણ્યના પ્રકાશવાળું બનાવ. **ઘેરે**-ઢાંકી દે. **ઘન અંધાર**-અત્યન્ત ગાઢ અંધકાર **નવ**-નહિ. દૂર-ઉજાળ. હું મારા પોતાના સ્થાનથી ઘણે દૂર પડ્યો છું. હે પરમાત્મા તમે જે મારું સ્થાન છો તેથી હું છૂટો પડી ગયો છું અને સંસારના ગાઢ અંધકારથી ઘેરાઇ ગયો છું જેથી મને કયી દિશામાં પ્રયાણ કરવું તેની પણ કશી સમજ પડતી નથી. સંસાર રૂપી ઘોર રાત્રિમાં હે પ્રભુ તુંજ આ શિશુની સંભાળ રાખી શકે એમ છે. માટે તું મને અંધકારવાળા ભાગમાંથી તારી કૃપાના બળે પ્રકાશમાં દોરીજા.

૨ **ડગમગતો**-ડોલતો, ઢચુપચુ થતો. નિશ્ચયમાંથી ખશી જતો. આ સંસારમાં મારી જીવનયાત્રા દરમ્યાન હે પ્રભો મારા પગને ડગી જતા તું બચાવ. મારી ઇચ્છા ઘણે દૂર સુધી જવાની નથી. ભલે મારી યાત્રા થોડી હોય, પણ તેમાં સ્થિરતા હોય તો તે બસ છે. એક ડગલું પણ ડગ્યા વગર સીધી રીતે મૂકી શકું તો તે બસ છે. માટે હું મારી પ્રયાણ યાત્રા દરમ્યાન બિલકૂલ ખશી ન પડું. એમ તું કર. અર્થાત્ મારા નિશ્ચયોમાં મને દૃઢ બનાવ. **હામ**-હિમત. અત્યાર સુધી

હું આત્મબળથી ઝઝુમતો હતો. હું એમ માનતો હતો કે મનુષ્યને અન્ય કોઇની પરમાત્માની દિવ્ય શક્તિની પણ જરૂર નથી. એ રીતે વર્તતાં હું મારાં ઘણાં કાર્યોમાં પછાત પડી જતો. મારા સંકલ્પો બધા હલમળી જતા. પણ હવે મને ખબર પડે છે કે પરમાત્માની દિવ્ય શક્તિની સાહાય્ય સિવાય મનુષ્ય એક ડગલું પણ ચાલી શકે નહિ. હવે ગર્વને બદલે દૈન્ય ભાવ મારામાં સ્ફુરે છે. તો હે પ્રભુ ! હવે હું આપની સહાય ઇચ્છુ છું તો આપ મને તે સહાય આપો **લોપ સ્મરણુથી**–સ્મરણુના લોપથી, વિસ્મૃતિથી. **સ્ખલન**–ભૂલ **પર્વ**–મૂહુર્ત. સમય. હું અત્યાર સુધી દુનિઆના બહારના ઝપકાથી અંજાઇ ગયો હતો અને ભય છતાં પણ ગર્વમાં છકયો હતો. પણ વર્ષો પસાર થતાં વિસ્મૃતિને લીધે સઘળી ભૂલો આજે ભૂલી ગયો છું. અને આજથી તારી કૃપાના બળે નવું જીવન મેળવ્યું છે.

૫ **નિભાવ્યો**–ટકાવ્યો. **સેર**–ધારા, અત્યાર સુધી હે પ્રભો તારા પ્રેમથીજ હું મારી જીવન યાત્રામાં આટલો ટકી રહ્યો છું. અને મારી ખાત્રી છે કે તું મને મારા મૂળ .ઘર તરફ પ્રભુના ધામમાં ફરીથી તારી પ્રેમજ્યોતિની ધારાઓ વર્ષાવીને પાછો પ્રાપ્ત કરાવીશ.

૬ **કર્દમભૂમિ**–કાદવવાળી જગ્યા **કલણુ**–ગરણુ. ખસી પડાય એવું. **ગિરિવર**–મોટા પર્વતો **કેરી**–ની **કરાડ**–ભેખડો. **ધસમસતા** વેગથી દોડતા. **વટાવી**–ઓળંગીને. તારી કૃપાથી હું કાદવવાળી ભૂમિ જેમાં મનુષ્ય ગરક થઈ જાય છે તે દુર્લંઘ્ય પર્વતની ભેખડો, અને વેગથી વધતા નદીઓના પ્રચંડ પ્રવાહોને તરી શકીશ. તારી કૃપા શક્તિ જરૂરથી મને પ્રભુના ધામમાં પહોચાડશે. અહિંઆં કર્દમ ભૂમિ વગેરે પાપ, અધર્મ વગેરેનાં વાચક છે. ઇશ્વરની કૃપાથી જીવ પાપ, અધર્મ વગેરેમાંથી દૂર થઈ શકે છે. પોતાના બળથી નહિ પણ ઇશ્વરના બળથીજ પાપાદિની નિવૃત્તિ થાય છે આ ઇશ્વરની કૃપાનો સિદ્ધાંત ભાગવત ધર્મ અગર વૈષ્ણવ ધર્મોનો પરમ સિદ્ધાન્ત છે. તેમ ખ્રીસ્તી

ધર્મ પણ આનોજ સ્વીકાર કરે છે. દુનિઆમાં જ્યા જ્યાં ભક્તિ માર્ગો છે તે સર્વનું મૂળ ઈશ્વરની કૃપામાં છે.

૭ **રજની**–રાત્રિ. અવિદ્યારૂપી સંસારની દશા. **પ્રભાત**–પ્રભુમય જીવનરૂપી. **દિવ્યગણો** દેવદૂતો. હવે તારીકૃપાથી હે પ્રભો ! હું શ્રદ્ધાપૂર્વક માનું છું કે મારી સંસારની દશા દૂર થઇને પ્રભુમય જીવનના પ્રભાતને હું જોઇશ, અને તે સમયે તારી કૃપાના પ્રકાશને હું જરૂરથી ઝીલી શકીશ. તે સમયે જે અન્ય પ્રભુના ભકતો રૂપી દેવદૂતોનાં સુંદર મુખને હું જોઇ શકતો નહોતો, તેમને જોઇ શકીશ. સંસારાવસ્થામાં સાધુ તથા સંત પુરુષો આપણી નિકટ હોય તો પણ આપણે તેમને પીછાણી શકતા નથી. તે તમામના જીવનની કાળી બાજૂજ આપણને દેખાય છે એનું કારણ આપણી આજુ બાજુએ ફરી વળેલું સંસારાવસ્થા રૂપી તમઃજવનિકા છે. પણ જ્યાં તે દશા દૂર થાય છે અને આપણે પ્રભુમય જીવન તરફ વળીએ છીએ તે સમયે સાધુ તથા સંત પુરુષોને જોઇ શકીએ છીએ. અહિંઆં દિવ્ય ગણો એટલે સાધુ તથા સંતપુરુષો ભકતો સમજવા. આ કાવ્ય પ્રભુભક્તિથી પ્રચુર છે. આમાં ભગવાનની કૃપાને યાચનાર ભક્ત હૃદય કેટલું પ્રભુને મેળવવાને ઉત્સુક થઇ રહ્યું છે તેનું નિરૂપણ કરવામાં આવ્યું છે. પ્રભુની કૃપા, પ્રભુમાં શ્રદ્ધા, અને દીનતા જે જીવનમાં સંચાર પામી છે તેજ જીવન ઉત્તમ પ્રકારનું છે એવો આ કાવ્યનો અર્થ બોધ છે.

આ કાવ્યના અનુવાદની ભાષા સરખાવવાને અમે અહિઆં નીચે 'ન્યૂમેન'નું મૂળ કાવ્ય આપીએ છીએ.

Lead, kindly Light, amid the encircling gloom
    Lead thou me on
The night is dark and I am far from home,
    Lead thou me on.
Keep thou my feet, I do not ask to see

The distant scene; one step enough for me.
I was not ever thus, nor prayed that Thou shouldst
    Lead me on;
I loved to choose and see my path; but now
    Lead thou me on.
I loved the garish day, and spite of fears,
Pride ruled my will; remember not past years.
So long Thy power hath blest me, sure it still
    Will lead me on,
O'er moor and fen, o'er crag and torrent till
    The night is gone,
And with the morn, those angel faces smile
Which I have loved long since and lost awhile.

આ કાવ્યના ભાવ જેવુંજ એક બીજું કાવ્ય નરસિંહરાવની સ્મરણસંહિતામાં પ્રયોજેલું છે. તે નીચે પ્રમાણે છે.

મંગલ મંદિર ખોલો,
    દયામય! મંગલ મંદિર ખોલો ધ્રુવ.
જીવનવન અતિ વેગે વટાવ્યું,
    દ્વાર ઉભો શિશુ ભોળો.
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
    શિશુને ઉરમાં લ્યો લ્યો ૧
નામ મધુર તમ રટ્યો નિરંતર.
    શિશુ સહ પ્રેમે બોલો.
દિવ્ય તૃષાતુર આવ્યો બાલક
    પ્રેમ અમી રસ ઢોળો.

કાર્ડિનલ ન્યુમેનની પ્રાર્થનાના ગીતનો અનુવાદ રા. મણિશંકર રત્નજી ભટ્ટે પણ કર્યો છે. " ઓ સ્નેહજ્યોતિ ! દોરો: દોરો: દોરો રે મને " એ તેની પહેલી પંક્તિ છે. આ કાવ્યની રા. નરસિંહરાવના પાઠય પુસ્તકના કાવ્યની સાથે તુલના કરતાં નરસિંહરાવના કાવ્યની ભાષા સરળ ને સાદી છે, તેમજ મૂળ કાવ્યના ભાવોને વિશેષ પ્રાસાદિક શૈલીમાંને સ્પષ્ટતાથી ઉતાર્યા છે.

---

# નાનાલાલ.

---

## તાજમહેલ.

આ કાવ્ય કવિ શ્રી નાનાલાલભાઈનું છે. તેમની કવિતાઓ ભાવનાપ્રધાન (Lyrical) અને સ્વાનુભવ રસિક (Subjective) છે. કેટલીક વખત ભાવના શિથિલ થતાં કૃત્રિમતા આવી જાય છે. પણ બીજા કવિઓની માફક કૃત્રિમતા એ તેમનાં કાવ્યોનું ખાસ લક્ષણ નથી. કેટલીક વખત ભાવના એટલી ઉચ્ચ અને અર્થ ગાંભીર્યવાળી હોય છે કે સાધારણ વાંચકને સમજવું મુશ્કેલ પડે. સાહિત્યના ખાસ અભ્યાસીઓનેજ તેમનાં કાવ્યો સુગમ છે. કેટલીક વખત ભાવના એટલી વેગવતી હોય છે કે વાચકનાં હૃદય-કાવ્ય વાચતાં ડોલે છે. તેમની શૈલી તેમના કાવ્યની ભાવનાને અનુકૂળ અને બંધબેસતી થાય છે. અને તેથી તેમની શૈલીને તેઓ ડોલનશૈલી એ ઉપનામથી સંબોધે છે. તેઓ છંદ અને પ્રાસાનુપ્રાસને કવિતાના ખાસ આવશ્યક અંગો તરીકે સ્વીકારતા નથી. જો કે તેમના ખાસ કરીને જીવનની શરૂઆતનાં કાવ્યો છંદ અને પ્રાસાનુંપ્રાસના નિયમોબદ્ધ છે. 'તાજમહેલ' એ તેમનું કાવ્ય છંદબદ્ધ છે.

'તાજમહેલ' એ તેમનાં 'ચિત્ર દર્શનો' એ પુસ્તકમાંથી લેવામાં આવેલું છે. તે પુસ્તકમાં ઉદ્ધૃત થયેલાં દરેક કાવ્યોના વિષય અમુક

અમુક વ્યક્તિઓનું માહાત્મ્ય વર્ણન છે. તેવી વ્યક્તિઓનું શબ્દ-ચિત્ર રજુ કરવાનો કવિનો પ્રયાસ છે. પણ 'શબ્દ-ચિત્ર' ( pictorial) કાવ્યની માફક તે શુષ્ક અને નીરસ નથી. કારણ કે તેમાં પણ કવિની ભાવના સતેજ છે. અને ભાવનાથી તે રેખા ચિત્રો અંકાયેલાં છે. જેમ ઉપર કહ્યું તેમ તેમનાં કાવ્યો ભાવના પ્રધાન છે. અને 'તાજમહેલ'માં પણ ખાલી 'શબ્દ–ચિત્ર' કરતાં ભાવના તરી આવે છે. 'શબ્દ–ચિત્ર એટલે જેવું બાહ્ય દૃષ્ટિએ દેખાય તેવું શબ્દમાં ચીતરવું. પણ અહિં કવિ તેના વિષયની વસ્તુને પોતાના હૃદયમાં પધરાવે છે, અને પોતાની હૃદય–ઉર્મિઓના પવિત્ર જળથી તેને વધારે શુદ્ધ કરી, બહાર આણે છે. આમ વિચારતાં કવિ શ્રી નાનાલાલનાં આવાં ચિત્ર-દર્શનો એ નામનાં કાવ્યો આંગ્લ કવિ ટેનીસનનાં 'ચિત્ર–દર્શન' કાવ્યો ( pictorial poems ) કરતાં ઉચ્ચતર છે.

'તાજમહેલ' એ કાવ્યનુ વસ્તુ મોગલ બાદશાહ શાહજહાને પોતાની પ્રિયતમા 'મુમતાજના સ્મારક ચિહ્ન તરિકે આગ્રામાં લાખોનો ખર્ચ કરી બંધાવેલો તાજમહેલ એ છે. પણ કવિ તેની માત્ર બહારની રૂપરેખા ન ચીતરતાં તેની પાછળ રહેલા પ્રેમની ઉત્કૃષ્ટતાનું વર્ણન કરે છે. તાજમહેલ નીરખતાં તેમને શાહજહાન અને મુમતાજની પ્રેમ ગ્રંથી યાદ આવે છે. અને તેમનું કવિહૃદય એ નિર્જીવ વસ્તુમાં પ્રેમનું ચૈતન્ય જુવે છે. તાજમહેલના અંગે અંગે તેમને પ્રેમ જણાય છે. જાણે કે તે તાજમહાલ એ પ્રેમનું મૂર્ત્ત સ્વરૂપજ ન હોય !

૧. આ શું ચિરસ્થાયી લગ્ન (પ્રેમ ગ્રંથી)નો મંડપ રચ્યો છે કે પ્રિયતમના ભગ્ન થયેલાં પ્રેમનું અવશેષ છે ? હે સખિ ! આ મુમતાજનો તાજ છે કે સ્નેહના પંખીનું આશ્રય સ્થાન છે ?

આ તાજમહેલને નિત્ય લગ્નનો મંડપ, ભગ્ન પ્રેમીનો ભસ્મ-રાશિ, મુમતાજનો તાજ અને સ્નેહનાં પંખીનું આશ્રયસ્થાન તરીકે કલ્પે છે.

નિત્ય લગ્નનો મંડપ=ચિરસ્થાયી અગર સદાકાળના લગ્નનો મંડપ (જેમ લગ્ન વેળા મંડપ ઉભો કરવામાં આવે છે તેમ આ સદાકાળ નભે તેવો લગ્નનો મંડપ.) લગ્ન સમયનો મણ્ડપ લગ્નની શોભામાં વૃદ્ધિ કરે છે. તેની છાયામાં પરણનાર જોડાં લગ્નગ્રંથિથી જોડાય છે. અહિંઆં 'તાજ'ની શોભાનું વર્ણન કરવાને તેને 'મંડપ' કહ્યો છે. વળી તેની અંદર દંપતી પ્રેમગ્રંથિથી જોડાયાં છે એમ પણ જણાવે છે.

પિયુ=પ્રિયતમ, પ્રેમપાત્ર.

પ્રેમભગ્નનો ભગ્ન થયેલા પ્રેમનો=મૃત્યુ પામેલા પ્રેમીનો, (પ્રિયતમ કે પ્રિયતમાનો) અહિંઆં મૃત્યુ પામેલી પ્રિયતમાનો ખરો શબ્દ પ્રયોગ 'ભગ્નપ્રેમનો' એમ જોઇએ. શબ્દશાસ્ત્રનો અનાદર અહિંઆં થયેલો હોવાથી ચ્યુત સંસ્કૃતિ દોષ કહી શકાય.

ભસ્મરાશિ=રાખનો ઢગલો=અવશેષ=દહન પછી રહેલી રાખ.

તાજ=મુગટ અથવા તાજમહાલ. (શ્લેષ) સ્નેહના પંખીની=પ્રેમ રૂપી પંખીની (રૂપક) વાસયષ્ટિ=આશ્રયસ્થાન. યષ્ટિ=લાકડી. વાસયષ્ટિ=જે લાકડી પર પંખી બેસે છે તે લાકડી.

૨. જ્યાં પળે પળે વસ્તુઓની સ્થિતિમાં ફેરફાર થાય છે. ઘડીમાં ધૂળની આંધી ચ્હડી આવે કે ઘડીમાં નિર્મળ આકાશ વાદળથી એકાએક છવાઈ જાય એવા અસ્થિર વિશ્વની અંદર એક તાજમહેલ રૂપી પ્રેમનો તારોજ સ્થિર અને મક્કમ છે.

આમાં તાજમહેલનું ચિરસ્થાયિત્વ બતાવ્યું છે. જેમ આકાશના તારા દુન્યવી વસ્તુઓની માફક સ્થિતિચ્યુત કે સ્થાન ભ્રષ્ટ થતા નથી તેમ આ તાજમહેલ રૂપી પ્રેમનો તારો સ્થિતિચ્યુત થતો નથી. તે જાણે કાળથી અતીત હોય એમ કહેવાનો કવિનો આશય છે. તાજમહેલ અમર છે, નાશ પામશે નહિ અને જ્યાં સુધી તાજમહેલનું અસ્તિત્વ હશે ત્યાં સુધી શાહજહાંન અને મુમતાજનો પ્રેમ તારક કે જેનું તાજમહેલ એ મૂર્ત્ત સ્વરૂપ છે તે સદાકાળ ઝળકશે એમ કહેવાનો કવિનો ઉદ્દેશ છે. ઉત્પ્રેક્ષા અલંકાર છે.

ધૂળ (સં. ધૂલિ) રજ જામી-એકઠી થઈ. આંધી=વ ટોળીઓ. મેઘાડંબર=વાદળ જૂથ. ૫. ત. પુ. સ્હોયલો=છવાયલો. અસ્થિર=અનિત્ય, પરિવર્તન વાળું. પ્રેમતારલો=પ્રેમ રૂપી તારો (તાજમહેલ) ધૂળની ...સ્હોયલો એ 'વિશ્વ'નું વિશેષણ છે. અસ્થિર વિશ્વમાં તાજમહાલની સ્થિરતા દર્શાવીને તેનું આધિક્ય જણાવ્યું છે. માટે અધિક અલંકાર છે.

૩. આ પંક્તિમાં કવિને પ્રશ્ન થાય છે કે પ્રેમ એ ચંદ્ર છે કે ચિતા છે ? એટલે શીતળતા આપનાર છે કે ઉપાધિમાં હોમી ચિતા જેવો બાળનાર છે ? એ પ્રશ્નના ઉકેલમાં 'પ્રેમીના પ્રેમની ગીતા' (તાજમહેલ) એ અર્થ સૂચક છે. તાજમહેલની પાછળ રહેલા ઇતિહાસનું કવિ અહિં સૂચન કરે છે. અને એમ કરી કવિ એવો ભાવાર્થ આણવા માગે છે કે પ્રેમ એ ચંદ્ર નથી પણ ચિતા છે કારણકે તાજમહેલ એ શાહજહાન અને મુમતાજ એ પ્રેમયુગલનું વિરહાગ્નિનું સ્મારક છે.

વિશ્વના મ્હેલે=વિશ્વના મહેલે=વિશ્વમાં. પ્રેમીના=પ્રેમીયુગલના (શાહજહાન અને મુમતાજના) પ્રેમની ગીતા=પ્રેમ સંબંધી જ્ઞાન આપનારૂં તાત્ત્વિક પુસ્તક.

૪. આતે પ્રેમની કવિતાનો તાજ (તાજમહાલ, મૂકુટ) છે જાહોજલાલીનો, સૌન્દર્યનો કે કલાનો, કે મુગલાઈનો છે ? 'વિશ્વના મ્હેલે'માં તથા 'પ્રેમની ગીતા'માં રૂપક છે.

આમાં તાજમહેલ એ પ્રેમની કવિતા છે, જાહોજલાલીનું સ્મારક છે. સૌન્દર્ય અને કલાનો ઉત્તમોત્તમ નમૂનો છે અને મુગલ શહેનશાહનું ગૌરવ નિશાન છે એમ પરોક્ષ રીતે તાજમહેલનું સ્તુતિવર્ણન છે. બધી પ્રશંસા તાજમહેલને યોગ્ય છે એમ કહેવાનો કવિનો આશય છે. પ્રશ્નો એ સંદેહાત્મક પ્રશ્નો નથી પણ સ્તુતિ વાક્યો છે. આથી કવિ સૂચવે છે કે દરેક પ્રકારના પ્રેક્ષકને તે આહ્લાદક થઈ પડે તેમ છે. કોઇ પ્રેમભોક્તાને કે કોઇ કવિને તે પ્રેમની કવિતા રૂપે

જણાય, કોઈ ધનાઢ્ય વભવશાળીને તે જાહોજલાલીનું સ્મારક કે મુગલાઇ શહેનશાહનું ગૌરવ નિશાન જણાય, કોઇ સૌન્દર્ય ભોક્તા-કલાકારને તે સૌન્દર્ય અને કળાનો ઉત્તમોત્તમ નમૂના રૂપે જણાય એવો ધ્વન્યર્થ છે.

યુવાન કુમારીના અંગેઅંગમાં સૌભાગ્ય દર્શક પાનેતર જે મૃદુતા આણે છે તેવી મૃદુતા આ તાજમહેલ રૂપી સુંદરીમાં છે. આ તાજમહેલ એ શૃંગારની લીલા રૂપ મુમતાજનું હાસ્ય સ્વરૂપ હોય એમ જણાય છે. મુમતાજ જ્યારે આવી સૌન્દર્ય-યુક્ત છે ત્યારે વિશ્વ સૌન્દર્ય રૂપ નૂરજહાં, કહો, કેવી હશે ?

આમાં કવિ તાજમહેલનાં અવયવે અવયવે મૃદુતા જુવે છે અને એ મૃદુતા કુમારીના અંગે ભરેલી મૃદુતાના દૃષ્ટાંતથી સમજાવા પ્રયત્ન કરે છે. કામના ઉપભોગમાં વિષયમા પ્રવીણ, શૃંગારની લીલાનું તાદૃશ્ય સ્વરૂપ એવી મુમતાજનું તાજમહેલ એ હાસ્ય સ્વરૂપ છે, એવી બીજી સંભાવના છે. અને આ હાસ્ય સ્વરૂપની સંભાવનાથી તાજમહેલની મૃદુતા (નાજુકતા)માં અધિકતા આવે છે 'કેવીય તો, નૂરજહાં, કહો, હશે ?' એમ કહી નૂરજહાંનું સૌન્દર્ય માહાત્મ્ય અવર્ણનીય છતાં, જણાવી દે છે. જ્યારે મુમતાજ આવી સૌન્દર્ય યુક્ત છે, ત્યારે નૂરજહાં કે જેનું સૌન્દર્ય તેના નામ પ્રમાણે સકળ વિશ્વનું સૌન્દર્ય હતું તે કહો, કેવી હશે? એમ કહી ને શબ્દાતીત છે, શબ્દમાં-વાણીમાં-ઉતારી શકાય તેમ નથી એવો ભાવાર્થ આણે છે. આખી પંક્તિમાં ઉત્પ્રેક્ષાથી કવિ તાજમહેલની સૌન્દર્યશોભા દર્શાવે છે. ખરી રીતે અહિંથીજ કવિ વિષય ઉપર આવે છે. અત્યાર સુધી તાજમહેલને દૂરથી જોતાં વિષય પરત્વે કવિ હૃદયમાં જે ભાવ જાગે, જે કલ્પના તરંગ ઉઠે તે કવિએ કથ્યાં છે. હવે નજીકથી, કલાકારની દૃષ્ટિએ તાજમહેલની કલાને નીરખતાં જે ભાવ જાગે તે કથે છે.

અંગાંગમાં=અંગેઅંગે ( અવ્યય ભાવી સમાસ ) માર્દવ=મૃદુતા-સોહાગ ( સં. સૌભાગ્ય )=સૌભાગ્ય દર્શક. પાનેતર=લગ્નવસ્ત્ર-

(લગ્ન) વખતે કન્યાને પહેરાવવામાં આવે છે તે રેશમી સાડી)

પ્રભા=ઓજસ્ તેજ.

શૃંગારલીલા=પ્રેમલીલા.

( અહિં નામ વિશેષણ તરીકે વપરાયું છે.)

શું હસે !=જાણે હાસ્ય કરે. હાસ્ય રૂપ ન હોય! 'મુમતાજ' હસે શૃંગારલીલાને પણ કર્તા લેઈ શકાય. મુમતાજની પ્રેમલીલા જાણે હસતી હોય એવો તાજમહાલનો દેખાવ છે. અગર હાસ્યનો વર્ણ શ્વેત હોય છે. તાજમહાલ શ્વેત આરસપહાણનો, હોઇ તેના શ્વેત પ્રકાશની સંભાવના મુમતાજની પ્રેમલીલાના પ્રકાશ માટે કરી છે.

નૂરજહાં=જહાંનુનૂર=વિશ્વનું તેજ (જહાંગીર બાદશાહની સ્ત્રી મુમતાજની ફોઇ કે જે અપ્રતિમ સૌન્દર્ય યુકત હતી અને તેથી તેનું નૂરજહાં એ નામ રાખ્યું હતું અહિંઆ તાજમહેલનું શૃંગારિણી સ્ત્રી તરીકે કવિએ વર્ણન કર્યું છે.

૬ તાજમહેલ રૂપી સુંદરી જાણે પ્રેમની ભભૂત લગાવી, પ્રેમની જોગણનો સ્વાંગ ધારણ કરી, એકજ દિશામાં મીટ માંડી, પોતાના પ્રિયતમની વાટ નીહાળતી ન હોય એમ જણાય છે. આમાં તાજ-મહેલની કલ્પના વિપ્રોષિત ભર્તૃકા નાયિકા સાથે કરી છે. તે જેમ પતિના વિરહમાં જેવી દેખાય છે, તેવો દેખાવ તાજમહાલનો છે.

અહિં કવિ અચેતન તાજમહેલમાં ચેતનત્વનો આરોપ કરે છે અને તેના સમર્થનમાં તેમાં કોઇ વિજોગણ પ્રિયતમાના બધા હાવ-ભાવનો આરોપ કરે છે વળી એ સંભાવના અર્થસૂચક અને અર્થ ગાંભીર્ય વાળી છે. માટે વૃત્તિમય ભાવાભાસ Pathetic Fallacy આમાં છે તાજમહેલ એટલે મુમતાજનું કબ્રસ્તાન એટલે મુમતાજજ. મુમતાજ મૃત્યુ પામી નથી પણ પોતાના પ્રિયતમ શાહજહાનની અનિમિષ નયને વાટ જોઈ રહી છે. અને તેમાં તેની એટલી બધી ઉત્કંઠા છે કે તે ચેતન છતાં અચેતન જેવી ભાસે છે, એવો અર્થ સુચવાય છે.

ભસ્મ=ભભૂત=રાખ. દિગન્ત=દિક્ અન્ત=દિશાનો છેડો. (ષ. ત. પુ. સંધિના નિયમ પ્રમાણે 'ક્' નો 'ગ્' થાય છે)=દૂર દિશામાં.

પ્રેમની જોગણ=પ્રેમનો યોગ સાધનારી વિરહિણી (જોગણ–યોગિની)

વાટડી=વાટ=પંથ સં. વર્ત્મન્ ઉપરથી 'વાટ' થાય છે અને તેને 'ડી' લઘુતા વાચક પ્રત્યય લાગ્યો છે. 'આંખડી' સં. **अक्षिन** ઉપરથી આંખ થાય છે. **क्ष** નો 'ખ' નિયમ પ્રમાણે થાય છે, અને અનુનાસિક ઉમેરાય છે. વ્હાલા-પ્રિયતમ. સ. વલ્લભ ઉપરથી. 'ભ' નો 'હ' થઇને વર્ણવ્યત્યાસના નિયમ પ્રમાણે 'લ' નું સ્થાન 'હ' લે છે, અને 'હ'નું 'લ' લેછે.

૭ ચંદ્ર સમાન મુખવાળી તાજમહેલ રૂપી સુંદરી પોતાના ઉચા મિનારા રૂપી ઉચા હાથ ઉપર પોતાનું ઘુમ્મટ રૂપી મસ્તક ઢાળી બેઠી છે. વળી પોતાની વાડી ચોક રૂપી છુટા પાલવ ઢાળી જાણે કોઈ સુંદરી અખંડ રાસ ખેલતી ન હોય એવું જણાય છે.

અહિં પણ સ્ત્રીના હાવભાવનો કવિ તાજમહેલમાં આરોપ કરે છે. તેથી જાણે મુમતાજ તાજમહેલનું સ્વરૂપ લઈ પ્રેમના રાસ ખેલતી હોય એમ સૂચવાય છે. આવી સંભાવનાઓથી મુમતાજ અને શાહજહાનના પ્રેમનું અમરત્વ બતાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. અલંકાર ઉપમા છે.

ઉર્ધ્વ=ઉંચા. ચંદ્રાનની=ચંદ્ર આનની=ચંદ્ર સમ મુખવાળી. કર્મધારય સમાસ. ખરો શબ્દ 'ચંદ્રાનના' જોઇએ.

ઘુમ્મટશીર્ષ=ઘુમ્મટ રૂપી માથું ટેકતી=ટેકાવતી. પાલવ=સાડીનો છેડો શા=સમાન, વાડી ચોક-વાડીની વચમાં આવેલી ખૂલ્લી જગ્યા ચોક સં. **चतुष्क, प्रा. चउक्क** ઉપરથી થયેલો છે. નિત્યરાસ= અખંડ રાસ=અખંડ નૃત્ય.

આમાં આ પ્રમાણે ઉપમાન, ઉપમેય છે. મિનારા, ઘુમ્મટ, વાડી ચોક, એ ઉપમેય છે, અને હસ્ત, શીર્ષ અને પાલવ એ ઉપમાનો છે. ખરી રીતે તો આ પ્રમાણેજ ઉપમાનનો ક્રમ લેવો જોઇએ. પણ

કવિએ આ ક્રમને ઉલટાવી નાખ્યો છે. જે ઉપમાન ગણવાં જોઇએ તેને ઉપમેય ગણ્યાં છે, અને ઉપમેયને ઉપમાન ગણ્યાં છે. તાજમહાલ અને નર્તકી વચ્ચેનું સાદૃસ્ય કવિ જણાવવા માગે છે.

૮ જે પ્રેમ પૂરેપૂરો ભોગવાયો નથી અર્થાત્ અધુરો છે, તે પ્રેમની અભિલાષાઓ વધતી જાય છે. શાહજહાંન અને મુમતાજના લગ્ન પછી શાહજહાંન તેની સાથે પ્રેમનું સુખ પૂરેપૂરૂં ભોગવી શકયો નહિ. તેના પ્રેમના મનોરથો અધુરા રહી ગયા, તેથી મુમતાજના મરણ પછી શાહજહાનનો તેને માટેનો પ્રેમ વિશેષ વધતો ગયો તે વિશેષ પ્રેમની પ્રતીતિ રૂપેજ આ તાજમહાલ તેણે બંધાવ્યો છે. વણમાણ્યા –વગર ભોગવ્યા (બ. વ્રીહિ સમાસ). પ્રેમરાશિ–પ્રેમનો ઢગલો (ષ. ત. પુ). મહાસત્ય ' એ કર્મધારય સમાસ.

ક્રુર કાળે ચકવાની જોડી જેવી એ પ્રેમી દંપતીની જોડીને એક બીજાથી વિખૂટા કરી વિશ્વના બે કાંઠે જુદા જુદા આવાસ કરાવ્યાં પણ અદ્વૈત નાથ પરમાત્માને એવો ભેદભાવ સહન થઈ શકયો નહિ. પરમાત્માને તો તે બન્નેનું ઐક્ય સ્થાપવું હતું અને તેથી તે દંપતીના મૃત્યુ પાછી પણ અભેદભાવની સાક્ષી રૂપ તાજમહેલની સ્થાપનાની પ્રેરણા કરી.

અહિં તાજમહેલને દંપતીઅદ્વિતીય પ્રેમની પ્રતીતિરૂપ માન્યો છે, અભેદભાવની સાક્ષીરૂપ કલ્પ્યો છે. એટલે એ બન્ને બાહ્ય દૃષ્ટિએ–જગતની દૃષ્ટિએ–ભિન્ન છતાં–અભિન્ન હતાં; તેમના આત્મા અને જીવન પરસ્પર એટલાં બધાં ગુંથાઈ ગયાં હતાં–ઓત પ્રોત થઇ ગયાં હતાં–કે તેમનામાં ભિન્નભાવ (જુદાપણું) જતું રહ્યું હતું. અને આ તાજમહેલ તે તેવા અદ્વૈત ભાવના પુરાવારૂપ છે એમ કહેવાનો કવિનો આશય છે. મુમતાજ અને શાહજહાન જો કે મરી ગયાં છે છતાં તેમનો પરસ્પરનો અદ્વિતીય પ્રેમ તાજમહેલમાં મૂર્ત્ત થયેલો છે. અને તે અમર રહેશે, કાળ તેનો ગ્રાસ કરી શકશે નહિ કારણ કે અદ્વૈતનાથની પોતાની જ એવી ઇચ્છા છે કે તે અમર રહે, (અદ્વૈત એ

દ્વૈતનું સ્થાપવું હતું ' ) કાળે જો કે પોતાનું કર્મ કર્યું હતું. બન્ને પ્રેમીઓને સારસપક્ષી જોડની માફક વિખૂટાં કરી નાખ્યાં પણ પ્રભુ ઇચ્છાએ અને ઇશ્વરના અનુગ્રહે આવુ અદ્વિતીય પ્રેમ દૃષ્ટાંત ભુંસાવા પામ્યું નહિ. એવો ભાવાર્થ છે.

ચકવાની જોડીની ઉપમા આપી કવિ તે બન્ને પ્રેમીઓના મૃત્યુ પછીના તેમના પ્રેમનું વર્ણન કરતો હોય એમ જણાય છે. સાધારણ રીતે એમ મનાય છે કે સારસ પક્ષીની જોડીના નર અને માદા બન્ને રાત્રિએ એક બીજાથી વિખૂટા પડી જાય છે. બન્ને જો કે એક બીજાથી બહુ દૂર નહોય છતા પણ એક બીજાને જોઇ કે મળી શકતા નથી. તેથી પ્રત્યેક જન આખી રાત્રિ શોકમાં ગાળે છે. સવારે તેઓ ભેગાં મળે છે ત્યારે રાચે છે. આમ સારસ પક્ષીની ઉપમાથી કવિ એમ કહેવા માગે છે કે જો કે તે આત્માઓ મરેલા જણાય છે પણ વસ્તુતઃ તેઓ નાશ થયેલા નથી પણ જીવંત છે. અને ફરીથી તેમનો સંયોગ સધાશે.

વિછોડી=વિખૂટી કરી. ચકવાની જોડી=સારસ પક્ષીની જોડી. એલડા એવડો, જુદો જુદો. અદ્વૈત=ઐક્ય. અભેદતા=અભિન્નતા દ્વૈત= ભેદતા અદ્વૈતનાથ=પરબ્રહ્મ-પરમાત્મા-તેના સિવાય બીજું કાંઈ નથી. એ એકમાંથીજ સર્વની ઉત્પત્તિ થઇ છે અને એ એકમાજ સર્વનો લય થવાનો છે માટે તે અદ્વૈતનાથ.

૧૦. દંપતી પ્રેમના પ્રનમના ચંદ્ર જેવો એ તાજમહેલ હમેશાં અમર રહો, એ તાજમહેલ રૂપી પુનમચંદ્ર પૂર્ણિમાના તેજમાંયે તેજપુંજ છે, તેજનો અંબાર છે.

આમાં કવિની અભિલાષા બતાવી છે. કવિ તાજમહેલને અમરત્વનો આશિર્વાદ દે છે. પૂર્ણિમા કેરી જ્યોત્સ્નામાં જ્યોત્સ્નાના 'પુંજ-શી' એમ કહી કવિ સંભાવના કરે છે કે પુર્ણિમા પોતાનું તેજ જગત ઉપર સ્વાભાવિક રીતે પાથરી દે છે-આખા જગતને પ્રકાશમાન કરે છે પણ તાજમહેલ તેથી પણ વધારે પ્રકાશમાન દેખાય છે જાણે કે

તે તેજપુંજ નહોય. એથી સ્થુલ તાજમહેલની સફેદાઇનો પણ અર્થ સૂચવાય છે.

પૂર્ણિમા=પુનમનો ચંદ્ર જ્યોત્સ્ના=તેજ. પુંજ=જથ્થો. નિત્યે તપજો=અમર રહો. તે=તાજમહેલ.

અહિંઆં કવિ તાજમહેલ હમેશ પ્રકાશો એમ આશીર્વાદ આપે છે માટે 'આશીઃ' અલંકાર કહેવાય છે. જ્યોત્સ્નાના પુંજ શી' માં ઉપમા અલંકાર છે. અને 'દંપતી પ્રેમની પૂર્ણિમા'માં રૂપક અલંકાર છે. દંપતી એ દ્વન્દ્વ સમાસ છે, 'પૂર્ણિમા' તપજો' કરતાં 'પ્રકાશજો' એ અર્થને વધારે સુસંગત છે. 'પ્રકાશ' આનંદ આપે છે. જ્યારે તાપ' સંતાપ ઉત્પન્ન કરે છે; 'પૂર્ણિમાની જ્યોત્સ્નામાં' 'દંપતી પ્રેમની પૂર્ણિમા (તાજમહેલ)' અને જ્યોત્સ્નાના પુંજ, એમાં ઉપમાની પુનરુક્તિ થાય છે. આ પુનરુક્તિ અહિંઆં દોષ રૂપે છે. સમસ્ત કાવ્યમાં કલ્પનાની પરંપરા આવે છે. તાજમહેલ એટલે નિત્ય લગ્નનો મંડપ, ભગ્નપ્રેમનો ભસ્મ રાશિ, સ્નેહપંખીની વાસયષ્ટિ, પ્રેમતારલો, પ્રેમનો ચંદ્ર, શૃંગારિણી, વિરહિણી, નર્તકી, પ્રેમરાશિ તથા દંપતી પ્રેમની પૂર્ણિમા એમ જૂદી જૂદી રીતે કવિએ વર્ણન કર્યું છે.

---

# ખબરદાર.

---

## સદાકાળ ગુજરાત.

આ કાવ્ય રા૦ ખબરદારે ગુજરાતી સાહિત્યની આઠમી પરિષદ્દનું મુંબાઇમા અધિવેશન થયેલું ત્યારે ત્યાં ગાયેલું. ગુજરાત માત્ર ભૂગોળની નિર્દિષ્ટ મર્યાદામાંજ આવેલું નથી પણ જ્યાં જ્યાં એક પણ ગુજરાતી—સાચો ગુજરાતી—રહે છે ત્યાં ત્યાં હમેશ ગુજરાતજ છે. એમાં "મહા ગુજરાત"ની સુંદર સ્વદેશપ્રેમની ભાવના છે.

**મહેલાત**=મહેલ. **ગુર્જરી**=ગુજરાતી ભાષા. **ઉષા**=પ્રભાતનો પ્રકાશ. **હેલાતી**=આનંદ પામતી (**હેલા**=ગમ્મત. ઉપરથી). ઉષા... હેલાતી=જે ગુજરાતી સાહિત્ય નો અભ્યુદય આનંદ આપનારો છે. **લહાણી**=આનંદ, ગમ્મત, જંગલ......પ્રીત=ગુજરાતીઓને ઉદ્યમ ઉપર એટલી બધી પ્રીત છે કે નિર્જન જંગલમાં પણ તેઓ સુંદર નિવાસ સ્થાન બનાવી મુકે છે અને પોતાના વેપાર ઉદ્યોગ ચલાવે છે. **હુલાતી**=આનંદ આપતી. સુરવન=(સુર+વન) દેવતાઓનું વન=નંદન-વન. **મીરાત**=મિલ્કત, હવેલી. **દયાનંદ**=દયાનંદ સરસ્વતી. શ્રી આર્ય સમાજના મૂળ સ્થાપક ને આર્ય ધર્મના પિતા. **દાદા**=દાદાભાઈ નવરોજી: **પુણ્ય**=પવિત્ર. **વિરલ**=ભાગ્યેજ બીજે મળી શકે તેવી. **રસ-ભોમ**=રસવાળી ભૂમિ. **ઝુઝે**=પોતાનાં પરાક્રમથી આંજી નાખે. **ભરતી**= સ્વદેશ પ્રેમ રૂપી ભરતી. **અદલ**=વાજબી, ન્યાય પુરઃસર.

---

# શાન્તિલાલ ઓઝા.

---

## મુંઝવણ.

આ કાવ્ય રા૦ ઓઝાની "રસચંદની" અથવા "સુધા—એક ખીલતી કળી" એ નામક એક લઘુ પણ રસિક પ્રેમી યુગલની વાર્તામાં આવેલું છે.

**પૂર્વવાર્તા:—**

લેખકના શબ્દોમા કહીએ તો "સુધા એક ખીલતી કળી છે. નલિને પુખ્ત ઉંમરે પસંદ કરેલી છે. બેઉ જણાં લગ્ન પ્રેમનું રહસ્ય સમજે છે." તેઓ બે મિત્ર તરિકે હાસ્યવિનોદમાં અને કવિતાનો શોખ તથા અભ્યાસ વધારવામાં પોતાનો સમય વીતાડે છે. એક પ્રસંગે સુધા બગીચામાં બેસીને નોંધપોથીમાં કંઇક લખ્યા કરે છે. નલિન

ત્યાં આવી પ્હોંચે છે. તેની નોંધપોથી માગે છે. ને તેમાંથી નલિન આ કાવ્ય વાંચે છે.

**મુંઝવણ**=મનની ગુંચવણ...અહિં પ્રેમીની મુંઝવણ. પ્રિયતમને કેવી રીતે બોલાવવા તે બાબતની મુંઝવણ.

**દિલ**=મન. **સ્હેજે**=જરાએ. **બહુ......ઘણાંયે**=જે માણસો હદ ઉપરાંત વિનય ને વિવેક બતલાવે તેવા ઘણા માણસો કપટી હોય છે, ઢોંગી હોય છે; માત્ર બહારનોજ દેખાવ કરનારાં હોય છે.

**જડતાની મૂરતી** છે=આબેહૂબ જડતા છે. જડ વસ્તુમા જેમ કંઇ પણ લાગણી કે પ્રેમભાવ હોતો નથી તેવી રીતે તેનામાં કંઇ પણ લાગણી કે પ્રેમભાવ નથી. અલંકાર–રૂપક. અથવા અતિશયોક્તિ છે.

**દાસી.........ચાહે**=જો હું મારી જાતને "આપની દાસી" કહીને બોલાવું તો મને પ્રેમરસ ચાખવાનો મળી શકે નહિં. કારણ કે બે જણ સમોવડિયાં કે સરખા હોય તોજ તેમની વચ્ચે પ્રેમ ઉત્પન્ન થઇ શકે. પ્રેમનું વાતાવરણ ઉચ્ચ ને નીચ વચ્ચે ઉદ્દ્ભવીજ ન શકે. **પ્રેમરસ**=પ્રેમ એજ રસ. (કર્મધારય સમાસ). **સમોવડ**=સરખા, સમાન સ્થિતિ વાળાં. આ બે પંક્તિઓમાં "પતિ ને પત્ની વચ્ચે હક્કની ને હોદ્દાની સમાનતા હોવી જોઇએ" એવો ધ્વનિ છે. **નયન તારલિયા**=નયનનો તારો–આંખની કીકી–આંખનું તેજ. **નયન.........સદાયે**=જો મ્હારા પ્રિયતમને "નયન તારલિયા" કહીને બોલાવું તો તેમને માઠું લાગે, તેમના મનને ગ્લાનિ થાય. કારણકે તે હંમેશાં મારા નયનનો ચંદ્ર થવા ચાહે છે. 'તારો' થવાનું તેમને પસંદ નથી પણ ચંદ્ર જે પ્રેમની જ્યોત્સ્ના રેલાવી શકે છે તે થવાનુ તેમને પસંદ છે. "પોતાના પતિને પ્રેમની ઉચ્ચ દિવ્ય ભાવના છે." એવો આમાં વ્યઙ્ગ્યાર્થ છે. **વસમો**=વિરોધી, શત્રુ. **હૃદય-ગગન.........લજવિયે ?**="મ્હારા હૃદય રૂપી ગગનમાં આપ વિરાજો" એમ કહું તો હૃદય લાગણી કે પ્રેમ વિનાનું ઠરે છે. કારણ

કે હૃદયનું ઉપમાન 'ગગન' એ ખાલીજ છે. અહિં રૂપક અલંકાર છે. હૃદય એજ ગગન. **હૈયાના હાર**=હૃદયને બહુજ વ્હાલા પ્રિયતમ. જો હું તેમને હૈયાનો હાર કહીને બોલાવું છું તો મને કહે છે કે અમને સોયે વિંધીને હારની માફક લટકતા રાખવાની નિર્દયતા ક્યાં સુધી બતાવશો? **બોલતાં બાંધે**=દરેક બોલમાં બાંધી દે. દરેક ઉપનામ દોષવાળુ ઠરાવી મને બોલતી બંધ કરે. **લગની**=પ્રેમની લાગણી. **નોછાવર**=અર્પણ. ભેટ.

